અખંડ ભૂમંડલાચાર્યચક્રચૂડામણિ

# શ્રીમદ્ વલ્લભાચાર્યજી

## ( આચાર્યશ્રી મહાપ્રભુજી )

નું

# જીવન ચરિત્ર.


રચનાર

ભગવચ્ચરણાંબુજ નિવાસી

**લલ્લુભાઇ પ્રાણવલ્લભદાસ પારેખ,**

સંશોધન કરી પ્રકટ કરનાર

**મોતીલાલ લલ્લુભાઇ પારેખ.**

એમ. એ, એલ.એલ. બી

દિવાન, બારીઆ સ્ટેટ.



( સંશોધિત ત્રીજી આવૃત્તિ )

વલ્લભાબ્દ ૪૫૫ ] [ સંવત ૧૯૯૦

પ્રત ૨૦૦૦

કિંમત રૂ. ૨—૦—૦

# પ્રથમ આવૃત્તિની પ્રસ્તાવના.

શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અને એમણે પ્રતિપાદન કરેલા ભક્તિ સંપ્રદાયસંબંધી જ્ઞાનનો જનસમાજમાં વધારે પ્રકાશ થવાની જરૂર છે, એમ અમને અમારા અવલોકન, અનુભવ, અને અભ્યાસથી જણાયું છે એ જરૂર કાંઇક અંશે પુરી પાડવા માટે અમારા અભ્યાસનું ફળ એક નોંધ સંગ્રહ તરીકે આ પુસ્તકદ્વારા જનસમાજની સેવામાં અમે મુકીએ છીએ

જીવન ચરિત્રનો આધાર મુકરર કરવામા ઘણે ભાગે "યદુનાથ વિજય' અને "વલ્લભદિગ્વિજય" ભાગ પહેલાનો આધાર લીધો છે, અને સિદ્ધાંતના વિવરણમાં આચાર્યશ્રીએ સ્વત રચેલા મૂળ ગ્રંથો નોજ પ્રધાનપણે આધાર લીધો છે.

શ્રીયદુનાથવિજય સંવત્ ૧૬૫૮ મા આચાર્યશ્રીના પૌત્રે રચેલો જણાય છે. અમોને મળેલી તેમજ અમોએ જોયેલી પ્રતો આધુનિક સમયમા ઉતારેલી લાગે છે. આ પ્રતોમા કોઈક કોઇક સ્થળે ક્ષેપક (આચાર્યશ્રી રચિત ગ્રંથોથી ભિન્ન) હકીકત માલમ પડે છે. કોઇ પ્રાચીન પ્રત હવે પછી અમોને મળશે તો તેનો યોગ્ય ઉપયોગ કરીશુ.

શ્રીવલ્લભદિગ્વિજય (ભાષામાં) બાબુ સીતારામકૃત, તેમજ શ્રી-વલ્લભચરિત્ર નામનો સંસ્કૃત ગ્રંથ શ્રી વિઠ્ઠલનાથજીના સેવક મુરલીધર દાસનો રચેલો છે તે પણ અમે વાંચેલા છે. તે સિવાય બીજા અનેક ગ્રંથો જે જે અમને ઉપલબ્ધ થયા તે પણ વાચ્યા છે. જે જે ગ્રંથો-નો અમોએ આધાર લીધો છે તે ગ્રંથોના નામ સ્થળે સ્થળે આપેલા છે

વિદ્યાનગરમા થયેલા પ્રખ્યાત વાદસંબંધી સવિસ્તર હકીકત અ-વકાશ અને શોધની સંપૂર્ણતાના અભાવે અમે આપી શક્યા નથી, તેથી એ વાદનુ પરિણામજ સંક્ષેપમા આપી સંતોષ માન્યો છે.

આ પુસ્તકમા જે જે સ્થળો અને મનુષ્યોના નામ લખ્યા છે તે તે સ્થળો અને મનુષ્યો કલ્પિત નથી પણ ખરાં છે એમ અન્ય પુસ્તકો ઉપરથી તથા બીજા પુરાવા ઉપરથી સાબીત થઇ શકે છે. તેમજ જે જે વૈષ્ણવોના ઘરમાં આચાર્યશ્રીની બેઠક હતી એમ લખ્યુ છે તે તે વૈષ્ણવોના સીધી કે આડી લીટીના વંશજોના તાબામાં હાલ સુધી એ બેઠકોનો મ્હોટો ભાગ છે

આ પુસ્તકમાં કોઈ પણ લખાણ અમુક વ્યક્તિ કે વર્ગના ઉપર આક્ષેપ કરવાના હેતુથી કરેલુ નથી, એ વાત વાચકને યાદ રાખ વાની વિનતિ છે.

આ પુસ્તક રચવામા નડીયાદના શ્રીગોકુલનાથજીના મદિરના શાસ્ત્રી મોહનલાલ કાશીરામ તથા રા રા. મગનલાલ ગણપતરામ શાસ્ત્રી એમ. એ. ના તરફથી ઘણી અમૂલ્ય મદદ મળી છે, એ ખાતે એમનો હુ અત કરણપૂર્વક આભાર માનુ છુ. આખો ગ્રથ અને વિશેષ કરીને સિદ્ધાત ભાગ જુદે જુદે વખતે થઇને એ બન્ને વિદ્વાનોએ તપા સેલો છે જુજ કાગળો પોરબદરવાળા ગોસ્વામી શ્રીજીવનાચાર્યજીને પણ બતાવવામાં આવ્યા હતા.

આ પુસ્તક સંબધી ટીકા, ચર્ચા, કે સૂચનાઓ અમને સુજ્ઞ વાચકો મોકલી આપશે તો તેનો ઉપકાર સાથે હવે પછી યોગ્ય ઉપ યોગ કરવામા આવશે.

વિદ્વાનો ધર્મના રક્ષક છે, તેથી હું તેમને આચાર્યશ્રીના સ્થાપન કરેલા ભક્તિમાર્ગનો અભ્યાસ કરવા વિનતિ કરૂ છુ. સર્વ આચાર્યોને પણ પ્રાર્થના કરૂ છુ કે, એતન્માર્ગીય જ્ઞાનનો પ્રસાર કરવાને તેઓ યોગ્ય યત્ન કરે

ગયે વર્ષે મળેલી વૈષ્ણવ પરિષદ્‌ને આચાર્યવર્ગ તરફથી મળેલુ ઉત્તેજન આશાજનક લાગે છે અને તેથી હું આશા રાખુ છુ કે વૈષ્ણવો અને વિશેષે કરીને વૈષ્ણવ પરિષદ્‌ના અગ્રેસરો શિથિલ નહિ થતા સતત્ યત્ન કરવા જારી રાખશે

પ્રભુ કૃપાથીજ આ કૃતિ હાથ ધરવાની પ્રેરણા અને તેને ફલિભૂત કરવાની જોગવાઈ મળી આવી છે, તો તે કૃપાનુ ફલ હું શ્રીકૃષ્ણ પરમાત્માના ચરણારવિદમાજ સપ્રેમ નિવેદન કરૂ છુ.

અમદાવાદ,
સંવત્ ૧૯૬૩, માઘ,
કૃષ્ણપક્ષ, વિજયાએકાદશી.
તા. ૯ ફેબ્રુઆરી ૧૯૦૭

લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ
પારેખ.

# દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના.

આચાર્યચક્ર ચૂડામણિ ભગવાન્ શ્રીવલ્લભનાં જીવન વગેરે સબંધી હકીકતના નોંધસંગ્રહ તરીકેજ પ્રથમ આવૃત્તિ જનસમાજની સેવામા મૂકી હતી, તેનુ યથાર્થ સશોધન કરી શ્રીમદાચાર્યના જીવનચરિત્રનો ગ્રથ રચવાનું આ આવૃત્તિ ઉપર મુલતવી રાખ્યુ હતુ પરન્તુ અનુકૂળતાના અભાવે અને વખતની તગીને લીધે તેમ બની શકયુ નથી, તેથી શ્રીમદાચાર્યના ગ્રંથાદિના વિશેષ અભ્યાસના આધારે જે થોડુ બની શકયુ તેટલુ સશોધન કરીને, અસબદ્ધ હકીકત અને આખ્યાયિકાઓ છોડી દઇને, વિદ્યાનગરના પ્રખ્યાત વાદનું કાઇક સ્વરૂપદર્શન કરાવીને, ભક્તિમાર્ગ સંબધીના બે પ્રકરણો ફરીથી લખીને, અને તે સિવાય બીજો જુજ ઘટાડો, વધારો અને સુધારો કરીને, આ આવૃત્તિ પ્રસિદ્ધ કરતા સતોષ માનવો પડયો છે. સર્વાંગ સંશોધિત ચરિત્રગ્રંથ લખવાનુ કામ પ્રભુકૃપાએ હવે પછી બનશે

આ ગ્રથમા જે દોષ, ખામી કે ભૂલ હોય તે ભગવાન્ શ્રીવલ્લભના સિદ્ધાત કે લેખના નથી એમ યાદ રાખવાની, તેમ સંશય નિવારણ માટે તેમના મૂળ ગ્રથો તપાસવાની વાચકવર્ગને અમારી નમ્ર વિનતિ છે.

આ ગ્રથમા લેશપણ લખાણ કોઇપણ વ્યક્તિ, વર્ગ, મત કે પથની પરોક્ષ કે અપરોક્ષ રીતે ઉપેક્ષા કરવા માટે નથી, એ વાત વાચક ભુલી જવી નહિ. વાચક વર્ગની સૂચનાઓનો યોગ્ય સત્કાર કરવામા આવશે ,

ધર્મજીજ્ઞાસુ વર્ગમા ભગવાન્ શ્રીવલ્લભના સર્વાંગ વદનીયજીવન અને એમણે પ્રતિપાદન કરેલા "બ્રહ્મવાદ" સિદ્ધાત અને પ્રવર્તાવેલા "ભક્તિમાર્ગ ' સબધી વધારે પ્રકાશ અને ઉમંગ થાય, એ હેતુથીજ નિસાધનની નિસાધનતાનેજ પરમ સાધન બનાવી સ્વરૂપાનદનુ દાન કરનાર પરમાત્મા શ્રીકૃષ્ણના ચરણસરોજમા આ આવૃત્તિ અમે સપ્રેમ નિવેદન કરીએ છીએ.

આ ગ્રથમા સમાયલા સિદ્ધાત ભાગને લખવામા કે ફરીથી લખવામા શાસ્ત્રી મોહનલાલ કાશીરામ તરફથી અમને જે અપૂર્વ મદદ મળી છે એ ખાતે અમે એમનો ઉપકાર માનીયે છીએ.

કૃષ્ણભવન—નડિયાદ
સં ૧૯૬૭ના માગશર સુ ૧૦
રવિવાર તા ૧૧–૧૨–૧૦
વલ્લભાબ્દ ૪૩૨.

લલ્લુભાઈ પ્રાણવલ્લભદાસ.
પારેખ.

## તૃતીય આવૃત્તિની પ્રસ્તાવના.

બઇ આવૃત્તિના મુદ્રણના કાળથી પરવારી આ ગ્રંથના કર્ત્તા (અમારા તીર્થરૂપ પૂન્ય પિતૃચરણ) શ્રીમદાચાર્યચરણની જન્મ-ભૂમિ ચંપારણ્યની યાત્રાએ ગયા. ત્યાં દર્શન કરી જગદીશ આદિ તીર્થોમા પર્યટન કરી ગયાજીમા ગયા. ત્યા એકાએક બીમાર થવાથી કલકત્તે થોડા દિવસ સારવાર માટે રહી મુંબાઇ આવ્યા હતા, અને મુબાઇમા સંવત્ ૧૯૬૭ ના ચૈત્ર સુદી ૭ ના રોજ પ્રાત કાળે સર્વ-કુટુબ મડલ વચ્ચે બહુજ શાંતિપૂર્વક ભગવચ્ચરણારવિંદમા સ્થિતિ કરી હતી એટલે લગભગ ૧૩ વર્ષ પછી આ આવૃત્તિ જન-સમાજની સેવામા મૂકવાનુ બન્યુ છે.

ગ્રંથકર્ત્તાનુ રેખા-ચરિત્ર તેમના સ્મરણાર્થે આ ગ્રથ સાથે જોડવું તે ગ્રંથકર્ત્તાને રૂચત નહિ પરતુ વાચકવૃંદની એવી ઇચ્છા હશે કે સસાર-વ્યવહારનો ભારે બોજો ઉઠાવનાર ભક્ત-જનો સેવા પરાયણ રહી નિવેદિત જીવન શી રીતે ગાળી શકે તેના દષ્ટાંતરૂપ એવુ ચરિત્ર માર્ગદર્શક અને ઉપયોગી છે તો તે ઇચ્છાનો સ્વીકાર કરવામા હરકત નથી.

પહેલી બે આવૃત્તિઓમા જે વિજ્ઞાપના વગેરે છે તે આ આવૃત્તિને પણ લાગુ છે.

આ આવૃત્તિમાં ગ્રથનુ યથોચિત કલેવર રચવા તીર્થરૂપની આજ્ઞાને અનુસરી પ્રયાસ કર્યો છે, પરતુ તે પ્રયાસ અપૂર્ણ છે એમ નિખાલસપણે કબુલ કરવુંજ જોઇએ. તે પ્રયાસમા જે જે પૂજ્ય વિદ્વાનોનો તથા મિત્રોએ સાહાય્ય આપી છે તેમનો અંત કરણપૂર્વક આભારી છું. ભગવત્કૃપાએ હવે પછીની આવૃત્તિમા જે ન્યૂનતાઓ રહેલી હશે તે દૂર કરવાનુ બનશે

વ્યવસાયના ભાર નીચે આ આવૃત્તિ પ્રગટ કરવા જેટલી અનુકૂલતા જે પરમ કૃપાળુ પરમાત્માએ આવી તે પ્રભુના જ ચરણારવિદમા આ આવૃત્તિ, આભારપૂર્ણ હૃદયથી અર્પું છુ

દેવધડ-બારીઆ.
વલ્લભાબ્દ ૪૪૫
વિક્રમાર્ક સંવત ૧૯૮૦ ના
માર્ગશીર્ષ શુક્લપક્ષ ૯.
તા ૧૬-૧૨-૧૯૨૩.

મોતીલાલ લલ્લુભાઇ પારેખ.

# અનુક્રમણિકા.

## ગ્રંથકર્તા રચિત ગ્રંથો.

૧ શ્રીવલ્લભ ચરિત્ર ( સંશોધિત વર્ધિત ત્રીજી આવૃત્તિ) રૂ. ૨—૦—૦
૨ શ્રીકૃષ્ણ લીલામૃત ભાગ ૧ ... ... રૂ ૧—૦—૦
૩ શ્રીકૃષ્ણ લીલામૃત ભાગ ૨ ... રૂ ૧—૦—૦
૪ તત્ત્વાર્થ દીપ—નિબંધ ( શાસ્ત્રાર્થ પ્રકરણ ) ટીકા
તથા ભાષાંતર સાથે .. ... . રૂ ૧-૦—૦
૫ શ્રીમદ્ વલ્લભાચાર્યજીનું સંક્ષિપ્તજીવન અને સિદ્ધાંતો
( સને ૧૯૦૯ ની સર્વ ધર્મ—પરિષદ્ કલકત્તામાં
આપેલું વ્યાખ્યાન) ગુજરાતી તથા ઇંગ્રેજીમાં દરેકની રૂ ૦—૨—૦
૬ પુષ્ટિ—માર્ગ (એજન સને ૧૯૧૧ માં આપેલું વ્યાખ્યાન)
ગુજરાતી તથા ઇંગ્રેજીમાં દરેકની .. ... રૂ ૦—૨—૦
૭ માલા—પ્રસંગનો સાર .. ... ... રૂ ૦—૪—૦
૮ કામાખ્ય દોષ—વિવરણ ... ... રૂ ૦—૨—૦
૯ બ્રહ્મવાદ ... ... ... રૂ ૦—૪—૦

પુસ્તકો મળવાનાં ઠેકાણાં—

૧ મંત્રી શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય
શ્રી ગુસાંઇજીના મંદિર પાસે—નડીઆદ.
૨ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કંપની.
પ્રીન્સેસ સ્ટ્રીટ—મુંબાઇ.
૩ મેસર્સ જયેષ્ઠારામ મુકુંદજીની કંપની.
કાલબાદેવી રોડ—મુંબાઇ.
૪ ભટ્ટ મગનલાલ પુરૂષોત્તમદાસ.
મે દિવાન સાહેબને ત્યાં
૫ "ગુજરાતી પંચ" ની ઓફીસ,
રીચીરોડ—અમદાવાદ.
દેવગઢ—બારીઆ.

શ્રી હરિઃ

# ઉપોદ્ઘાત.

---

ચરિત્ર-નાયકનો સમય વિક્રમના આઠમા સૈકાનો છે હિંદુસ્થાનની તે સમયના અરસાની રાજકીય, સામાજીક અને ધાર્મિક સ્થિતિ લક્ષ્યમા રાખવાથી ચરિત્ર વિષય યથાર્થરીતે સમજવામા સુગમતા પ્રાપ્ત થશે એમ ધારી તે સબધી ટૂક નોધ અત્રે કરીએ છીએ.

**ચરિત્ર-સમય.**

## રાજકીય સ્થિતિ.

વિક્રમના પદરમા સૈકાના ઉત્તર ભાગમા તઘલક અને સૈયદ વશના દિલ્હી-પતિઓની કારકીર્દિનો અત આવ્યો અને લોદી વશનો અમલ શરૂ થયો તે વંશના સિકદરશાહના મરણ વખતે તેની સત્તા નીચે પજાબ, દુઆબ, અયોધ્યા, લખનૌ જુવાનપુર, બિહાર અને યમુના નદીની પશ્ચિમ તરફનો સતલજથી બુદેલખંડ સુધીનો મુલક હતો

**દિલ્લીની શહેનશાહત.**

સદર મુલકો સુલ્તાનની રાજસત્તા નીચે હતા, પરતુ તેની હેઠળ અનેક ન્હાના રાજ્યો ઠકરાતો, જાગીરો વિગેરેની હકૂમત ચાલતી રાજ્યના સઘળા કારભારમા મુખ્ય અધિકારવાળી જગાઓ અફઘાન સરદારો પાસે હતી, અને ઘણીખરી સારી જાગીરો પણ તેઓજ ભોગવતા હતા

સિકદર શાહના પછી ઈબ્રાહીમ લોદી સંવત્ ૧૫૭૪ મા ગાદીએ બેઠો, તે વખતે તેના મુખ્ય અફઘાન સરદારોએ ઠરાવ કર્યો કે તેના ભાઈ જીલાલખાનને જુવાનપુરની ગાદી આપવી આ ઠરાવ ઈબ્રાહીમખાનને પસદ નહિ પડવાથી ઘણી મહેનતે અતે જીલાલખાનને મારી નખાવ્યો ત્યાર બાદ સુલ્તાનના ગર્વથી

તેની અને તેના સરદારો વચ્ચે ખટપટ જાગી. રાજ્યમા બળવો ઉઠયો પરિણામે "ઘર ફુટે ઘર જાય" એ ધોરણે મોઘલ બાબરને હિંદુસ્થાન ઉપર ચઢાઈ લાવવા આમંત્રણ થયું. બાબરનો ડોળો હિંદુસ્થાન ઉપર ત્યાર અગાઉ લાબા વખતથી હતો એટલે મળેલી તકનો લાભ લઈ ચઢાઈ કરી અને ઈબ્રાહીમખાનને પાણીપતના યુદ્ધમા હરાવી બાબર દીલ્હીના તખ્ત પર સંવત્ ૧૫૮૨ મા બેઠો.

*  *  *  *

**રાજપૂતાના.**

ચિતોડના મહારાણા સંગની આણ આ અરસામા રણથભોર ચદેરી વગેરે સૂધી ફરતી હતી.

*  *  *

**બાબરની કારકીર્દી.** બાબરનો ચાર વર્ષનો ટુકો અમલ રાજકીય ઉથલપાથલ, બળવા અને લડાઈઓથી ભરેલો હતો. સર્વત્ર અશાન ફેલાઈ રહી હતી. હુમાયુના વખતમ પણ તે સ્થિતિ કાયમ જ રહી હતી તેણે ગુજરાત અને બગાલા જીત્યા હતા પરતુ તે તેના હાથમા રહી શકયા નહોતા

*  *  *  *

**ગુજરાત.** કરણ વાઘેલાના અંત પછી ગુજરાતમા મુસલમાનોની સત્તા દીનપર દીન જામતી ગઈ મુસલમાન સુલ્તાનો પૈકી કેટલાએકની કારકીર્દી ન્યાયપરાયણ હતી પરતુ મ્હોટે ભાગે તેઓ ધર્માન્ધતાથી હિંદુઓની ધાર્મિક લાગણી દુઃખાય એવા કામો કરતા. કોઈ કોઈ સમયે હિંદુઓને વટાળવા પણ મહેનત થતી તેમના વખતમા લડાઈઓ ચાલ્યાજ કરતી અને રાજકીય ફેરફારો અવર નવર થયાજ કરતા.

*  *  *  +

## દક્ષિણ હિંદુસ્તાન.

બ્રાહ્મણી વંશના નાશ પછી તેમના મ્હોટા રાજ્યના ટૂકડા થઈ પાંચ નાના રાજ્યો સંવત ૧૫૪૫ માં સ્થપાયા હતા.

*  *  *

વિદ્યાનગરના હિંદુ રાજાઓ દક્ષિણમાં ઘણા લાંબા વખતથી રાજ્ય કરતા હતા પ્રસ્તુત સમયે આ રાજ્યનો વિસ્તાર પૂર્વ તરફ રાજમહેન્દ્રી, પશ્ચિમ તરફ ભાટકલ, ઉત્તરમાં ઓરીસ્સા, અને દક્ષિણમાં કન્યાકુમારી સૂધી હતો. આ રાજ્ય તે વખતે ચઢતીના શિખરે હતું, અને ચરિત્ર નાયકના સમયમાં રાજ્યધુરા મહાપ્રતાપી ધર્મ-ધુરંધર, વિદ્વન્શિરોમણિ અને પ્રજાવત્સલ મહારાજા કૃષ્ણદેવ વહન કરતા હતા

વિદ્યાનગર.
(વિજયનગર.)

*  *  *

ઉપર જણાવી ગયા તે હકીકત ઉપરથી સમજાશે કે ચરિત્ર નાયકના પૂર્વનો. તેમજ તેમના જીવનનો સમય હિંદુસ્થાનમાં સર્વત્ર રાજકીય લડાઈઓ, અશાંતિ અને અંધાધુંધીનો હતો "કાફર" હિંદુઓ અને "મ્લેચ્છ" મુસલમાનો વચ્ચે તેમજ, પોતપોતામાં પણ નિરંતર યુદ્ધ ચાલતા અને લોહીની નદીઓ વહેતી

## સામાજીક સ્થિતિ.

સમાજના આધારરૂપ વિવાહની સંસ્થા અને વિવાહિત સ્ત્રીપુરૂષોના સંબંધ ઉપર રાજકીય વાતાવરણની અસર પૂરેપૂરી થયેલી જણાતી.

સત્તાધારી કોમના પંઝામાં સપડાતી બચાવવા માટે હિંદુ બાળકીઓને કુમળી વયમાજ પરણાવી દેઈ પોતાની જવાબદારીમાંથી મુક્ત થવા માબાપો ચાહતા આથી સ્વાભાવિક રીતે કાચા બાંધાના સ્ત્રીપુરૂષોના સંબંધથી મુખ્ય બે પરિણામ આવ્યાં

સ્ત્રીપુરૂષોની ઈંદ્રિયો વિહ્વળ રહેવાથી ઈંદ્રિય–નિગ્રહ દુષ્કર થયો અને અનીતિ વધી તેની સાથે ભાવી પ્રજા વીર્ય–હીન, બળહીન, અને શૌર્ય–હીન થતી ગઈ વખતના વહેવા સાથે કતાઇ જતા પગ પરદેશીની ગુલામીની જજીર તોડવા અસમર્થ થતા ગયા અને પરાધીનતાને અગે રહેલા દુર્ગુણો તેમનામા ઉતરવા માડયા સ્ત્રીઓને રક્ષણ આપવાની શક્તિ ઘટી એટલે નિર્બલ મુજીના ધનની માફક સ્ત્રીઓને ઘરમા ઘોંધી રાખવાનો અને બહાર જાય ત્યારે મોઢુ ઢાકવાનો રીવાજ દાખલ થયેલો લાગે છે આ રીવાજે સ્ત્રીઓની નિડરતા સમૂલી નાશ કરી. બીજી બાજુ વિષયાસક્ત આધકારીઓ અને ઉમરાવોના મોજશોખ લોકોને મોહ પમાડવા લાગ્યા, અને લોકો પોતાની સાદી નિષ્પાપ અને સતોષી જીદગી બગાડવા લાગ્યા.

**કેળવણી.** કેળવણીનો લાભ મોટે ભાગે બ્રાહ્મણ વાણીઆ જ લેતા હતા તે અરસામા હાલની માફક સમગ્ર જન–સમૂહને કેળવણી આપવી તે રાજ–ધર્મ ગણાતો નહોતો. તેથી સહુ ખપ જોગુ જ ભણતા ક્વચિત્ ક્વચિત્ પડીતો અને ઉલામાઓ શાસ્ત્રીય–વિષયોનો અભ્યાસ કરતા અને શાસ્ત્રીય સાહિત્ય રચતા

**ગપાટા.** સત્યનો નિર્ણય કરવા માટે બુદ્ધિ અને સાધનની ખામી હોવાથી લોકો અસભાવત વાતો ખરી માનતા અને ધુતારાઓથી ઘણી વખત આડે રસ્તે દોરવાઈ ઠગાતા અને મુઝાતા હતા

**વ્યાપાર.** વ્યાપારનુ બધારણ ખપજોગુ જ હતુ આગગાડી જેવા સાધનોના અભાવે લોકો પોતાના ગામમા કે પ્રગણામા જોઇતા ખોરાક અને વસ્ત્ર વગેરેના સાધન પેદા કરતા અને તેના વિનિમયમાજ સતોષ માનતા વ્યાપારમા હાલની જવર–યુક્ત પ્રવૃત્તિ જણાતી નહોતી

**કળા કારીગરી અને રાજધર્મ.**

• કળા કારીગરીને વૈભવશાળી રાજ્ય-કર્તાઓ તરફથી સારૂ ઉત્તેજન મળતુ હતું. જુદાં જુદા રાજ્યોના પાટનગરો દરેક પ્રકારની કલા, કારીગરી અને વિદ્યાના ધામ હતા આનું એક દષ્ટાંત પૂરતુ થશે. કૃષ્ણદેવ રાજાના વખતમા વિદ્યાનગર રાજ્યના પાટનગરના વર્ણનમા જણાવે છે કે ( જુવો બી સૂર્ય નારાયણરાવ કૃત 'વિજયનગરનો ઇતિહાસ' અગ્રેજીમા) રાજમહેલના કારખાનાને અગે ૨૦૦૦ કારીગરો, લુહારો, ધોબીઓ, તથા ૨૦૦ રમોઈઆ જાથુક માટે રાખવામા આવતા હતા. સુદર અને કીમતી વસ્ત્રાભૂષણથી અલંકૃત બાર હજાર દાસીઓ રણવાસની સેવામા રાખવામા આવતી હતી પાઠશાળાઓમ હિંદુસ્થાનના જુદા જુદા ભાગોમાના ઉત્તમમા ઉત્તમ વિદ્વાનો રાખવામા આવેલા હતા, અને તે વિદ્યા અને લક્ષ્મી મેળવવાની ઇચ્છાવાળા અભ્યાસીઓથી ચીકાર રહેતી હતી કળાકૌશલ્ય, વિજ્ઞાન-શાસ્ત્ર અને સાહિત્યને ઉદારરીતે રાજ્ય તરફથી આશ્રય અને ઉત્તેજન મળતા હતા નગરમા મોટા અને પાકા બાધેલા ૪૦૦૦ દેવાલયો હતા ન્હાના મદીરોની સખ્યા તો ઘણીજ મ્હોટી હતી. રાજાઓનો વૈભવ લોકોને ભારે પડતો નહિ કારણકે દ્રવ્ય લોકોનાજ હાથમા ફરીફરીને આવતુ હતુ. લોકોની આર્થિક સ્થિતિ એકદરે સારી હતી

* * *

**જ્ઞાતિ અને ગોળનાં બધારણ.**

પરધર્મમા જબરજસ્તીથી વટાળવાની પ્રવૃત્તિ ચાલતી હોવાથી હિંદુઓને હિંદુપણ જાળવવા માટે જ્ઞાતિ જેવી સકુચિત-વૃત્તિવાળી સસ્થાઓ રચવા જરૂર પડેલી જણાય છે કોમના કકડા થઇ જ્ઞાતિઓ બધાઈ અને તેના કકડા થઇ પેટા જ્ઞાતિઓ ( જેમ કે મોઢ, નાગરમા દશા વીશાના ભેદ પડયા તેમ ) અને એકડા ગોળ વગેરે બધાયા તેમની વચ્ચે કન્યા

વ્યવહાર અને ભોજન વ્યવહાર ધીમે ધીમે બંધ પડવા માંડ્યો. એટલે પોતાનું મૂલ સ્વરૂપ ભૂલી જઇ પોતાના સભાને લોકો સ્વતંત્ર અને અલગ ગણવા લાગ્યા. આ વૃત્તિને પોષવા માટે જ્ઞાતિ–ભોજનનો વ્યવહાર શરૂ થયેલો જણાય છે. જ્યા લોકો વધારે નિર્માલ્ય થયા ત્યા જ્ઞાતિઓ વિશેષ થઈ, અને જ્યા લોકોમા સ્વધર્મ અને સ્વજાતિ પાલન કરવાની તાકાત અને હીમત હતા ત્યા બહુ પેટા જ્ઞાતિઓ થઈ નહિ અને ત્યા જ્ઞાતિ ભોજનો પણ કમી થયા આ હકીકત ગૂજરાત અને મહારાષ્ટ્રની તે વખતની સામાજીક સ્થિતિનો અભ્યાસ કરવાથી બરોબર સમજાશે

* * * *

સ્વધર્મના વાસ્તવિક સ્વરૂપના અજ્ઞાનને લીધે ધર્માચાર નિર્જીવ ખોળીઆ જેવો બાહ્યાચાર થઇ પડયો, અને લોકોમા પાખંડ અને વ્હેમ વધવા માંડયા. પરિણામ એ આવ્યું કે તીર્થમા પવિત્ર મહાત્માઓના દર્શનને બદલે કુકર્મમા મચી રહેલાઓની મેદની જોવામા આવતી, કારણકે અનેક પ્રકારના પાપથી ડખાએલા હૃદયનું પામર જીવ ગમે તેવા બાહ્યાચારથી સમાધાન કરવા પ્રયત્ન કરતો

ધર્મગુરૂઓ મટી ગોર પંડયા થઇ ગયા હતા. ૮૪ વૈષ્ણવની અને ૨૫૨ વૈષ્ણવની વાર્તામાંથી ક્ષેપક અને અસંભવિત ભાગ બાદ કરી તેનુ રહસ્ય વિચારીએ તો તે ઉપરથી ધર્મ–સમાજ વગેરેની સ્થિતિનો સારો ખ્યાલ આવી શકે

## ધાર્મિક–સ્થિતિ.

ધાર્મિક સ્થિતિનો યથાર્થ પરંતુ સંક્ષિપ્ત ચિતાર શ્રીમહાપ્રભુજી પ્રણીત "તત્ત્વાર્થ દીપનિબંધ" અને "કૃષ્ણાશ્રય' ગ્રંથોમાથી મળી આવે છે

કૃષ્ણાશ્રયમા પોતે જણાવે છે કે.—

" ધર્મ સબંધી સર્વ માર્ગો નષ્ટપ્રાય થઇ ગયા છે, અને ... ધર્મને બદલે અંદરથી દુષ્ટતાવાળો અને બહારથી રમણીય

લાગતો બલ-ધર્મ અને પાખંડ વધી પડયા છે. દેશમા મ્લેચ્છ બુદ્ધિવાળાનુ બળ વધી પડયું છે અને તેથી આ પુણ્ય-ભૂમિ પાપનુ ધામ થઇ પડી છે; ગંગાજી વગેરે પવિત્ર તીર્થો દુષ્ટોના નિવાસથી કલંકિત અને ભ્રષ્ટ થયા છે અને તેથી તેમનું માહાત્મ્ય તિરોહિત થઈ (છુપાઈ) ગયું છે. સાધુ કહેવાતા પુરૂષોની આંખે અહંકારના પડળ આવવાથી તેઓ મૂઢ બની ગયા છે અને તેથી સદાચાર અને પરમાર્થ રૂપી તેમનો પરમ શ્રેયસ્કર ધર્મ કોરે મૂકી તેઓ લાભ અને પ્રતિષ્ઠાનીજ આકાક્ષા કરે છે, અને પાપમા આસક્તિ રાખે છે. તાત્પર્ય, ફલ અને અધિષ્ટાતા દેવ સબધીનું અજ્ઞાન હોવાથી તથા મંત્રોપાસના કરનારમાં બ્રહ્મચર્યાદિ અધિકાર નહિ હોવાથી મત્રો ફલદાતા નીવડતા નથી સર્વ કર્મો અને વ્રતો દંભથી લોકો કરે છે

નિબધમા જણાવે છે કે:—

" હાલ કલિકાળમા મનુષ્યો વિરૂદ્ધાચારમા તત્પર, સ્વાધ્યાય આદિ ધર્મથી હીન, સદાચારથી વિમુખ, ઘેળાતા મનવાળા, ભ્રમિત, અને ઇન્દ્રિયોના વિષયોમા પરાયણ છે આવા લોકોએ કરેલો ધર્માચાર વિધિહીન છે. "

ધર્મનુ પરમ ઉત્કૃષ્ટ અને બળવત્તમ આશ્રયસ્થાન સન્યાસીઓ છે. તેઓ પોતાની સર્વસ્વ ત્યાગવૃત્તિથી, પોતાના અનુભવમા ઉતારેલા અગાધ જ્ઞાન-ભંડારથી, અને પોતાના કેવળ પ્રભુ-પરાયણ જીવનથી ધર્મને અવલબન આપે છે. પ્રસ્તુત સમયે ઇતર આશ્રમવાસીઓને પેઠે સંન્યાસીઓની સ્થિતિ પણ બગડી ગઇ હતી સંન્યાસ જ્ઞાનીને ઘટે છે અજ્ઞાનીને નહિ તેને બદલે જેમ જીંદગીથી કંટાળેલો મૂર્ખ માણસ દુઃખનો અત આપઘાતમા જુવે છે તેજ પ્રમાણે કરજથી, કુભારજાથી કે કુકર્મથી સીદાયેલા મૂર્ખાઓ સંન્યાસીનો ભેખ ધારવામા દુ.ખ-મુક્તિ શોધે છે. આ પ્રમાણે બને ત્યારે સ્વાભાવિક છે કે ભેખ ધરનારમા નિંદિત-કર્માચરણ જોવામા આવે.

**જુદા જુદા પંથો અને પૂજન વિધાન.**

જેમ સમાજમા કોમોના કકડા થયા અને ફાટાઓ નીકળ્યા તેમ સનાતન સંપ્રદાયોમાથી મનસ્વી પંડિતોએ અનેક માર્ગો ઉપજાવી કાઢી પ્રચલિત કર્યા. એકજ દૃષ્ટાંત આ મુદ્દો સ્પષ્ટ કરવા બસ થશે. મહેશ્વર (સદાશિવ) ના ઉપાસકો માંહેશ્વર કહેવાય છે તેઓના નીચે પ્રમાણે ભેદ હતા.




સામાન્ય રીતે જોતા હિંદુઓમાનો પંડિત વર્ગ શ્રીમાન્ શંકારાચાર્યના કેવલાદ્વૈત સિદ્ધાંતને સ્વીકારી શિવપૂજન કરતો બાકીનાઓ રામ અને કૃષ્ણને ભજતા. દેવી પૂજન પણ ચાલતુ હતું જૈનોનું જોર પણ તે વખતે કમી ન હતું. એકંદરે લોકોમા ધર્મના સિદ્ધાંતનું અજ્ઞાન હતું, અને તેથી મનમાથી નિર્મળ અને દૃઢ શ્રદ્ધાનો લોપ થયો હતો. દુનીઆદારીના મોજામા ઘસડાતુ મન ધર્મનું ઓશીંગણુ કહેવાતા-કર્મકાંડની ક્રિયાઓ અને દોરા, ધાગા, ચીઠ્ઠી, તાવીજ વગેરે વહેમોમાં શોધતું

• આવા વિલક્ષણ વાતાવરણમાં પરમ કૃપાળુ **પરમાત્માની**

**કોઇ અકલ લીલાના પ્રભાવે ભક્તિના ભાવી**

**ભક્તિનો ઉદય.** ઉદયની વધાઇ ગૂજરાતના ભક્ત–કવિ–શિરોમણિ

નરસિંહ મહેતાએ ગાઇ. તેનો સુશ્રાવ્ય પડઘો

તત્કાલીન ઇતર સાહિત્યમા બહુ સ્ફુટ પડયો છે. નીચેના અવતરણો તે વાતની શાખ પૂરશે.

"શાસ્ત્ર બાંધી સાગરમા નાખ તુ, મારો હરિ આપશે હાર".

"કલિયુગમા હરિ–ભક્તિ મોટી, મોટુ નારાયણ નામજી"

ભીમ કહે છે કે —

'વ્રત દાન તપ તીરથ સાર, સમોવડ નાવે નામ મુરાર"

'કલિયુગે કૃષ્ણ નામ સમોવડ
દાન તે બાપડા તોલે નાવે,
સદાચારી હરિ–ભક્ત સમોવડ
તેને કૃષ્ણ–કીર્તન ભાવે".

રાજપૂતાનાના મુકુટમણિ રાણાજીની પટ્ટ–રાણી–ભક્ત–કવિ મીરાબાઇએ અલૌકિક વેણુનાદ ઝીલી પોતાની સુધામય વાણીમા ભક્તિ–રસનુ પાન તેજ સમયે કરાવ્યુ છે બંગાળામા ગૌરંગ–પ્રભુ (ઉર્ફે શ્રીકૃષ્ણ–ચૈતન્ય) બહિર્મુખ–સૃષ્ટિનો મેલ ભજનાનંદથી તેજ વખતે ધોતા હતા તેજ રીતે દક્ષિણમા નામદેવ, ચાંગદેવ, જ્ઞાનદેવ વગેરેએ ભક્તિના ઉદયના દુંદુભિ વગાડયા હતા

જે પ્રમાણે કલ્લોલ કરતુ જગત્ આશા અને શ્રદ્ધાથી પ્રાતઃકાલમા અરૂણોદયની રાહ જુવે છે તેજ પ્રમાણે ભગવાન્ શ્રીવલ્લભના પ્રાકટયનો સમય પ્રાપ્ત થયો છે એમ દૈવી અને આસુરી સંપત્તિવાળા બન્ને પ્રકારના મનુષ્યોની પ્રવૃત્તિનું નિરીક્ષણ કરતા નિ:સંદેહ પ્રતીતિ થતી હતી



# શ્રીમાન્ વલ્લભાચાર્યજીનું જીવન-ચરિત્ર.

## પ્રકરણ ૧.

### પૂર્વજો પ્રાગટ્ય અને બાલ્યાવસ્થા.

**શ્રીમહાપ્રભુજી.** શ્રીમાન્ વલ્લભાચાર્યજી વૈષ્ણવોમા શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અથવા શ્રીમહાપ્રભુજી પદથી પ્રસિદ્ધ છે. કૃષ્ણદેવરાજાની સભામા દિગ્વિજય કર્યાથી એમને આચાર્ય અને મહાપ્રભુના પદ આપવામા આવ્યા હતા. સુગમતાને માટે તે પ્રસંગ સૂધી તેઓશ્રીનુ સંબોધન 'શ્રીમાન્' પદથી અને ત્યારબાદ 'આચાર્યશ્રી' પદથી કરીશું.

**પૂર્વજો.** શ્રીમાન્‌ના પૂર્વજો આંધ્ર દેશમા વ્યોમસ્થંભ નામે પર્વતની પાસે કૃષ્ણાનદીની દક્ષિણે બ્રાહ્મણોના કાકરવાડ* (કાકુંભકર) નામના મોટા નગરમા રહેતા હતા. એ કુટુંબ શુદ્ધ વેલનાટ અથવા વેળનાડુ એ નામથી ઓળખાતું હતુ અને વૈષ્ણવી દીક્ષાવાળુ, યજુર્વેદી, તૈત્તરીય શાખી અને ભારદ્વાજ ગોત્રી હતું. એની કુળદેવી રેણુકા હતી.

---

* આ ગામ નીઝામ સરકારની હાલની સરહદમા હતુ એમ અનુમાન થાય છે.

એ કુટુંબમા શ્રીમાનની આઠમી :પેઢીએ ગોવિંદાચાર્ય થયા તેમના પુત્ર વલ્લભદીક્ષિત થયા, અને તેમના પુત્ર યજ્ઞનારાયણભટ્ટ થયા.

**યજ્ઞનારાયણભટ્ટ.**

યજ્ઞનારાયણભટ્ટે ઘણા વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળ્યા પછી દેવપુરના સુધર્મા નામના બ્રાહ્મણની નર્મદા નામની કન્યા સાથે લગ્ન કર્યું. એક વખત એમને ત્યા દ્રવિડ દેશનો એક વિષ્ણુમુનિ નામનો અતિથિ આવ્યો તે વિરક્ત દશામા હતો. યજ્ઞનારાયણભટ્ટે તે દશામા રહેવાનું પ્રયોજન પુછતાં તેણે કહ્યુ કે હું હમ્મેશ હરિની ભક્તિજ પસંદ કરૂં છું. તે સાભળી યજ્ઞનારાયણભટ્ટે પોતાને હરિની ભક્તિ પ્રાપ્ત થાય એને માટે પ્રાર્થના કરી, ત્યારે વિષ્ણુમુનિએ ગોપાળમંત્ર એમને આપ્યો પછી યજ્ઞનારાયણભટ્ટ શ્રીગોકુલેશ (શ્રીમદનમોહનજી) ની સેવા કરવા લાગ્યા. પ્રભુને પ્રસન્ન કરવા માટે યજ્ઞનારાયણભટ્ટ દર વર્ષે એક સોમયજ્ઞ કરતા એક વખત યજ્ઞમા આહૂતિ આપ્યા પછી એમણે ભગવાનનું ધ્યાન ધર્યું, ત્યારે ધ્યાનમા ભગવાને પ્રકટ થઈ વરદાન આપ્યું કે સો સોમયજ્ઞ પુરા થયે હું તારા યશનો વિસ્તાર કરવા અને સદ્ધર્મનું રક્ષણ કરવા સારૂ તારા કુટુંબમા અવતાર ધારણ કરીશ

**ગંગાધર સોમયાજી.**

યજ્ઞનારાયણના પુત્રનુ નામ ગંગાધરસોમયાજી હતું. એ ધર્મિષ્ઠ અને વિદ્વાન્ હતા એ ગોણીપુરના ત્રિરૂમલની કાંચી નામની પુત્રી વેરે પરણ્યા હતા એમણે ૨૮ સોમયજ્ઞ કર્યા, અને ઉત્તર અને પૂર્વ મીમાસાનું રહસ્ય બતાવનાર ગ્રંથ રચ્યો

**ગણપતિભટ્ટ.**

એમના પુત્ર ગણપતિભટ્ટે દક્ષિણ મદુરાના કેશવરામની અંબિકા નામની કન્યા વેરે પરણી ૩૦ સોમયજ્ઞ કર્યા ઘણા શિષ્યો સહિત દક્ષિણ દેશમા યાત્રા કરી શાક્તો તથા તાન્ત્રિકોને જીતી એમણે વિજયધ્વજા રોપી, અને સર્વતંત્રનિગ્રહ નામનો ગ્રંથ રચ્યો એ ગ્રંથનો છેલ્લો શ્લોક નીચે પ્રમાણે છે.

वेदान् सर्वमतान् मते तु विमतान्यंगीकरोतीह किं ।
सोप्यन्यद् व्यवहारसाधकतया मानांतरं चाश्रयेत् ॥
आद्ये मूलविरोधिनामितरतो बाधाजुषां दुर्बला ।
गीरस्मादनुकूलतैव सुगतिस्त्यागे न मानं पुनः ॥

અર્થ:—આ તત્રમતમા વાદી વિવાદાસ્પદ (અનિશ્ચિત) તંત્રોનો અંગીકાર કરે છે તે તે તત્રને સ્વમતમા સ્વત પ્રમાણ માનતો હોય તો મૂલવિરોધિ (વેદવિરોધિ) તંત્રોની વાણી દુર્બળ છે વેદ સિવાય પ્રત્યક્ષાદિ પ્રમાણુથી તંત્રને પ્રમાણિત માનતો હોય તો પણ સ્વતઃપ્રામાણ્યની હાનિ થવાથી તત્રોની વાણી દુર્બળ છે એમ સિદ્ધ થયું. માટે વેદાનુકૂળતા સ્વીકારવી તેજ સુગતિ છે. વેદનો ત્યાગ કરવામા કોઈ પણ પ્રમાણુ નથી

**બાલભટ્ટ.** ગણુપતિભટ્ટના પુત્ર વલ્લભ અથવા બાલંભટ્ટ હતા એ ધર્મપુરીના કાશીનાથની પૂર્ણા નામની પુત્રી સાથે પરણ્યા. એ સમર્થ વિદ્વાન્ હતા. દશ ગ્રંથ ઉપર વ્યાખ્યાન કરી "દશગ્રથી" એ નામથી એ પ્રખ્યાત થયા. એમણે પાચ સોમયજ્ઞ કર્યા, અને ભક્તિદીપ એ નામનો ગ્રથ રચ્યો

**લક્ષ્મણુભટ્ટજી.** એમને લક્ષ્મણુભટ્ટ અને જનાર્દનભટ્ટ એ બે પુત્ર થયા. લક્ષ્મણભટ્ટ એ શ્રેષ્ઠ પંડિત હતા ઉત્તમ વિદ્યા સપાદન કર્યા પછી વિદ્યાનગરના રાજાના પુરોહીત સુશર્માની યલ્લમાગારૂ નામની કન્યા સાથે એ પરણ્યા. એક સમયે પ્રતિપક્ષી રાજાએ કાકરવાડ નગરનો નાશ કર્યો અને એનુ કંઈ નિશાન રહેવા દીધુ નહીં ત્યારે લક્ષ્મણુભટ્ટજી અગ્રહાર નામના ગામમા જઇ વસ્યા એમને રામકૃષ્ણ નામનો પુત્ર અને સરસ્વતી અને સુભદ્રા નામની બે કન્યાઓ થઇ એમણે પાચ સોમયજ્ઞ[1] કર્યા અને

[1] શ્રી વલ્લભ દિગ્વિજયમા ૧૦ સોમ યજ્ઞ કર્યાનું લખ્યુ છે.

તેને અંગે સવાલક્ષ બ્રાહ્મણો જમાડવાનો સંકલ્પ કરી પોતે શિષ્યો, ચાકર, નોકરો તથા પોતાની પત્નીને સાથે લઈ કાશી-યાત્રા કરવા નીકળ્યા. પોતાની સાથે માત્ર જોઈતી ચીજો લીધી અને પોતાના બાળકો તથા બીજુ બધું પોતાના ભાઈ જનાર્દનને સોપ્યું પછી યાત્રાળુનો વેશ ધારણ કરી રસ્તે ચાલતા પોષ વદ ૩૦ ના રોજ પ્રયાગ પહોચ્યા અને ત્યાની યાત્રા યથાવિધિ કરી. આ સ્થળમા ચંપારણ્યના રાજાનો કારભારી એક કૃષ્ણદાસ શેઠ નામનો ગૃહસ્થ મળ્યો. તેણે પુત્રની પ્રાપ્તિ માટે લક્ષ્મણ ભટ્ટજીની પ્રાર્થના કરતા એમણે એને આશિર્વાદ આપ્યો. પછી કૃષ્ણદાસ પોતાને દેશ ગયો અને લક્ષ્મણભટ્ટજી વારાણસી (કાશી) ગયા. કાશીમા હનુમાન ઘાટ ઉપર પોતાના ન્યાતીલા રહેતા ત્યા એક સુદર ઘર રાખી રહ્યા, અને પંડિતો, વિદ્વાનો અને સન્યાસીઓ સાથે ધર્મ વાર્તા કરવા અને થોડે થોડે અંતરે બ્રહ્મભોજન કરાવવા લાગ્યા

ઉપરની હકીકતથી જણાશે કે શ્રીમાનનું કુટુંબ વિદ્યા અને ધર્મની ઉપાસનાથી ઉજ્વળ કીર્તિવાળું હતું, અને તેમના પૂર્વજોએ શ્રોત્રિય બ્રાહ્મણોની યોગ્યતાથી શમ, દમ, તપ, શૌચ, શાંતિ, આર્જવ [નમ્રતા], જ્ઞાન, વિજ્ઞાન અને શ્રદ્ધાનું અખંડિત પાલન કર્યું હતું

**આચાર્યશ્રીનું પ્રાગટ્ય**

કેટલાએક વખત પછી દેશમા ઉપદ્રવ થતા ખબર આવી કે પશ્ચિમ દિશા તરફથી એક યવનનો પાદશાહ દિલ્હી આવ્યો છે અને તે યવનોની સેના લેઈ કાશીના દશનામી સંન્યાસીઓ ઉપર ચઢાઇ કરવા આવે છે. આ સાભળી ઈતર નગરજનોની સાથે લક્ષ્મણભટ્ટજી પણ સ્વદેશ જવા નીકળ્યા. તેમની સાથે તેમણે પોતાના સર્વગુણોવેત, અને ભગવદ્ધર્મ પરાયણ સગર્ભા પત્ની યલ્લમાગારૂજીને પણ લીધા હતાં. માર્ગમા ચંપારણ્ય પ્રદેશમાં ચોડાનગર (ચતુર્ભદ્રપુર) પહોચ્યા ત્યારે આઠમે

માએ યલ્લમાજીએ પુત્રને પ્રસવ આપ્યો.×

વલ્લભ દિગ્વિજયમા લખે છે કે.—જે સમયે આચાર્યશ્રીનો પ્રાદુર્ભાવ થયો તે વખતે સર્વ દૈવી જીવોની આપત્તિ દૂર થઈ, આકાશ નિર્મળ થયુ, શુભનક્ષત્ર, ગ્રહો અને તારાઓના દર્શન થયા, સર્વત્ર શીતળ, મંદ સુગંધ વાયુ વાવા લાગ્યો, સમુદ્ર, નદી કૂપ વગેરે જળાશયોના નીર સ્વચ્છ થયા; પૃથ્વીની શોભામા વૃદ્ધિ થઇ, જીવ જંતુ પશુ પક્ષીથી માંડી સર્વ પ્રાણી પોતાના કુદરતી વૈરભાવ ત્યજી દેઇ કલ્લોલ કરવા લાગ્યા.

---

×પ્રસવના સંબંધી પૂર્વાવૃત્તિમા નીચેની હકીકત લખવામા આવેલી હતી. તે હકીકત સંબંધી વિશેષ શોધખોળ કરી તેની કસોટી કરવાની જરૂર જણાયાથી તે ભાગ મૂળમાથી બાદ કરી આ ટીપમા મૂકવો ઉચિત ધાર્યો છે.

"પછી લક્ષ્મણભટ્ટજી કેટલેક દિવસે ચોડાનગર (ચહેર્ભદ્રપુર) અને ચપારણ્યમા આવ્યા, ત્યારે શિવા (હરડે) ના ઝાડ નીચે અંધારી રાત્રિને વિષે એમના સ્ત્રી યલ્લમાગારૂને આઠમે માસે ગર્ભસ્રાવ થયો. એ ગર્ભ જીવતો નથી એમ જાણી પોતાનુ વસ્ત્ર ફાડી તેના એક કટકામા વીંટી તેને એક શમીવૃક્ષની બખોલમા મૂક્યો, અને તેના ઉપર પાંદડાં ઢાંક્યા. ને પછી લક્ષ્મણભટ્ટજી અને બીજી મંડળી સાથે યલ્લમાગારૂજી આગળ ચાલ્યા. થોડે જઇ સર્વ મંડળીએ રસ્તામા એક ઠેકાણે મુકામ કર્યો. ત્યા યલ્લમાગારૂજી અને લક્ષ્મણભટ્ટજીને સ્વપ્નમા ભગવાને દર્શન દેઇ કહ્યુ કે "હુ તમારે ત્યા અવતરેલો છુ. '.........ત્યારબાદ બન્ને જણ જે સ્થળે ગર્ભને રાખ્યો હતો તે સ્થળે ગયા, ત્યાર ત્યા એક અગ્નિમંડળની વચ્ચે યલ્લમાગારૂજીએ બાળક પોતાના પતિને બતાવી કહ્યુ કે એ બાળક મારો છે કેમકે મને પયસ્રાવ થાય છે. ત્યારે તેમના પતિએ તેમને કહ્યુ કે જો એ બાળક તમારો જ હશે તો અગ્નિ તમને માર્ગ આપશે. તે ઉપરથી યલ્લમાગારૂજી તે બાળક તરફ જતા અગ્નિએ તમને માર્ગ આપ્યો એટલે તેમણે તેને ઉપાડી લેઇ પોતાના હૃદય સાથે ચાંપ્યો. એજ બાળક **શ્રીમાન્ વલ્લભાચાર્યજી** પદથી પ્રસિદ્ધ થયા.

શ્રીમાન્ અગ્નિનો અવતાર મનાય છે. તે માન્યતા માટે ઇતર

આચાર્યશ્રીનું પ્રાગટ્ય વિક્રમાર્ક સંવત્ ૧૫૩૫ શાલિવાહન શાકે ૧૪૦૦. ઈ સન ૧૪૭૯ ના વૈશાખ

જન્મતિથિ. [વ્રજ માધવમાસ] [ગુજરાતી ચૈત્ર] કૃષ્ણપક્ષ ૧૧ રવિવાર રાત્રિની ઘટી ૬ પલ ૪૪ ના શુભ મૂહુર્તમાં થયો હતો

નીચેની વધાઈ આને પુષ્ટિ આપે છે:—

રાગ સારંગ.

मुनि बाण गुण तत्व माधवासित तरणि प्रथम भागवत दिवस प्रकट लछमन सुवन । धन्य चंपारण्य वन त्रिलोकजन अन्य अवतार होय न एसो सुवन । लग्न वसु कुंभ गति केतु कवि इन्दु सुखभान बुध उच्च रवि वैरनासे । मद वृष कर्क गुरुभौमयुत तमसिंघे, योग ध्रुव करण बव यश प्रकाशे । रिक्ष धनिष्ठा प्रतिष्ठा अधिष्ठान वदनानलाकार हरिको । एहि निश्चे द्वारकेश इनकी शरण और श्री वल्लभाधीश शरको ॥

---

આધારમાં નીચેના પ્રમાણો પણ છે:—

१ अग्निश्चकार तत्वार्थदीप भागवते महत् । •
તત્ત્વાર્થદીપ પ્રકાશ. પ્ર૦ પ્રથમ. શ્લોક ૩

२ वैश्वानराद्वाक्पते । શ્રીભાગવત પરની સુબોધિની ટીકાના પ્રથમ સ્કંધના મંગળાચરણનો ૫ મો શ્લોક

३ अतोऽग्निना मया सर्वत । વ્યાસસૂત્ર અ૦ ૨ પ્રથમ પાદના ૨૬ મા સૂત્રનું ભાષ્ય

४ ऋषिरग्निर्निरूपित । પુરૂષોત્તમસહસ્ત્રનામ શ્લોક ૫ મો

५ वैश्वानरो वल्लभाख्य सद्रूपो हितकृत्सताम् । શ્રીસર્વોત્તમસ્તોત્ર શ્લોક ૧૨.

६ अग्निरूपो द्विजाचारो भविष્यामीह भूतल
वल्लभोऽग्निरूप स्याद् । અગ્નિ પુરાણના ભાવષ્યોત્તર ખંડ.

વધુ માટે જુઓ વલ્લભવિલાસ પૃ૪ ૧૯-૨૦.

**નામકરણ**

આ બાળકને યોગ્ય સંસ્કારો યથાવિધિ કરાવી તેમનું નામ 'વલ્લભ' રાખ્યું. તેમનું દેવનામ 'કૃષ્ણપ્રસાદ' માસનામ 'જનાર્દન' અને નાક્ષત્રનામ 'શ્રાવિષ્ટ' હતું. લક્ષ્મણભટ્ટજીને પ્રયાગમા મળેલા કૃષ્ણદાસે (જે ચોડાનગરનો નાયક હતો તેણે) સઘળી જોગવાઈ અને મદદ આપી હતી, કારણ કે તેને આપેલા આશિર્વાદથી તેને પુત્ર-પ્રાપ્તિ તેજ અરસામા થઈ હતી. આશૌચ નિવૃત્તિ થયા બાદ લક્ષ્મણભટ્ટજી પરિવાર સહિત કાશીમા શાંતિ થવાથી કાશી પાછા ફર્યા અને ત્યા રહેવા લાગ્યા

**નિષ્ક્રમણ અને અન્નપ્રાશન**

ચોથે માસે નિષ્ક્રમણ અને છઠે માસે અન્નપ્રાશન (અન્ન-ઓટણીઆ) ના સંસ્કાર કરાવવામા આવ્યા. તેમની આગળ રમવા માટે હાથી ઘોડા, લાકડી, પૈસા, કુહાડી વગેરે મૂકવામા આવતા ત્યારે પુત્રના લક્ષણ પારણામાથી એ ન્યાયે પોતે હમ્મેશ પુસ્તક ઉપાડી લેતા હતા તેથી પંડિતોને ઘણો હર્ષ થતો હતો

શ્રીમાને ભૂખડીએ ચાલવાની શીરૂઆત કરી ત્યારે એમના બન્ને ચરણોમા વજ્ર, કમલ, શંખ, ચક્ર, ગદા, અંકુશ, ધ્વજા, ધનુષ્ય, જવ, કુંભ, લતા, મત્સ્ય, તોરણ અને પતાકા એ શુભ ચિન્હો દેખાતા હતા. આ બાળકનું ચકિત થવુ, સુંદર નેત્રથી જોવું, હસવુ, બેન, ભાઇ, માતા, પિતા વગેરે સાથે ભાષણ કરવુ, યજ્ઞની પરિક્રમાની માફક ચાલવું, ફરવું, એ સઘળુ અલૌકિક હતું

શ્રીમાને બોલતા શીખ્યા પછી ધર્મના વિષયોમાં ધ્યાન રાખવા માંડયું. તેઓ સાધુ, સંન્યાસી, પંડિત વચ્ચે ચાલતી ધર્મ-વાર્તાઓ શ્રવણ કરતા અને વખતે વચમા બોલવાનું સાહસ પણ કરતા. ધર્મ તરફ એમનું વલણ જોઈને તથા કોઈ કોઈ વખત ચમત્કારયુક્ત વચનો બોલતા સાભળીને લક્ષ્મણભટ્ટજીની પાસે

આવનાર સર્વ શાસ્ત્રી અને પંડિતો એમને **બાલસરસ્વતી** અમ-
ના **વાક્પતિ** કહી બોલાવવાનું લાગ્યા. બાલપણમા જ્યારે બીજાં
બાલકો રાજા થવાની રમત કરતા ત્યારે આચાર્યશ્રી ગુરૂ થવા-
નું પસંદ કરતા, અને પોતાના બાલમિત્રોને અમુક રીતે ભણાવ-
વાની અને શિક્ષા આપવાની રમત કરતા.

શ્રીમાનને પાચમું વર્ષ બેઠું ત્યારે લક્ષ્મણભટ્ટજીને ત્રીજા પુત્રની પ્રાપ્તિ થઈ. એનાં પહેલા કેશવ નામનો એક પુત્ર મરી ગયો હતો તેજ પુનઃ જન્મ્યો એમ માની એનું નામ કેશવ રાખ્યું. હવે લક્ષ્મણભટ્ટજીને રામકૃષ્ણ, વલ્લભ અને કેશવ એ ત્રણ પુત્રો તથા સરસ્વતી અને સુભદ્રા એ નામની બે કન્યાઓ મળી પાચ સંતાન થયા.

લક્ષ્મણભટ્ટજીએ શ્રીમાનને પાચમા વર્ષથી વિદ્યાભ્યાસની શરૂઆત કરાવી.

**ઉપનયન-સંસ્કાર**

વિક્રમાર્ક સંવત્ ૧૫૪૦ ચૈત્ર વદ ૯ ના રોજ આપ્તવર્ગ અને વિદ્વાનોના એક મોટા સમારંભ સમક્ષ યોગ્ય વૈદિક ક્રિયાઓ સહિત શ્રીમાનને ગર્ભથી પાંચમે વર્ષે ઉપવીત× આપવામાં આવ્યું આ ક્રિયા વાદ્ય વગેરેના નાદ અને આનંદ સાથે પૂર્ણ થતા, શ્રીમાનને એમના સૌભાગ્યવતી ભગિનીએ તિલક કરી અક્ષત લગાવી હાથમા સોપારી આપ્યું અને આરતી ઉતારી. બેનોને સુવર્ણની મુદ્રાઓ આપી પ્રસન્ન કરી ત્યા ભેગા થયેલા સગાસબંધી, અને વિદ્વાનોનો યોગ્ય સત્કાર કરવામા આવ્યો.

**વિદ્યાભ્યાસનો આરંભ.**

જે સાલમાં ઉપવીત આપવામા આવ્યું તેજ સાલના આષાઢ સુદ ૨ થી કુલપુરોહિત શ્રીવિષ્ણુચિત્ ગુરૂ પાસે શ્રીમાનનો અભ્યાસક્રમ શરૂ થયો. કૌપીન, દંડ, મૃગચર્મ અને યજ્ઞસૂત્ર ધારણ

---

×મનુસ્મૃતિ અ૦ ૨ શ્લોક ૩૭ મુજબની મીતિ રા ગોવર્ધનદાસ લક્ષ્મીદાસે "ચોર્યાસી વૈષ્ણવનકી વાર્તા" ના પૃ૪ ૮ મે આપેલી યોગ્ય જણાય છે માટે સ્વીકારી છે.

કરી, પિતાથી ગાયત્રી મંત્રોચ્ચારનું શ્રવણ કરી, યજ્ઞમાગારની પ્રથમ ભિક્ષા ગ્રહણ કરી, ગુરૂને ત્યા શ્રીમાને નિવાસ કર્યો. સજાતીય બ્રાહ્મણોને ત્યાં ભિક્ષા યાચી ગુરૂને નિવેદન કરી ગુરૂની પરિચર્યાપૂર્વક ભિક્ષાભોજન આદિ બ્રહ્મચર્યાશ્રમના ધર્મ તેઓશ્રી પાળવા લાગ્યા.

**અધ્યયન.** ગુરૂએ એમને યજુર્વેદ ભણાવ્યો કૃષ્ણયજુર્વેદની તૈત્તરિય શાખાના ગ્રંથો તથા સરહસ્ય યજુર્વેદ પોતાના પિતાએ ભણાવ્યા, અવશિષ્ટ યજુઃશાખાના ગ્રંથો વિષ્ણુચિત્ પાસે ભણ્યા. તિરૂમલ પાસે ઋગ્વેદ અને સામવેદ ભણ્યા. નારાયણદીક્ષિત પાસે ભાષ્યસહિત પાણિનીયસૂત્ર અષ્ટાધ્યાયી, ગૌતમ, કણાદના ગ્રંથો તથા યોગ, સાંખ્ય, મીમાંસા, આગમ, શારીરિક ગ્રંથ વગેરે ભણ્યા અને છ શાસ્ત્રનો અભ્યાસ કર્યો. માધ્વસંપ્રદાયી આન્ધ્ર માધવેન્દ્રયતિ પાસે ગીતા, ભાગવત, અને નારદપંચરાત્ર ઈ૦ ભાગવતશાસ્ત્રનું અધ્યયન કર્યું વેદબાહ્ય નૈયાયક, વૈશેષિક, જૈન, બૌદ્ધ, ચાર્વાક આદિ મતનું વિવાદમાત્ર અવધારણ કરી લીધું. ધર્મશાસ્ત્ર, જ્યોતિષ, શિક્ષા આદિ અંગ, કાવ્ય, સાહિત્ય કલા એ સઘળું પાઠશાળામાં ભણતા વિદ્યાર્થીઓના સહવાસમાં ભણ્યા, અને શ્રીરામાનુજે બનાવેલા સૂત્ર—ભાષ્ય, વેદભાષ્ય. અને શાંડિલ્યસૂત્રાદિક ગ્રંથોની સમીક્ષા કરી

**બ્રહ્મ—વાદ.** અભ્યાસના સમયમાજ શ્રીમાને બ્રહ્મવાદ, જે પાછળથી શુદ્ધાદ્વૈતના નામથી ઓળખાયો તેની રૂપરેખા નક્કી કરી. અવકાશના વખતમાં પોતાના સહઅભ્યાસીઓને તે સમજાવવા લાગ્યા. એમ કરવાથી એમનો સિદ્ધાંત એમના ગુરૂઓના જાણવામાં આવ્યો, અને દિવસે દિવસે તે વધારે પ્રસિદ્ધ થયો. ઘણા પંડિતો તથા વિદ્વાનો એ સિદ્ધાંતની સામે થયા અને તકરારો કરવા લાગ્યા. જુદેજુદે સ્થળે સભાઓ થતી તેમા વાદ ચાલતાં તેમાં જોડાએલા

વિદ્વાનોને શ્રીમાન વિસ્મય પમાડતા, અને પોતાનો સિદ્ધાન્ત સિદ્ધ કરતા. એમ કરવાથી તેઓશ્રી વિદ્વાનોમા પુજનીય થયા.

**લક્ષ્મણભટ્ટજીનો વૈકુંઠવાસ.**

તેઓશ્રીનો અભ્યાસ પુરો થયા પછી થોડી મુદ્દતે એમના પિતા લક્ષ્મણભટ્ટજીએ મકરનો સૂર્ય થતા કાશીક્ષેત્રમા વૈકુંઠવાસ કર્યો કેટલાએક ગ્રથોમા એમના અવસાનની મીતિ સવત ૧૫૪૯ ના ચૈત્ર વદ ૯ આપી છે

**ભૂપરિક્રમા માટે તૈયારી**

પિતાશ્રીની સાવત્સરિકક્રિયા કરીને તથા ન્હાનાભાઈ કેશવનું ચૂડાકર્મ (મુડન) યથાવિધિ કરીને રામકૃષ્ણ વગેરેને પોતાને દેશ જવાની ઈચ્છા થઇ, અને શ્રીમાને યાત્રા કરવા જવાનો વિચાર કર્યો

આ વિષય ઉપર કુટુબીજનોની સમતિ લેઈ તેઓશ્રી પોતાની સાથે સ્વભૂ, સ્વયંભુ, વિભુ અને શભુ નામના મુખ્ય શિષ્યોને લઈ કાશી છોડી યાત્રા કરવા દક્ષિણ તરફ ચાલ્યા રામકૃષ્ણ એમની માતા તથા ભાઇ વગેરેને લઈ શ્રાદ્ધ કરવા ગયાજી ગયા.

---

# પ્રકરણ ૨.

---

## પ્રથમ ભૂ-પરિક્રમા.

---

**ચિત્રકૂટ.**

કાશી છોડતી વખતે શ્રીમાને યજ્ઞોપવિત, દંડ, મેખલા કૌપીન, કટિવસ્ત્ર, કમંડલુ વગેરે સહિત બ્રહ્મચારીના ચિન્હ ધારણ કર્યા હતા. કાશીથી પગે ચાલી તેઓશ્રી પ્રથમ ચિત્રકૂટ આવ્યા

આ ધામમા લક્ષ્મણજાનકી સહિત શ્રીરામચન્દ્રજીનું પૂજન કરી તથા ગિરિની પ્રદક્ષિણા કરી ત્યાથી પોતાની જન્મભૂમિ ચંપારણ્ય, જ્યા મહાનદ વહે છે ત્યા આવ્યા શિષ્યોએ કરેલી વેદિકા ઉપર સ્થિતિ કરીને તેઓશ્રીએ શ્રી ભાગવતનુ પારાયણ કર્યું, અને રામકૃષ્ણની રાહ જોતા ત્યા થોડા દિવસ રહ્યા તે દરમ્યાન શિષ્યોએ ત્યા એક કૂવો બનાવ્યો. બાદ રામકૃષ્ણ વગેરે પ્રયાગ, ચિત્રકૂટ અને ભૃગુતુંગ થઇ હોલોત્સવને દિવસે એટલે ફાગણ વદ ૧ ને દિવસે ત્યા આવી પહોચ્યા. થોડા દિવસ અહિ રહ્યા પછી સર્વે ત્યાથી અમરકંટકેશ્વર જોવાની ઇચ્છાથી વિન્ધ્યગિરિ ગયા.

**ચંપારણ્યમાં ભાગવત પારાયણ.**

ત્યા શિવજીના દર્શન કરી આગળ ચાલ્યા અને પછી સિદ્ધિપદમા મુકામ કર્યો. આ સ્થળમા માધ્વસપ્રદાયનો એક સર્વેશ્વર નામનો વિરક્ત અને પ્રખ્યાત બ્રાહ્મણ શ્રીમાનની પાસે આવ્યો, અને તેણે તેઓશ્રીનો પ્રભાવ જોઇ શિષ્યોસહિત શિષ્ય થવાની પ્રાર્થના કરી કે જે તેઓશ્રીએ ભગવાનની આજ્ઞાથી સ્વીકારી અને એને હરિની ભક્તિ કરવાનો બોધ આપ્યો.

**સિદ્ધિપદ.**

પછી ત્યાથી એક વૃદ્ધિનગર નામના શહેરમાથી જતા દામોદરદાસ નામનો એક શેઠનો છોકરો પોતાના ભાગ અને કુટુંબને છોડી શ્રીમાનને શરણે થયો અને એમની સાથે ચાલવા લાગ્યો એટલે એને પોતાની સાથે લીધો.

**વૃદ્ધિનગર.**

આગળ ચાલતા સ્તંભાદ્રિપુરમા થઈ પાસેના વનમા મુકામ કર્યો. ત્યા શ્રીમાનનો વાગ્વૈભવ જોવાને વિદ્વાનો પોતાના શિષ્યો સહિત એમની પાસે આવ્યા તેઓશ્રીએ એમનો સત્કાર કર્યો. ત્યા તેમની સાથે આચાર્યશ્રીને સંવાદ થયો તેથી સર્વે પ્રસન્ન થઈ શ્રીમાનની પૂજા કરી.

**સ્તંભાદ્રિપુર.**

આગળ ચાલતા શ્રીમાન્ અગ્રહાર નામના ગામમા આવ્યા. કાકરવાડગામનો નાશ થયા પછી આ ગામમા શ્રીમાનના કાકા જનાર્દન રહેતા હતા. શ્રીમાન્‌ના આગમનની ખબર જાણી તે ઘણા પ્રસન્ન થયા, અને જળ, પલ્લવ, માગલિક કળશ વગેરે લઈ સામા આવ્યા અને સહુને ભેટ મૂકી. રામકૃષ્ણને એમના અગ્નિસહિત તથા યજ્ઞમાગારૂ અને શિષ્યો વિગેરે પરિવાર સાથે શ્રીમાનને પોતાને ઘેર પધરાવી લાવ્યા. આ સ્થળમા મુકામ કર્યા પછી આસપાસથી આવતા પડિતો અને વિદ્વાનોની સાથે શ્રીમાન્ ધર્મસંબધી ચર્ચા કરવા લાગ્યા. એમનું અગાધ જ્ઞાન, વાક્પટુતા અને શીલ-ગાભીર્ય જોઇ સઘળા સંતોષ અને હર્ષ પામતા અને કેટલાએક એમના શિષ્યો પણ થતા, તેમા તેઓશ્રીની ફોઈનો પુત્ર શંભુ પણ એક હતો. ત્યાથી શ્રીમાન્ આગળ જવાનો વિચાર કરતા હતા તેથી ન્હાના ભાઇ કેશવને ત્યાંજ યથાવિધિ ઉપવીતસસ્કાર કરાવ્યો

**અગ્રહારમાં. કેશવનું ઉપવીત.**

વિદ્યાનગરથી એક બ્રાહ્મણ એમના માતુશ્રીને શોક મુકાવવાને માટે તેડવા આવ્યો આ બ્રાહ્મણે શ્રીમાનને ખબર આપી કે વિદ્યાનગરના રાજાની સભામા ધર્મ સબધી વાદ થાય છે. તે ઉપરથી શ્રીમાને વિદ્યાનગર જવાનો વિચાર કયો, અને પોતાના માતુશ્રીને તે જણાવ્યો, ત્યારે માતાએ કહ્યુ કે જેમ આપની ઈચ્છા હોય તેમ કરો. ત્યારે તેઓશ્રીએ શિષ્યોને વિદ્યાનગર જવાને તૈયારી કરવાનું કહ્યું. પછી ભર્તા અને પુત્ર બંનેનો વિયોગ સહન થઈ શકશે નહિ એમ મ્હારી માતુશ્રીએ શ્રીમાન્ પાસે આવી કહ્યું કે તમારે નિમિત્તે મેં વ્યકટેશની યાત્રા કરવાનો અને ભેટ ધરવાનો સંકલ્પ કરેલો છે, માટે જો

**અગ્રહારથી વિદ્યા નગર તરફ વિદાયગીરી.**

મને સાથે લઈ જાઓ તો હું આવું. ત્યારે શ્રીમાને માતાની ઇચ્છા સ્વીકારી તેમને નાની બેન સરસ્વતી અને શિષ્યો વગેરેને લેઈ વ્યંકટેશ જવાની તૈયારી કરી વિદાયગીરીમા તેઓશ્રીને જનાર્દને શાલગ્રામ અને ભાગવતની એક પ્રત અને એમના માતુશ્રીને મુકુંદની મૂર્તિ પ્રસન્ન ચિત્તથી સેવા નિમિત્ત આપ્યાં. જનાર્દને તે વખતે જણાવ્યું કે આ શાલગ્રામ બ્રહ્માએ પૂજન કરેલા છે આ ભાગવતનું પુસ્તક ગંગાધરભટ્ટ તરફથી મળેલું છે, અને આ મુકુંદની મૂર્ત્તિ ગોવિંદાચાર્ય તરફથી મળેલી છે.

અગ્રહાર છોડતી વખતે શ્રીમાને બ્રહ્મચારીનાજ ચિન્હ ધારણ કર્યાં હતાં. સિદ્ધિપદથી આવેલા લક્ષ્મણ-

**પ્રવાસની તૈયારી.**

ભટ્ટજીના શિષ્યો પૈકી કેતુ, કમંડલુ, અને લકુટાલોકી જેઓ વિરક્ત હતા તેઓ તથા ગુજરાતના તથા ગૌડ દેશના કાશીથી સાથે આવેલા કેટલાએક શિષ્યો પણ સાથે આવ્યા, રસોઇ માટે શંભુભટ્ટ તથા વિવાદ માટે સ્વભૂ તથા સ્વયંભૂ સાથે આવ્યા ભાર વહેવા માટે જનાર્દનભટ્ટે ઘોડાં અને કાવડો આપ્યા હતા. શાલગ્રામ અને મુકુન્દની મૂર્ત્તિને ત્રાંબાની એક ન્હાની મંજૂષામા પધરાવી શ્રીમાને તે મંજૂષા પોતાના મસ્તક ઉપર ધારણ કરી લીધી. દામોદરે શ્રીમદ્ભાગવંત ધરી લીધું. પછી કાકા જનાર્દન અને ભાઈ રામકૃષ્ણ વગેરે કુટુંબીજનોની રજા લઇ, તેઓશ્રી માતા, બેન અને શિષ્યો સહ વર્તમાન ત્યાંથી વિદાય થયા.

પ્રવાસમાં શ્રીમાન્ મુકુંદની સેવા કરતા અને ઠાકોરજીને બાળભોગમા સાકર, ગાયનુ ઘી અને સારૂં ફળ

**પ્રવાસમાં નિત્ય નિયમ.**

અથવા સાથવો ધરાવતા, અને સંધ્યાવંદન કર્યા પછી શાલગ્રામની મંત્રવિધિ વડે પૂજા કરતા, અને તે પછી શેષાન્હિક તથા મધ્યાન્હિક કરી માતુશ્રીએ તૈયાર કરેલ પાક ત્રણ પત્રાવલિમા ધારણ કરીને એક પત્રાવલિ મુકુંદને, એક શાલગ્રામને અને એક ભાગવતને અર્પણ કરતા. ભગવાનને આચમન કરાવ્યા પછી શંભુ વૈશ્વદેવ કરતો. માતા

મુકુન્દનું ચરણોદક પાન કરી પોતાનુ આન્હિક કરતા અને શ્રીમાન્ ભગવાનને તાદુલ અર્પણ કરી નીરાજન કરતા. તે પછી સૌ શિષ્યો પ્રદક્ષિણા કરતા અને માતા એક પત્રાવળી શ્રીમાનને પીરસતા, એક શભુને પીરસતા અને વૈશ્વદેવશેષ અતિથિને આપી સર્વને ભોજન કરાવતા, અને ત્રીજી પત્રાવલીમાનું અન્ન પોતે જમતા

પ્રાત:કાળમા શ્રીમાન્ આન્હિક કર્યા બાદ પ્રયાણ કરતા, સાયકાળે આન્હિક કરતા અને રાત્રે ભગવત્કથા કરતા

**પુષ્પદંતાચાર્ય અને ગણપતિ પૂજનની આવશ્યકતા.**

એ પ્રમાણે પ્રયાણ કરતા શ્રીમાન્ કૃષ્ણા નદીની પાસે આવ્યા અને એક સુદર જગામા મુકામ કર્યો ત્યા એમની સાથે વિવાદ કરવા એક પુષ્પદંતાચાર્ય નામના પડિત આવ્યા તેઓશ્રીએ એમનો સત્કાર કર્યો પછી શાસ્ત્રચર્ચા ચાલતા પડિતે તેઓશ્રીને પ્રશ્ન કર્યો કે "સર્વ શુભ કાર્યોના આરભમા ગણપતિ-પૂજન આપ આવશ્યક માનો છો કે નહિ? જો આવશ્યક માનતા હો તો કેમ કરતા નથી?" શ્રીમાને બહુ પ્રસન્ન વદનથી શકાનું સમાધાન કરતા જણાવ્યુ કે:—"તમારા પહેલા પ્રશ્નનો ઉત્તર "ન" કારમા છે, અને તેનો ખુલાસો તમારા બીજા પ્રશ્નના ખુલાસાથી થાય છે હુ ભગવદ્ભક્ત છુ એટલે મ્હારે ઇતરદેવ–દેવીના પૃથક્ પૂજન અર્ચન કરવાની આવશ્યક્તા રહેતી નથી. શ્રીમદ્ભગવદ્ગીતા અધ્યાય ૭ ના શ્લોક ૧૯ થી ૨૩ નું મનન કરશો તો તમારા મનનું સમાધાન થશે. શ્રીમુખે પોતે કહે છે કે "અનેક પૂર્વ જન્મના પુણ્યના ફલરૂપ છેલ્લાજ જન્મમા જ્ઞાનવાન પુરૂષ "સર્વત્ર વાસુદેવ" દૃષ્ટિ થવાથી અત્યંત પ્રીતિથી મ્હને (પર બ્રહ્મને) ભજે છે. આવા મહાત્મા અત્યંત દુર્લભ છે. વાસનાથી જેનું જ્ઞાન હરાઈ ગયેલુ છે તેવા જનો પોતાની પ્રકૃતિને આધીન રહી ઇતર દેવોને ભજે છે. તેમના પૂજનમા પણ શ્રદ્ધા બેસાડનાર

હુંજ છું. પરંતુ તેવા અલ્પબુદ્ધિવાળાને જે ફલ મળે છે તે નાશવંત છે જ્યારે ઇંદ્રાદિ સાત્ત્વિક દેવોને પુજનાર તેમને પામે છે, યક્ષ રાક્ષસાદિ રાજસ દેવોને પૂજનાર તેમને પામે છે અને ભૂત પ્રેતાદિને પૂજનાર તેમને પામે છે ત્યારે મ્હારા ભક્તો મારા પદને પામે છે. '

વળી વ્યવહારિક દૃષ્ટિએ જોતા અંગી (ભગવાન્) નું આરાધન કરનારને અંગ (ગણેશાદિ પ્રત્યક્ષ દેવ) નું નિરાળું પૂજન કરવું આવશ્યક નથી, કારણકે દેવ વગેરે સૃષ્ટિ પ્રભુના વિરાટ્ સ્વરૂપનું માત્ર અંગ છે જ્યારે सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति । ત્યારે કેશવના ભક્તને ગણપતિ પુજનની જરૂર ક્યાં રહી? આ ખુલાસાથી પુષ્પદંતાચાર્યનું પાંડિત્યનું અભિમાન ગળી ગયું અને તેઓએ નિર્મળ મનથી પ્રણામ કરી શ્રીમાનની રજા લીધી

**હુંઢી.** પછી શ્રીમાન્ મંગળપ્રસ્થ પહોંચ્યા ત્યાં શ્રીનૃસિંહના દર્શન કરી ભેટ ધરી શ્રીમદ્ભાગવતનું પારાયણ કર્યું પંડિતોમાં પ્રખ્યાત થયેલો હુંઢી યાજ્ઞિક ઇતર વિદ્વન્મંડલી સાથે શ્રીમાન્નો સમાગમ કરવા ત્યાં આવ્યો તેમની વાર્તાનો વિષય યજ્ઞ સંબંધી હતો તેમાં જે જે શંકાઓ તે મંડલીએ કરી તેનું રૂડી રીતે શ્રીમાને શ્રૌત, અનુલોમ વિલોમ કથા વડે સમાધાન કર્યું

**પ્રતિબિંબ વાદ.** ત્યાંથી આગળ ચાલતા શ્રીમાન્ કુંડિનપૂર આવ્યા ત્યાંના વિદ્વાનોની સાથે તેમને પ્રતિબિંબવાદ સંબંધી ચર્ચા થઇ પ્રતિબિંબવાદનું ખંડન કરતા તેઓશ્રીએ જણાવ્યું કેઃ—

**मायाजवनिकाच्छन्नं नाऽन्यथा प्रतिबिंबते ॥**

અર્થ—માયારૂપી પડદાથી ઢંકાયલા બ્રહ્મનું કોઇ રીતે પ્રતિબિંબ પડે નહિ

પછી કાલશ્રી ગામ પહોંચ્યા ત્યા ખ્યાતિવાદ સંબધી પ્રશ્નો થતાં ખ્યાતિવાદ એ વેદ અને યુક્તિથી બાધિત

**ખ્યાતિવાદ.**

છે એમ શ્રીમાને સાબીત કરી આપ્યું.

આચાર્યશ્રી ત્યાથી વ્યંકટેશ પધાર્યા. ત્યા પર્વતની તળેટીમાં બિરાજતા શ્રીરામચંદ્રજીનાં દર્શન કરી, છ

**વ્યંકટેશ અને લક્ષ્મણબાલાજી.**

ટુંકો ઓળંગી શ્રીમાન્ પોતાના માતા વગેરે સહિત શ્રીલક્ષ્મણબાલાજીના ધામમાં ગયા ત્યા શ્રીલક્ષ્મણબાલાજીનાં દર્શન કરી બધાએ ભેટ ધરી, અને ચરણોદક અને પ્રસાદ ગ્રહણ કર્યો. પછી ત્યા કેટલાએક દિવસ રહી શ્રીમાને ભાગવત ગ્રંથોનુ અવલોકન કર્યું. દરમ્યાન એક દિવસે એમની માતાએ કહ્યું કે શ્રીલક્ષ્મણબાલાજીના મુખારવિંદમા પ્રવેશ કરતાં તમારા તીર્થરૂપ પિતાના સ્વપ્નમા દર્શન થયાં. તે સ્થળમા ભેટ વગેરે ધરવાનો માતુશ્રીનો સંકલ્પ પૂરો પાડી આગળ ચાલતા વેણુનદી પાસે આવ્યા. ત્યા હરિની સેવા

**વેદમાં પરીક્ષા આપી.**

કરતા હતા તે વખતે ઘણા વિદ્વાનો શ્રીમાન્નો યશ સાભળી એમની પાસે આવ્યા. તેઓમાના એક વેદપાઠી રવિનાથ વૈદિકે "તમે વેદની પરીક્ષા આપો" એમ કહી એક એક પદ છોડીને સો મંત્ર સુધી પદાવલિ બોલ્યા. ત્યારે શ્રીમાને એ પદાવલિનો વિલોમ (અવળો) પાઠ કરી બતાવ્યો. ત્યાર પછી તમ દ્રવ્ય છે કે કેમ તે પ્રશ્નનો નિરાકરણ કરતા પોતે જણાવ્યું કે તે માત્ર પ્રકાશનો અભાવ છે. આવી શાસ્ત્રચર્ચાથી રવિનાથ ઘણા પ્રસન્ન થયા, અને કહેવા લાગ્યા કે આપની બાળસરસ્વતીની ખ્યાતિ સાર્થક છે.

શ્રીમાન્ ત્યાથી વિદ્યાનગર પધાર્યા.

# પ્રકરણ ૩.

## વિદ્યાનગરમાં દિગ્વિજય.

વિદ્યાનગર. શ્રીમાનના સમયમાં વિદ્યાનગર મોટું અને ભવ્ય શહેર હતું. એનું બીજું નામ વિજયનગર હતું.*

* આર્યાવર્તના કિષ્કિંધાના નામથી ઓળખાતા ભાગમા સુગ્રીવનુ જ્યાં રાજ્ય હતુ ત્યા એ નગર વસ્યુ હતુ તુંગભદ્રાનદીને ઉત્તર કાંઠે પૂર્વમાં વાલીના પુત્ર અગદના નામ ઉપરથી અગદી નામનુ જ્યા ગામ હતુ ત્યા વિદ્યાનગરના રાજાઓએ હાથીખાનુ રાખવાથી તે અન (હાથી) ગુડી (શેરી) (અનગુડી) નામથી ઓળખાવા માંડયું. સદર ગામ હાલ સુધી હૈયાત છે, અને તે પરની હકૂમત કૃષ્ણદેવ રાજાની પુત્રીના વશજો ભોગવે છે.

વિદ્યાનગરનો નાશ તલીકોટાની લડાઇમા (સન ૧૫૬૫) હાર થવાથી મુસલમાનોને હાથે થયો તે નગરના ખડેરોની કારીગરી અને ભવ્યતા આજે પણ હેરત પમાડનારી છે અને તેના પૂર્વના વૈભવનો ખરેખરો ખ્યાલ આપે છે

આ રાજ્યની સત્તા હિંદુસ્થાનના આખા દક્ષિણ ભાગ ઉપર હતી. તેનો વિસ્તાર મલબાર કાંઠા ઉપર ભટકલ બંદરથી છેક કન્યાકુમારી સુધી ૬૦૦ માઇલ, કોરોમાન્ડલ કીનારા તરફ રાજમહેન્દ્રીથી કન્યાકુમારી સુધી ૯૦૦ માઇલ અને ભટકલથી રાજમહેન્દ્રી સુધી ૬૨૫ માઇલ હતો. તેમા ૭૦ માતબર બદરો હતાં

વિદ્યાનગર રાજ્યના વિસ્તાર સમૃદ્ધિ વગેરે.

આ રાજ્યનુ પાટનગર વિદ્યાનગર તુગભદ્રાને દક્ષિણ કાંઠે વસેલુ હતુ. એનો વિસ્તાર પૂર્વ પશ્ચિમ ૧૬ માઇલ અને ઉત્તર દક્ષિણ ૧૦ માઇલ સુધી હતો. એ વખતે એ શેહેરમા ૩૦ લાખ માણસની વસ્તી હતી. એમાં રાજા, અમીર ઉમરાવો, નાયકો, ખંડિયા રાજાઓ, ફિરગીઓ, પર રાજ્યના એલચીઓ તથા ધનાઢ્ય પ્રજા વગેરેના ઘણા સુશોભિત, વિશાળ અને આકાશચુંબી મહેલો હતા. વસ્તીનો મોટો ભાગ ધર્મનિષ્ઠ હતો. એમાં ૪૦૦૦ મ્હોટાં

પાટનગર.

શ્રીમાનના વિદ્યાનગરની નજીક પધારવાની ખબર થતા તેમના મામા અને કૃષ્ણદેવ રાજાના દાનાધ્યક્ષ વિદ્યાભૂષણ રાજવિભૂતિ લેઇ તેઓ શ્રીનું સ્વાગત કરવા સામા આવ્યા. પોતાની બેન અને ભાણેજને મળી લક્ષ્મણભટ્ટજી લીલામા પધાર્ય બાબત શોક દર્શાવી સવારીમા ચડવાની પ્રાર્થના કરી. શ્રીમાને સવારીનો નિષેધ બતાવ્યાથી, બંધુવર્ગ, સ્ત્રીવર્ગ, ઘોડા હાથી વગેરે સ્વારી સહવર્તમાન બધા ચાલતા ગામમા આવ્યા મામાને ત્યાં મુકામ કર્યો મામાએ સર્વનું સારી રીતે આતિથ્ય કર્યું

**વિદ્યાનગરમાં પધરામણી.**

કૃષ્ણદેવ રાજાની રાણી માધ્વસપ્રદાયના આચાર્ય વ્યાસ-

---

દેવળો અને મદિરો હતા નાના મદિરો અગણિત હતા શેહેરમા વિદ્યા, વ્યાપાર, કલાકૌશલ્ય, વિહાર અને વિશ્રામના વિશાળ અને મનોહર અસખ્ય સ્થાનો હતા. શહેરની રચના બહુજ રમણીય હતી.

ત્યાના રાજાઓ ચંદ્રવશી હતા તે વખતે ગાદી ઉપર વીરનૃસિહ હતો પરતુ તે રાજ્ય ચલાવવાને અશક્ત હોવાથી તમામ વહિવટ કૃષ્ણદેવ મહારાજા ચલાવતા હતા

**કૃષ્ણદેવ રાજા.**

કૃષ્ણદેવ ધર્મિષ્ઠ હતા તેમના મેહેલમા રોજ ૨૦૦૦ બ્રાહ્મણો પૂજાપાત્રી કરવા આવતા તે વિદ્વાન અને કવિ હતા તેમણે રચેલા ‘અમુક્ત મલિઆદ’ કાવ્ય ઉપરથી તેમની ઉચી કવિત્વશક્તિ જણાઇ આવે છે તે વિદ્યા કળાકૌશલ્યના ઉત્તેજક અને આશ્રયદાતા હતા પ્રજાના ઉપર ન્યાય દયા અને નિપુણતાથી રાજ્ય કરતા હતા

**કૃષ્ણદેવનુ ચારિત્ર્ય.**

કૃષ્ણદેવરાજા દસ લાખ પાયદળ, પાચહજાર હાથી અને એક લાખ ઘોડેસ્વારનુ લશ્કર રાખતા. એક લાખ પાયદળ, પાચસે હાથી અને ત્રીસ હજાર ઘોડેસ્વારનુ સૈન્ય વિદ્યાનગરમા જ હમ્મેશ સજ્જ રાખવામ' આવતુ [1]હતુ

---

[1] આ રાજ્યની વિશેષ હકીકતને માટે મી બી. સૂર્યનારાયણરાવના અને મી સુવેલના વિજયનગરના ઇતિહાસો જુવો

**વાદ.** તીર્થ દંડીની સેવક હતી તે આચાર્યે રાજાને દીક્ષા આપવાની ઈચ્છા કરી, ત્યારે શાંકર વિદ્વાનો સામા થયા. તે ઉપરથી કયો મત શ્રેષ્ઠ છે તેનો નિર્ણય કરવા આર્યાવર્તના મુખ્ય મુખ્ય આચાર્યો તથા પ્રખ્યાત વિદ્વાનો અને પંડિતોને આમંત્રણ કરી બ્રહ્મસભા ભરી તેમાં પ્રથમ દંડીઆચાર્ય અને શાંકર વિદ્વાનોની વચ્ચે વાદ ચાલ્યો. માધ્વની સહાયમાં નિમ્બાર્ક, વિષ્ણુસ્વામી અને રામાનુજને અનુસરનાર પંડિતો હતા, અને શાંકર વિદ્વાનોના સહાયક શૈવ, શાક્ત ગાણપાત્ય અને સૌર હતા. મધ્યસ્થ તરીકે ગૌતમ, કણાદ અને મીમાંસક ભટ્ટ વગેરે હતા. શ્રીમાન્ વિદ્યાનગર પહોંચ્યા તે વખતે શાંકરાચાર્ય વિદ્યાતીર્થે માધ્વાચાર્ય વ્યાસતીર્થને વાદમાં જીત્યા હતા અને બીજે દિવસે શાંકરાચાર્યનો કનકાભિષેક થવાનો હતો.

**શ્રીમાન્‌ની રાજસભામાં પધરામણી.** આ સઘળી હકીકત શ્રીમાને સાંભળી અને બીજે દિવસે વૈષ્ણવોના જયને માટે રાજસભામાં જવાનો વિચાર કર્યો રાત્રિ વિત્યા પછી સવારમાં ઉઠી વિદ્યાકુંડતીર્થમાં શિષ્યો સહિત સ્નાન કરી આન્હિકથી પરવાર્યા પછી કમંડળુ નામના શિષ્યદ્વારા પ્રથમ સભામાં હાજર થવાની પોતાની ઇચ્છા રાજાને જણાવી, શ્રીમાન્ શિષ્યો સહિત રાજસભામાં પધાર્યા. એમનું તેજ, બાળવેષ અને પ્રભાવ જોઈ ને રાજા સહિત સર્વ સભાસદોએ ઉભા થઇ બહુ માનપુર:સર એમનું સ્વાગત કર્યું, અને શાંકરાચાર્ય વિદ્યાતીર્થે એમને પોતાના અર્ધાસન ઉપર બેસાડ્યા.

**વાદની શરૂઆત.** પછી શ્રીવલ્લભે બહુ પ્રસન્ન વદનથી પૂછ્યું કે: “હે રાજન્, આ બ્રહ્મસભામાં શી બાબતનો વાદવિવાદ ચાલી રહેલો છે ?” ત્યારે કૃષ્ણદેવ રાજાએ બહુ વિનય પૂર્વક જણાવ્યું કે:–“ વિવાદને

વિષય બ્રહ્મના ધર્મીપણા સબંધી છે. સ્માર્ત પંડિતો જણાવે છે કે બ્રહ્મ નિર્ધર્મક છે; વૈષ્ણવ પંડિતો કહે છે કે બ્રહ્મ સધર્મક છે." ત્યારે શ્રીવલ્લભે કહ્યુ કે "અમો વૈષ્ણવ છીએ. સધર્મક બ્રહ્મ અમારા સેવ્ય છે. માટે તે પક્ષનું અમે પ્રતિપાદન કરવાની ઈચ્છા રાખીએ છીએ." ત્યારે યતિરાજ વિદ્યાતીર્થે પ્રશ્ન કર્યો કે "હે બાળ સરસ્વતી; તમો તમારો સિદ્ધાંત કયા પ્રમાણના આધારે સાધશો." ત્યારે શ્રીવલ્લભે ઉત્તર આપ્યો કેઃ—

**वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।**
**समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयं ॥**

(ભાવાર્થ:—વેદો, શ્રીકૃષ્ણનાં વાકયો (શ્રીમદ્ભગવદ્ગીતામાના) બ્રહ્મસૂત્ર, અને શ્રીમદ્ભાગવતમાંની વેદ વ્યાસની સમાધિભાષા[1] એ ચાર પ્રમાણ છે).

ત્યારે વિદ્યાતીર્થે કહ્યું કે—"વેદ, ગીતા અને બ્રહ્મસૂત્ર એ પ્રસ્થાનત્રય અમોને પ્રમાણ તરીકે સંમત છે પરંતુ શ્રીમદ્ભાગવત શા આધારે પ્રમાણ ગણી શકાય? ભાગવત પુરાણ છે તો સપ્ત દશ પુરાણ મૂકી શ્રીમદ્ભાગવત એકલાને પ્રમાણ શા માટે માનવું?

શ્રીવલ્લભે ઉત્તર આપ્યો કે—વેદનો અર્થ સર્વ પુરાણોમા પ્રતિષ્ઠિત છે, અને પુરાણો વેદાર્થના ઉપબૃહક (અર્થનો પ્રકાશ કરનાર) છે આ કારણથી કૂર્મ પુરાણમા કહ્યું છે કે [2]પુરાણ જાણ્યા વગર ધર્મ અને વૈદિક બ્રહ્મવિદ્યા સમજાતી નથી, માટે બુદ્ધિવાન્ પુરૂષે પુરાણમાં શ્રદ્ધા રાખવી જોઈએ. તેમજ બ્રહ્માંડ

---

૧ ભગવાનના પૂર્ણત્વ, માયાના ભગવદાધીનત્વ, માયાકૃત જીવાર્થ, અને તેના ઉપશામક ભગવદ્ભક્તિયોગ પ્રતિપાદક વાકયો સમાધિ ભાષા ગણાય છે. જુઓ તત્વાર્થદીપનિબંધ, પૃષ્ટ ૧૯

૨ नान्यथा ज्ञायते धर्मो ब्रह्मविद्या च वैदिकी
तस्माद्धर्मः पुराणं च श्रद्धातव्यं मनीषिभिः॥ કૂર્મ. પૃષ્ટ ૭૭

પુરાણમા કહ્યુ છે કે ¹વેદાર્થને ઈતિહાસ અને પુરાણ થકી સારી રીતે વૃદ્ધિ પમાડવો. અલ્પશ્રુત પુરૂષ થકી વેદ ભય પામે છે કે મને આ ખોટા અર્થ કરી પ્રહાર કરશે, ઇત્યાદિ વાક્યાનુસાર પુરાણ વેદાર્થને સ્પષ્ટ કરનાર હોવાથી મન્તવ્ય છે; તેમા પણ ભાગવતમા નિર્મત્સરસત્પુરૂષોનો કપટરહિત ધર્મ કહેલો હોવાથી તેમા અમારો વિશેષ આદર છે.

બૃહદારણ્યક ઉપનિષદમા (પૃષ્ટ ૧૭૪) કહ્યુ છે કે—

अरेऽस्य महतो भूतस्य निःश्वसितमेतदृग्वेदो यजुर्वेदः सामवेदोऽथर्वाङ्गिरस इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्यनुव्याख्यानानि व्याख्यानान्यस्यैवैतानि सर्वाणि निःश्वसितानि ॥

અર્થ—હે મૈત્રેયિ ! રૂગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વાંગિરસ, ઇતિહાસ, પુરાણ, વિદ્યા, ઉપનિષદ, શ્લોકો, સૂત્રો, અનુવ્યાખ્યાન, વ્યાખ્યાન એ બધાં આ મહાન્ સત્ય પરમાત્માના નિ:શ્વાસરૂપ છે.

તેમજ છાન્દોગ્યઉપનિષદમા (પૃષ્ટ ૧૨૬) પણ કહ્યુ છે કે:—

नामवा ऋग्वेदो यजुर्वेदः सामवेद आथर्वणश्चतुर्थ वेद પુરાણ. इतिहासपुराणःपञ्चमो वेदानां वेदः ॥

અર્થ—ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, ચોથો અથર્વ વેદ, અને ઇતિહાસ પુરાણ વેદમા પાચમો વેદ છે. તે સર્વ નામબ્રહ્મરૂપ છે.

જેમ વેદમા અગ્નિહોત્રાદિ પાચ યજ્ઞો અનેક રૂપ ભેદ સહિત સાગ કહેલા છે તેમ પુરાણમા ધર્મ અર્થ, કામ, મોક્ષ અને ભક્તિ એ પાચ અર્થ કહેલા છે.²

---

१ इतिहासपुराणाभ्यां वेदं समुपबृंहयेत् ॥
बिभेत्यल्पश्रुताद्वेदो मामयं प्रहरिष्यति॥ બ્રહ્માન્ડપુરાણ પૃષ્ટ ७७

२ तस्य वेदधर्मातिदेशः । तेनधर्मार्थ काममोक्षा भक्तिश्चेति पञ्च निरथा ॥ નિ. સર્વ નિર્ણય ૪૬ પૃષ્ટ ૫૪

એ પ્રમાણે પુરાણ વેદ તુલ્ય છે એમ સિદ્ધ થાય છે. *

વળી શ્રીમદ્ભાગવત એ વેદ રૂપી કલ્પતરુનું નીચે પડેલું ફલ છે. ( निगमकल्पतरोर्गलितं फलं )

જ્યારે શ્રીમદ્ભાગવત રચી વ્યાસજીએ શ્રીહરિના ગુણ ગાયા ત્યારેજ એમને પરમ સતોષ થયો તમામ સાત્વિક પુરાણોમાથી એ વિશેષ આદરને યોગ્ય છે.

વેદ અને ગીતાનો વિસ્તાર કરવા ભગવાને વ્યાસ રૂપે શ્રીમદ્ભાગવત રચ્યું છે પદ્મ પુરાણમા કહ્યુ છે કે—

तत्कथासु तु वेदार्थः श्लोके श्लोके पदे पदे ॥

અર્થ—ભાગવતની કથા તો શ્લોકે શ્લોકે અને પદે પદે વેદનોજ અર્થ છે

આ અને બીજા અનેક પ્રમાણોના આધારે શ્રીમદ્ભાગવતની સમાધિ ભાષાને વેદાર્થ નિર્ણાયક ગણી અમે પ્રમાણ તરીકે સ્વી કારીએ છીએ.

વિદ્યાતીર્થે પુછ્યુ કે —પ્રત્યક્ષ, અનુમાનાદિને આપ પ્રમાણ ગણોછો કે નહિં ? ત્યારે શ્રીવલ્લભે જવાબ આપ્યો કે:—

પ્રમાણ. ન્યાય શાસ્ત્રના પ્રણેતા ગૌતમ ઋષિ પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને શબ્દ એ ચાર પ્રમાણ માને છે.

વૈશેષિક શાસ્ત્રના પ્રણેતા કણાદ મુનિ પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, અને શબ્દ એ ચાર પ્રમાણ માને છે.

નિરીશ્વર સાખ્યમા પ્રત્યક્ષ અને અનુમાનાદિ પ્રમાણ મનાય છે

ધર્મ મીમાસાને વિષે જૈમિનિએ પ્રત્યક્ષ, અનુમિતિ, ઉપમિતિ, શાબ્દ, અનુપલબ્ધિ અને અર્થાપત્તિ એ છ પ્રમાણ માન્યા છે. આપ પણ છ પ્રમાણ માનતા હશો.

અમો તો બ્રહ્મનિર્ણયની બાબતમા મુખ્ય માત્ર એકજ

પ્રમાણ—શાબ્દ પ્રમાણ—માનીએ છીએ ઇન્દ્રિયો અને અંત:કરણની ખામીને લીધે પ્રત્યક્ષ પ્રમાણ બ્રહ્મને વિષે ખોટું પડવાનો સંભવ હોવાથી, અને શાબ્દ પ્રમાણ સિવાયનાં પ્રમાણ પ્રત્યક્ષોપજીવી હોવાથી શાબ્દ પ્રમાણાનુસાર ન હોય તો અમો તેઓનો સ્વીકાર કરતા નથી.

લૌકિક વિષયને વિષે પ્રત્યક્ષાદિ પ્રમાણોનો ઉપયોગ કરી શકાય. બ્રહ્મ અલૌકિક હોવાથી તે પ્રમાણોનો ઉપયોગ બ્રહ્મને વિષે થઇ શકતો નથી, માટે વેદાદિમા જે કહ્યું હોય તેજ પ્રમાણે બ્રહ્મનો નિર્ણય કરવો જોઇએ

એટલાજ માટે અમો કહીએ છીએ કે:—વેદના કહેલા અર્થથી જે વિષયમા અણુમાત્ર પણ વિપરીતતા હોય, અથવા જે અર્થ વેદમા કહેલા અર્થથી સ્વતંત્ર હોય તે બન્ને મૂલ થકી ખોટાં છે[1]

હવે અમે બ્રહ્મના સધર્મકત્વસબંધી બોલતા પૂર્વે વાદમા વપરાતા શબ્દો કયા અર્થમા વાપરીશું તે જણાવીએ છીએ.

**ગુણ. ધર્મ.** જે વસ્તુમાં જે ગુણ હોય તેને તે વસ્તુનો ધર્મ કહેવામા આવે છે. જેમ ધર્મ શબ્દ અનેક અર્થમા વપરાય છે તેમ ગુણ શબ્દ પણ અનેક અર્થમા વપરાય છે

**ગુણ** ગુણ શબ્દનો બીજો અર્થ દોરી, બંધન, દોરડું વગેરે થાય છે પ્રકૃતિ, અથવા માયામાંથી ઉત્પન્ન થયેલા સત્વ, રજ અને તમ એ પ્રકૃતિના ગુણ

---

१ वेदोक्ताद्यणुमात्रेऽपि विपरीतन्तुयद्भवेत् ॥
तादर्थ्यं वा स्वतन्त्रं चेदुभयं मूलतोमृषा ॥

અણુ ભાષ્ય પૃષ્ઠ ૧૬૧

**નિર્ગુણ.** કહેવાય છે. જેમ દોરી અથવા બંધન બાંધવાના કામમાં આવે છે, તેમ આ ત્રણ ગુણો મનુષ્ય તેમજ ઇતર પ્રાણીઓને બંધન કરે છે અર્થાત્ તે સર્વ ઉપર આ ત્રણ ગુણોની સત્તા છે. જેના ઉપર એ ગુણોની સત્તા ન હોય તે નિર્ગુણ કહેવાય વેદાદિમાં નિર્ગુણપદ બ્રહ્મ કે ભગવાનના સંબંધમાં તેજ અર્થમાં વાપરેલું છે. નિર્ગુણ શબ્દનો અર્થ ધર્મ કે લક્ષણ રહિત એવો થતો નથી એમ નીચેના પ્રમાણ વાક્યોથી સિદ્ધ થાય છે

**एको देवः सर्वभूतेषु गूढः सर्वव्यापी सर्वभूतान्तरात्मा**
**कर्माध्यक्षःसर्वभूताधिवासः साक्षी चेता केवलो निर्गुणश्च ॥७०॥**

શ્વેતાશ્વતર ઉપનિષત્ અ० ૬ મંત્ર ૧૧

**ભાવાર્થઃ—** બ્રહ્મ એક દેવ, સર્વ પ્રાણીઓમાં ગુપ્ત, સર્વ-વ્યાપી, સર્વ પ્રાણીઓનો અંતરાત્મા, સર્વ

**બ્રહ્મના ધર્મ.** કર્મોનો ફલદાતા, સર્વ પ્રાણીઓના નિવાસરૂપ, સર્વનો દ્રષ્ટા, ચેતનરૂપ, ઉપાધિ રહિત અને નિર્ગુણ છે

આ શ્રુતિમાં નિર્ગુણ સિવાયના તમામ શબ્દો બ્રહ્મના ગુણો, ધર્મો કે લક્ષણોનું કથન કરે છે દેવત્વ, કર્માધ્યક્ષપણું, સર્વવ્યાપકત્વ વગેરે બ્રહ્મના ગુણોજ છે તેમ છતાં બ્રહ્મને નિર્ગુણ કહેવામાં આવે છે, તે ઉપરથી સમજાય છે કે નિર્ગુણ શબ્દ તેના પારિભાષિક અર્થમાં વાપર્યો છે, એટલે તેનો અર્થ એવો થાય છે કે બ્રહ્મના ઉપર સત્વાદિ ત્રણ ગુણોની સત્તા નથી. નિર્ગુણનો અર્થ 'ગુણ-રહિત' યા 'ગુણ-હીન' કરવામાં આવે તો શ્રુતિમાં અર્થ વિરોધ થાય, શ્રુતમાં અર્થ-વિરોધ સંભવેજ નહિ એટલે 'નિર્ગુણ"નો અર્થ "ગુણોની સત્તાથી પર" એજ ઘટે અને તે રીતે બ્રહ્મ નિર્ગુણ હોવા છતાં સધર્મક સિદ્ધ થાય છે

(૨) **अस्थूलमनणमह्रस्वमदीर्घम्**

બૃહદારણ્યક ૩–૮ પૃષ્ઠ ૫૭૦

• ભાવાર્થઃ—તે (બ્રહ્મ) અસ્થૂલ, અનણુ, અહ્રસ્વ અને અદીર્ઘ છે એ શ્રુતિના આધારે કેટલાએક બ્રહ્મને નિર્ધર્મક માને છે. પરન્તુ તે માન્યતા ખરી નથી, કારણકે તે શ્રુતિ બ્રહ્મના ધર્મોનો નિષેધ કરતી નથી, પરંતુ તે માત્ર પ્રાકૃત આકૃતિ, પરિમાણ વગેરેનો નિષેધ કરે છે. જો તે બ્રહ્મના અપ્રાકૃત અથવા અલૌકિક ધર્મોનો નિષેધ કરે છે એમ માનીએ તો બ્રહ્મ કાંઈ નથી અને ઉપનિષદો નિરર્થક છે એમ સ્વીકારવું પડે

(૨) अशब्दमस्पर्शमरूपमव्ययम्

(કૈ.શિ૦ ૧—૩—૧૫) (તે અશબ્દ છે, અસ્પર્શ છે, અરૂપ છે અને અવ્યય છે) એ શ્રુતિ ઉપરથી

**પ્રાકૃત ધર્મોનો નિષેધ.**

પણ કેટલાક બ્રહ્મને નિર્ધર્મક કહે છે. પરંતુ તે ખરોબર નથી ફક્ત બ્રહ્મ પ્રાકૃત શબ્દનો વિષય નથી, તેમજ પ્રાકૃત સ્પર્શ, કે રૂપનો વિષય નથી, તેમજ પ્રાકૃત પદાર્થો જેમ ઘટે છે તેમ એ ઘટવાનો (વ્યય થવાનો) વિષય નથી એટલુંજ તે પ્રતિપાદન કરે છે

આ અર્થ નીચેની શ્રુતિને સમજાશે.

यत्तद्द्रश्यमग्राह्यमगोत्रमवर्णमचक्षुःश्रोत्रं तदपाणिपादम् ॥
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं तदव्ययं यद्भूतयोनिं परिपश्यन्तिधीराः॥

મુંડક ૧ ખંડ ૧

**ભાવાર્થ.**—જે અદૃશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, અવર્ણ, અને ચક્ષુ તથા શ્રોત્રથી રહિત છે, તે હાથપગથી રહિત, નિત્ય, વિભુ, વ્યાપક, અને અતિ સૂક્ષ્મ છે. તે અવ્યય તથા ભૂતોનું કારણ છે. તેને વિવેકીઓ સર્વ બાજુથી જુએ છે આ શ્રુતિ અદૃશ્યથી હાથપગ રહિત સુધીના પ્રાકૃત ગુણોનો નિષેધ કરી, અપ્રાકૃત ગુણો જેવા કે નિત્યત્વ, વિભુત્વ, વ્યાપકત્વ, વગેરે બતાવે છે અને કહે છે કે તે પ્રાકૃત ગુણો રહિત છે તો પણ વિવેકી (જ્ઞાનવાન) પુરૂષો તેને જોઈ શકે છે

(૪) य सर्वज्ञः सर्वविद्यस्य ॥ ह ७

મુડક ૧—૧

આ શ્રુતિમા બ્રહ્મની સર્વજ્ઞતા અને જ્ઞાનમયતા એ ગુણનું પ્રતિપાદન કરેલુ છે.

(૫) एषह्येवाऽऽनन्दयति ॥

**ભાવાર્થ**:—પ્રસિદ્ધ આ પરમાત્માજ આનદ કરાવે છે આ શ્રુતિ આનદ આપવાનો ગુણ બતાવે છે

(૬) (अ) एको वशी सर्वभूतान्तरात्मा एकं रूप बहुधा य· करोति ॥

કઠોપનિષદ ૨–૫–૧૨

**ભાવાર્થ**:—એક સર્વને વશ રાખનાર, સર્વ ભૂતના અંતરાત્મા એક રૂપને અનેક કરે છે

(ब) तदात्मानं स्वयमकुरुत ॥

**ભાવાર્થ**.—તે પોતે પોતાના આત્મા વડે જગદ્રૂપે પરિણામ પામ્યા. આ શ્રુંતિ સર્વને વશ રાખવાનો, એક રૂપને ઘણા કરવાનો અને જગનૂરૂપે પરિણામ પામવારૂપ ધર્મો બતાવેછે

(૭) भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ॥
भयादिन्द्रश्च वायुश्च मृत्युर्धावति पञ्चम· ॥

(કઠ ૨–૩–૩)

**ભાવાર્થ**:—આ પ્રસિદ્ધ પરમાત્માના ભય થકી અગ્નિ તપે છે, એનાજ ભયથકી સૂર્ય તપે છે, અને એનાજ ભય થકી ઇન્દ્ર, વાયુ અને પાચમો મૃત્યુ ગતિ કરે છે. આ શ્રુતિ બ્રહ્મનુ સર્વ કરતા અધિક સામર્થ્ય બતાવે છે

(૮) सत्य ज्ञानमनंत ब्रह्म ॥

તૈ૦ ૨–૧

• **ભાવાર્થઃ**—સત્ય, જ્ઞાન અને અનંત બ્રહ્મ છે. આ શ્રુતિ પણ બ્રહ્મના ધર્મો બતાવે છે

(९) स वा अयमात्मा सर्वेषाभूतानामधिपति सर्वेषाभूतानाराजा ॥

બૃહદારણ્યક ઉ० અ० ૧ બ્રા० ૫ શ્રુ० ૧૫.

**ભાવાર્થ.**—નિશ્ચે આ આત્મા સર્વ પ્રાણીઓનો અધિપતિ અને રાજા છે આ શ્રુતિ અધિપતિપણુ અને રાજાપણુ બતાવે છે

(१०) स उत्तमपुरुषः ॥

છા. ૮–૧૨–૩

**ભાવાર્થ**—તે ઉત્તમ પુરૂષ છે આ શ્રુતિ ઉત્તમપણુ બતાવે છે

[११] य पृथिवीमन्तरो यमयति

બૃહ. ૩–૭–૩

**ભાવાર્થઃ**—જે પૃથ્વીમા રહીને તેનું નિયમન કરે છે. આ શ્રુતિ નિયમન કરવાનો ગુણ બતાવે છે

(१२) अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा ॥

બૃ ૪–૫–૧૪

**ભાવાર્થઃ**—આ આત્મા છેદન ન થાય એવા ધર્મવાળો છે. આ શ્રુતિ બ્રહ્મ સધર્મક છે એમ સ્પષ્ટરીતે બતાવે છે

(१३) सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ॥

**બ્રહ્મને હાથપગ.** सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्यतिष्ठति ॥

सर्वस्य प्रभुमीशानं सर्वस्य शरणंबृहत् ॥

શ્વેતાશ્વતર ૩–૧૬–૧૭

**ભાવાર્થઃ**—સર્વત હાથ અને પગવાળું, સર્વતઃ ચક્ષુ મસ્તક અને મુખવાળું, સર્વતઃ કર્ણવાળું, લોકમા સર્વને વ્યાપીને સ્થિતિ કરનાર, સર્વના પ્રભુ, નિયંતા, રક્ષક અને મહાન્ એવું

બ્રહ્મ છે. આ શ્રુતિ પ્રાકૃત હાથપગ વગેરેનો નિષેધ કરી જે ાર્ય કર્મેન્દ્રિયો કરે છે તે કાર્ય બ્રહ્મ કરવાને શક્તિવાન્ છે એમ બતાવે છે. વિશેષમા ગીતા અધ્યાય ૧૩ ના શ્લો ૧૩-૧૪ જુઓ

(१४) पिताऽहमस्य जगतो माता धाता पितामह.

ગીતા. ૯-૧૭

**ભાવાર્થ** —આ જગતનો પિતા, માતા, પોષણ કરનાર અને પિતામહ હું છું આ વાકય રક્ષણ અને પોષણ કરવાના ધર્મો બતાવે છે

[१५] योगक्षेमं वहाम्यहम्

ગી ૯—૨૨

આ વાકય ભક્તવત્સલતાદિ ગુણો બતાવે છે

[१६] (अ) अइ हि सर्वयज्ञाना भोकाच प्रभुरेवच ॥

ગી ૯—૨૪

(ब) पत्र पुष्प फऌ तोय यो मे भक्त्या प्रयच्छति
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मन. ॥

ગીતા અ૦ ૬ શ્લો. ૨૬.

આ શ્રીકૃષ્ણ વાકયો બ્રહ્મનુ ભોક્તાપણું, ફલદાતાપણું અને અર્પણ કરેલુ અગીકાર કરવાપણુ—એ ધર્મો પ્રતિપાદન કરે છે

(१७) (अ) अह सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।

ગીતા ૧૦-૮.

(ब) सर्वस्य चाइहृदि सनिविष्टो
मत्त. स्मृतिर्ज्ञानमपोहनच ॥
वेदैश्च सर्वैरहमेदवेद्यो ॥
वेदांतकृद्वेदविदेव चाहम् ॥

ગીતા અ૦ ૧૫-૧૫

• (क) यस्मात्क्षर मतीतोऽहमक्षरादपिचोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथित. पुरुषोत्तम. ॥
ગીતા અ૦ ૧૫-૧૮

આ અને આવા ઇતર ગીતા વાક્યો બ્રહ્મનું અધર્મકપણુ પ્રતિપાદન કરે છે

(૧૮) (अ) तस्माद्वा एतस्मादात्मन आकाशः सभूत

ભાવાર્થઃ—તે પ્રસિદ્ધ આત્મા થકી નિશ્ચયે આકાશ ઉત્પન્ન થયુ છે. )

(ब) जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात्
બ્રહ્મસૂત્ર ૧-૧-૨

ભાવાર્થ.—બ્રહ્મ થકી આના (જગતના) ઉત્પત્તિ, સ્થિતિ અને લય છે, કારણુ કે શાસ્ત્ર (વેદ) મા તેનું કારણુપણુ નિર્દિષ્ટ છે ઉપરનુ સૂત્ર તથા શ્રુતિ જગતના નિમિત્ત કારણુરૂપ ધર્મ બતાવે છે

(૧૯) तत्तुसमन्वयात् ॥
એજન ૧-૧-૩

આ સૂત્ર બ્રહ્મનો જગતના સમવાયીકારણુ રૂપ ધર્મનો બોધ કરે છે.

(૨૦) प्रकृतिश्च प्रतिज्ञा दृष्टान्तानुपरोधात् ।

તેજ પ્રમાણે આ સૂત્ર પણુ પ્રતિજ્ઞા અને દૃષ્ટાંતાનુસારે જગતના ઉપાદાન કારણુરૂપ બ્રહ્મના ધર્મનો બોધ કરે છે.

(૨૧) अतस्तद्धर्मोपदेशात् ।
એજન ૧-૧-૧૯

આ સૂત્ર આદિત્યાંતર્ગત બ્રહ્મના ધર્મનો ઉપદેશ કરે છે

(૨૨) आत्मकृते. परिणामात् ॥
એજન ૧-૪-૨૬

આ સૂત્ર ઉપર જણાવેલા ૬(ब) શ્રુતિ વાક્યનુ સમર્થન કરે છે.

(२३) आनन्दादयः प्रधानस्य ॥

એજન ૩ ૩ ૧૧

આ સૂત્ર બ્રહ્મના પૂર્ણાનંદ અને ઐશ્વર્યાદિ ધર્મોનો બોધ કરે છે

(२४) सर्वधर्मोपपत्तेश्च ॥

એજન ૨-૧-૩૭

વેદમા કહેલા સર્વ ધર્મોની બ્રહ્મમા ઉપપત્તિ આ સૂત્ર પ્રતિપાદન કરે છે

(२५) सत्य शौच दया क्षातिस्त्यागः सतोष आर्जवम् ॥
शमो दमस्तपः साम्यं तितिक्षोपरतिः श्रुतम् ॥
ज्ञानं विरक्तिरैश्वर्यं शौर्यं तेजोबल स्मृति ॥
स्वातन्त्र्यं कौशलं कान्तिर्धैर्यमार्दवमेवच ॥
प्रागल्भ्य प्रश्रयः शीलं सह ओजो बल भगः ॥
गाभीर्यं स्थैर्यमास्तिक्यं कीर्तिर्मानोऽनहङ्कृति. ॥
एते चान्येच भगवन्नित्या यत्र महद्गुणा ॥

ભાગવત ૧-૧૬ ૨૬ ,, ૭-૮-૯

(૧) યથાર્થ ભાષણ (૨) શુદ્ધત્વ. (૩) પરદુ:ખ હરવાની ઇચ્છા. (૪) ક્રોધ પ્રાપ્ત ચિત્તનુ સયમન. (૫) અર્થી તરફ મુક્ત હસ્તપણુ. (૬) અલંબુદ્ધિ. (૭) અવક્રતા. (૮) મનની નિશ્ચલતા (૯) સ્વધર્મ. (૧૦) શત્રુમિત્રનો અભાવ (૧૧) અપરાધ સહન. (૧૨) લાભ પ્રાપ્તિમા ઉદાસીનતા. (૧૩) શાસ્ત્ર વિચાર (૧૪) આત્મજ્ઞાન. (૧૫) વિતૃષ્ણતા. (૧૭) સંગ્રામમા ઉત્સાહ. (૧૮) પ્રભાવ (૧૯) દક્ષત્વ (૨૦) કર્તવ્યાર્થાનુસંધાન. (૨૧) અપરાધીનતા. (૨૨) ક્રિયા-નિપુણતા. (૨૩) સૌદર્ય (૨૪) અવ્યાકુલતા (૨૫) ચિત્તનું અકઠિનતાપણુ. (૨૬) પ્રતિભાતિશય (૨૭) વિનય

(૨૮) સુસ્વભાવ (૨૯–૩૦–૩૧) મન, ઇંદ્રિય અને શરીરનું સામર્થ્ય અથવા પટુતા. (૩૨) સૌભાગ્યાસ્પદ. (૩૩) અક્ષોભ્યત્વ. (૩૪) અચચળતા. (૩૫) શ્રદ્ધા. (૩૬) યશ. (૩૭) પૂજ્યત્વ. (૩૩) ગર્વીભાવ અને બીજા બ્રહ્મણ્યત્વ, ભક્તાવત્સલત્વાદિ ગુણો બ્રહ્મમા સહજ છે.

(૨૬) कचिद्रजांसि विममे पार्थिवान्युरुजन्मभिः ।
गुणकर्माभिधानानि न मे जन्मानि कर्हिचित् ॥

એજન ૧૦–૫૧–૩૯.

કોઈ વખત પૃથ્વીના રજકણોની ગણના થઇ શકે, પરંતુ મારા (બ્રહ્મના) ગુણ, કર્મ અને નામની ગણના થઈ શકતી નથી

(૨૭) मा भजन्ति गुणाः सर्वे निर्गुणं निरपेक्षकं ।
सुहृदं प्रियमात्मानं साम्यासंगादयो गुणाः ।

એજન ૧૧–૧૩–૪૦.

હુ (બ્રહ્મ) કે જે નિર્ગુણ અને નિરપેક્ષ, સર્વનો મિત્ર, પ્રિય અને આત્મારૂપ ઈશ્વર છુ તેને સમતા અને અસગપણાદિ સર્વ ગુણો ભજે છે. (અર્થાત્ તેમા તે ગુણો રહેલા છે)

ઉપરના અને તેવા બીજા અનેક પ્રમાણોથી અમે પ્રતિપાદન કરીએ છીએ કે બ્રહ્મ નિર્ગુણ હોવા છતાં સધર્મક છે વિશેષમા જણાવીએ છીએ કે —

सजातीयविजातीयस्वगतद्वैतवर्जितम् ।
सत्यादिगुणसाहस्रैर्युक्तमौत्पत्तिकैः सदा ॥
सर्वाधारं वश्यमायमानंदाकारमुत्तमम् ।
प्रापंचिकपदार्थानां सर्वेषां तद्विलक्षणं ॥

તત્વાર્થદીપ નિબધ શા૦ પ્ર૦ શ્લો૦ ૬૬૭.

બ્રહ્મ સજાતીય (જીવ), વિજાતીય (જડ), અને સ્વગત (અંતર્યામી) ભેદરહિત, નિત્ય સ્વાભાવિક સત્યાદિ હજારો

ગુણોથી યુક્ત સર્વના આધારભૂત, માયાને વશ રાખનાર, આનંદાકાર, ઉત્તમ, અને સર્વ પ્રાપંચિક પદાર્થોના ગુણ થકી વિલક્ષણ છે.

**तदेतत्सत्यं यथा सुदीप्तात्पावकात्स्फुलिङ्गाः सहस्रशः प्रभवन्ते सरूपाः तथाक्षराद्विविधाः सौम्यभावाःप्रजायन्ते ।**

મુંડક૦ ઉ૦ દ્વિ૦ શ્રુતિ ૧

તે આ બ્રહ્મ સત્ય-ગુણ યુક્ત છે જેમ સુદીપ્ત અગ્નિથકી હજારો સમાન રૂપવાળા તણખા આવિર્ભાવ પામે છે, તે પ્રમાણે અક્ષર થકી વિવિધ ભાવ પ્રગટ થાય છે.

આ મુંડકની શ્રુતિ પ્રમાણે ચેતનત્વ અને નિત્યત્વવડે જીવનુ સમાન રૂપત્વ હોવાથી તે જીવ બ્રહ્મનો સજાતીય[1] છે. જડત્વ અને અનિત્યત્વને લીધે જડ બ્રહ્મનો વિજાતીય[2] છે, અને પ્રકટિત સચ્ચિદાનંદ રૂપ હોવા છતા પરિચ્છિન્ન (જુદા) પણાથી અને નિયત કાર્ય કરવાપણાથી અંતર્યામી બ્રહ્મનો સ્વગત[3] છે સચ્ચિદાનંદ ભગવાન્ ચિદ્રૂપથી જીવમા, સદ્રૂપથી જડમા અને આનંદરૂપથી અંતર્યામીમા રહેલા છે. તેથી એમનામા એ ત્રણ પ્રકારના ભેદ નથી. **आत्मावा इदं सर्वम्** ( આ બધુ આત્મા છે ) ઇત્યાદિ શ્રુતિઓથી ભગવાનના ત્રણ રૂપ કહેલા છે, તેથી બ્રહ્મ ત્રિવિધભેદરહિત છે. જેમ અવતારોમા ભગવદ્બુદ્ધિ કર્ત્તવ્ય છે, તેમજ જડ, જીવ, અને અંતર્યામી એ ત્રણેમા ઉત્તરોત્તર અધિક અંશથી ભગવદ્બુદ્ધિ કર્ત્તવ્ય છે. એ પ્રમાણે **एकमेवाद्वितीय ब्रह्म ॥ नेहनानास्ति किंचन** ( એકજ અદ્વિતીય બ્રહ્મ છે આ નામ રૂપાત્મક જગત્

---

૧ શીંગડા અને પૂછડા વગરની ગાયો એક જાતિ હોવા છતા તેમા ફક્ત વ્યક્તિભેદ છે તેને સજાતીય ભેદ કહે છે

૨ વસ્ત્ર અને ઘટ વચ્ચેનો ભેદ વિજાતીય ભેદ કહેવાય છે,

૩ વૃક્ષ અને ફૂલ વચ્ચેનો ભેદ સ્વગત ભેદ કહેવાય છે

બ્રહ્મ છે, એમા ભેદ નથી. ) એ શ્રુતિમા કહ્યા પ્રમાણે એકજ અદ્વિતીય બ્રહ્મ છે. તેમા કાઇ ભેદ નથી. જે ભેદ જુએ છે તે મૃત્યુ થકી મૃત્યુને પામે છે. ( **मृत्योः स मृत्युमाप्नोति य इह नानेव पश्यति** ) જે પુરૂષ આ જગતને વિષે નાનાત્વ જુએ છે તે મૃત્યુ ( સસાર ) થકી મૃત્યુને પામે છે.

જગતમા કોઇ પદાર્થ નિર્ધર્મક નથી, તો બ્રહ્મને નિર્ધર્મક કહેવું સામાન્ય બુદ્ધિ અને અનુભવથી વિરૂદ્ધ છે. બ્રહ્મ નિર્ધર્મક હોય તો પછી એને જાણવાની, ભજવાની કે ઉપાસવાની શી જરૂર અને શું ફલ ? ધર્મ રહિત પદાર્થ દુનિયામા શા ઉપયોગમા આવે ? પરમાત્મા નિર્ધર્મક છે એમ કહેવાથી તો વેદ, ગીતા, બ્રહ્મસૂત્રાદિ સર્વ નષ્ટ થઈ જાય છે. **सेतुर्विधरण एषांलोकानामसंभेदाय** । ( આ લોકોના અસંભેદને માટે તે પરમાત્મા સર્વને ધારણ કરનાર સેતુરૂપ છે. બૃ. ૪-૪-૨૨ પૃષ્ઠ ૬૨૩ ). આ શ્રુતિમા કહ્યા પ્રમાણે જો બ્રહ્મમા કોઈ પણ ધર્મ ન હોય તો એ આધારભૂત શી રીતે થઈ શકે ? અને આધારભૂત ન હોય તો આ સામો પ્રકાશતો સૂર્ય અને બીજા-ગ્રહાદિ તરત આકાશમાથી ખસી આપણા ઉપર આવી સર્વને બાળી કે કચરી નાખે.

આ રીતે વેદ, ગીતા, સૂત્ર અને શ્રીમદ્ ભાગવતની ઐક્યતા કરી બ્રહ્મનું સધર્મકપણુ અમે પ્રતિપાદન કરેલુ છે. તે સંબંધી કાંઈ શકા હોય તો તે જણાવશો.

તે ઉપરથી ચર્ચા ચલાવતા વિદ્યાતીર્થ બોલ્યાઃ-**युष्मत्** પ્રત્યયગોચર દેહ અને **अस्मत्** પ્રત્યય ગોચર-

**અધ્યાસ.**

આત્મા એ બંને અધકાર અને પ્રકાશની માફક વિરૂદ્ધ ધર્મવાળા હોવાથી તેમનો અન્યોન્ય ભાવ અયુક્ત છે. એટલે તેમના ધર્મોનો પણ અન્યોન્ય ભાવ અતિશય અયુક્ત છે એ સિદ્ધ થાય છે. આ કારણથી **अस्मत्** પ્રત્યયનો વિષય જે ચૈતન્યમય ( આત્મરૂપી ) વિષયી, તેને વિષે **युष्मत्** પ્રત્યયનો વિષય (દેહ, ઇન્દ્રિય વગેરે જડ અનાત્મ વસ્તુ)

તેનો અને તેના ધર્મોનો અધ્યાસ,[1] અને એથી ઉલટી રીતે વિષયને વિષે વિષયી અને તેના ધર્મોનો અધ્યાસ નિશ્ચય છે. તોપણ (જાડ્ય, ચૈતન્ય વગેરે) ધર્મ અને (અહંકાર અને આત્મરૂપ) ધર્મી જે અત્યંત ભિન્ન છે તેમનો પરસ્પર ભેદ ન સમજી અન્યોન્યને વિષે અન્યોન્ય સ્વરૂપ અને અન્યોન્યના ધર્મનો અધ્યાસ અને અનૃતનું મિથુનીકરણ કરીને "હું એ" "આ મારૂં" એવો મિથ્યા જ્ઞાન નિમિત્ત આ નૈસર્ગિક (અનાદિ) લોક વ્યવહાર ચાલે છે. અવિદ્યાએ[2] કરીને સર્વ લૌકિક અને વૈદિક પ્રમાણ પ્રમેયનો વ્યવહાર પ્રવૃત્ત થયે. છે,[3] અને સર્વ વિધિનિષેધસાધક અને મોક્ષસાધક શાસ્ત્રો પ્રવૃત્ત થયા છે.

દેહ, ઇન્દ્રિય વગેરેને વિષે "હું" "મારૂ" એ અભિમાન રહિત આત્માનુ પ્રમાતાપણુ સંભવતું નથી, અને પ્રમાતા અનુપપન્ન થયે પ્રમાણની પ્રવૃત્તિ અનુપપન્ન થાય છે, તેથી ઇન્દ્રિયોની પ્રવૃત્તિ વિના પ્રત્યક્ષાદિ વ્યવહાર સંભવતો નથી, અને અધિષ્ઠાન વગર ઇન્દ્રિયોનો વ્યવહાર સંભવતો નથી, અને અનધ્યસ્ત[4] દેહવડે વ્યાપાર થતો નથી, અને એ સર્વ[5] ન હોય તો અસંગ આત્મા પ્રમાતા થઈ શકતો નથી, અને પ્રમાતા વગર પ્રમાણની પ્રવૃત્તિ નથી, તેથી પ્રત્યક્ષાદિ પ્રમાણ અને શાસ્ત્ર અવિદ્યાવાન આત્માનો વિષય છેજ.[6]

---

૧ કોઇ પણ વિષયમાં તે વિષયથી વિરૂદ્ધ ધર્મવાળા વિષયના ભાવ (ધર્મ) ની પ્રતીતિની કલ્પના કરવી તે અધ્યાસ કહેવાય છે

૨ અધ્યાસ કેવળ અજ્ઞાન જન્ય હોવાથી પંડિતો તેને અવિદ્યા કહે છે

૩ तमेतमविद्याख्यमात्मानात्मनोरितरेतराध्यासं पुरस्कृत्य सर्वे प्रमाणप्रमेयव्यवहारा लौकिका वैदिकाश्च प्रवृत्ताः । सर्वाणिच शास्त्राणि विधिप्रतिषेधमोक्षपराणि ॥ (સૂત્ર શાંકરભાષ્ય પૃષ્ટ ૨૦)

૪ જેમાં આત્માના ભાવનો અધ્યાસ નથી એવો

૫ દેહ, ઇંદ્રિય અને અધ્યાસ

૬ तस्मादविद्यावद्विषयाण्येव प्रत्यक्षादीनि प्रमाणानि शास्त्राणिच । શાંકર ભાષ્ય પૃષ્ટ ૨૨

• હિતાહિતમા ઈન્દ્રિયોની પ્રવૃત્તિ મનુષ્ય અને પશુઓમા સમાન છે. શાસ્ત્રીય વ્યવહારમાં તો બુદ્ધિપૂર્વક કર્મનો કર્તા આત્માનો પરલોક સંબંધ જાણ્યા વિના અધિકારી થતો નથી પરંતુ વેદાંતવેદ્ય અને ભેદરહિત[1] આત્મતત્ત્વને કર્મના અધિકારની અપેક્ષા નથી, એ દૃષ્ટિએ આત્મવિજ્ઞાન થયા પહેલા પ્રવર્તમાન શાસ્ત્ર અવિદ્યાવાનનો વિષય ઠરે છે "બ્રાહ્મણે યજ્ઞ કરવો જોઈએ" વગેરે શાસ્ત્રો આત્માને વિષે ભિન્ન ભિન્ન વર્ણ, આશ્રમ, વય, અવસ્થા, વગેરેનો અધ્યાસ કરવાથીજ પ્રવૃત્ત થાય છે આત્માને વિષે ભોક્તૃત્વ, કર્તૃત્વ ઉત્પન્ન કરનાર અધ્યાસ સર્વ લોકને પ્રત્યક્ષ છે. એ અનર્થના હેતુ અધ્યાસના સમૂલનાશને અર્થે બ્રહ્માત્માના ઐક્યનુ જ્ઞાન ઉત્પન્ન કરવા માટે સર્વે વેદાંતો આરંભાય છે.

अस्थूलमनण्वह्रस्वमदीर्घम्[2]। अशब्दमस्पर्शमरूपमव्ययम्[3]

**વિરૂધ્ધ ગુણો.**

આ અને બીજી અનેક શ્રુતિઓ બ્રહ્મને નિર્ધર્મક કહે છે. આપના કહેવા પ્રમાણે બ્રહ્મને સધર્મક માનીએ તો બ્રહ્મને સધર્મક અને નિર્ધર્મક એમ વિરૂદ્ધ ધર્મવાન્ માનવું પડે, પણ કોઈ વસ્તુમા આવા એક બીજાથી વિરૂદ્ધ ગુણો કે ધર્મો હોઈ શકે નહિ[4] માટે બ્રહ્મને નિર્ધર્મક માનેલું છે તે બરોબર છે રાતા કુસુમની પાસે સ્વચ્છ સ્ફટિક મણિને મૂકવામા આવે તો તે મણિમા રાતા રંગની છાયા દેખાય છે. તેજ પ્રમાણે માયાએ કરેલી ઉપાધિને લીધે બ્રહ્મમા ધર્મો જોવામા આવે છે, પણ તેથી બ્રહ્મ સધર્મક

---

૧ બ્રાહ્મણ ક્ષત્રિયાદિ દેહના ભેદ રહિત

૨ ઉપર જુઓ પૃષ્ટ ૩૪

૩ ઉપર જુઓ પૃષ્ટ ૩૫

૪ नह्येकं वस्तु स्वत एव रूपादिविशेषोपेतं तद्विपरीतं चेत्यवधारयितुं शक्यं विरोधात् ॥ ( शा. भा. ६:१ )

થઈ શકતું નથી.[1] એ મુદ્દાના વિશેષ સમર્થન માટે नस्थानतो ऽपि परस्योभयलिङ्गं सर्वत्रहि ।[2] (૩-૨-૧૧) એ સૂત્ર ઉપરના શાંકરભાષ્યનું મનન કરશો તો કઠોપનિષદની શ્રુતિ અનુસાર બ્રહ્મને શબ્દ રહિત,સ્પર્શરહિત,રૂપરહિત અને અવ્યય સ્વીકારશોજ.[3]

ઉપાધિઓના યોગે બ્રહ્મમાં ધર્મ જણાય છે. તે કારણથી सर्वाणि रूपाणि विचिन्त्यधीरो नामानिकृत्वाऽभिवदन्यदास्ते ।[4] (તૈ. આ. ૩-૧૨-૭-૬. ૪૮૦) न्यूनमन्यत् स्थानं संपूर्णमन्यत् ।[5] અને अस्थुलमनणम् इ०

**બે પ્રકારનુ બ્રહ્મ.** એવાં અનેક વાકયો વિદ્યાનો વિષય અને અવિદ્યાનો વિષય ભિન્ન હોવાથી બ્રહ્મ બે પ્રકારનું છે એમ દર્શાવે છે. તેમા અવિદ્યાની અવસ્થામાં બ્રહ્મનો ઉપાસ્ય, ઉપાસક વગેરે પ્રકારનો સર્વ વ્યવહાર છે[6] તેમા બ્રહ્મની કેટલીક ઉપાસનાનું પ્રયોજન અભ્યુદય, કેટલીકનું ક્રમમુક્તિ અને કેટલીકનું કર્મસમૃદ્ધિ છે. ગુણવિશેષયુક્ત ઉપાધિના ભેદથી બ્રહ્મના ભેદ છે (જુઓ સૂત્ર ૧-૧-૧૧ ઉપરનું ભાષ્ય.) એ પ્રમાણે અવિદ્યાત્મક ઉપાધિથી થએલા પરિચ્છેદની અપેક્ષાથી ઇશ્વરનું ઈશ્વરત્વ, સર્વશક્તિત્વ, અને સર્વજ્ઞત્વ

---

૧ नहि स्वच्छः सन्स्फटिकोऽलक्तकाद्युपाधियोगादस्वच्छो भवति । (શા. ભા ૬૪૧)

૨ સર્વ ઠેકાણે પરમાત્માનુજ બને પ્રકારના ધર્મવાળુ સ્વરૂપ છે પણ તે સ્થાન થકી નથી

૩ अशब्दमस्पर्शमरूपमव्ययम् ॥ (કઠ ૩-૩-૧૫ પૃ૯ ૪૯)

૪ પરમાત્મા સર્વ રૂપોનુ વિશેષે કરીને ચિંતન કરીને તથા નામો કરીને કહેતાં છતા (વ્યક્ત કરતા છતા) સ્થિતિ કરે છે

૫ ન્યૂન અલ્પ ગુણ બ્રહ્મ (નિર્ગુણથકી) જુદુ છે અને સંપૂર્ણ (નિર્ગુણ સગુણ થકી) જુદુ છે. ક ૧૨૩.

૬ तत्राविद्यावस्थायां ब्रह्मण उपास्योपासकादिलक्षणः सर्वो व्यवहार (શાં. ભા ૧૧૭)

છે, પરમાર્થ દૃષ્ટિએ નથી. વિદ્યા વડે સમસ્ત ઉપાધિ દૂર થએલા આત્મસ્વરૂપમા ઈશિતૃ,ઈશિતવ્ય અને સર્વજ્ઞત્વાદિ વ્યવહાર પરમાર્થ થકી ઘટતો નથી[1] એટલા માટે છાંદોગ્ય ઉપનિષદમા કહ્યું છે કે.

यत्र नान्यत् पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति स भूमा

(છા ૭—૨૪—૧ પૃષ્ઠ ૪૩૭)

જેને વિષે બીજું જોતો નથી, બીજું સાભળતો નથી અને બીજું જાણતો નથી તે ભૂમા છે ' વળી જુઓ

यत्र त्वस्य सर्वमात्मैवाभूत्तत्केन कं पश्येत् ॥

(બૃ ૪-૫-૧૫ પૃષ્ઠ ૬૩૩)

જ્યારે એને સર્વ આત્માજ થાય છે ત્યારે "કયા વડે કોને જુએ."

**માટીનો પિંડ.**

ભગવાન શંકરાચાર્યજીએ तदनन्यत्वमारम्भणशब्दादिभ्य (સૂત્ર ૨-૧-૧૪)[2]ના ભાષ્યમા यथा सोम्येकेन मृत्पिण्डेन सर्वमृन्मयं विज्ञातंस्याद्वाचाऽऽरम्भणं विकारो नामधेय मृत्तिकेत्येव सत्यम् ॥ (છા.-૬-૧-૪ પૃષ્ઠ ૩૯૮)[3]એ શ્રુતિનો અર્થ કરતા યથાર્થ રીતે સમજાવ્યું છે કે એક મૃત્તિકા પિંડ જે વાસ્તવિક રીતે મૃત્તિકા સ્વરૂપ છે, તે વિજ્ઞાત થયે સર્વ મૃત્તિકા વિકાર (ઘડો, ચપણુ વગેરે) મૃત્તિકા સ્વરૂપથી અવશિષ્ટ હોવાથી

---

१ तदेवमविद्यात्मकोपाधिपरिच्छेदापेक्षमेवेश्वरस्येश्वरत्व सर्वज्ञत्व सर्वशक्तित्व च न परमार्थतो विद्ययापास्तसर्वोपाधि स्वरूप आत्मनीशित्रीशितव्य सर्वज्ञत्वादिव्यवहार उपपद्यते ॥

૨ તેઓનુ (કાર્ય અને કારણનુ) આરભણ શબ્દાદિથી અનન્યત્વ છે.

૩ હે સૌમ્ય ! એક માટીના પિંડથી સર્વ માટીના પદાર્થો જાણવામા આવે છે. વાણીથી આરભ કરાતુ નામ માત્ર વિકાર મૃત્તિકા છે એ પ્રકારે તે સત્ય છે

વિજ્ઞાત થાય છે, કેમકે વિકાર વાચારંભણુ નામધેય છે[1] ઘડો ચપણુ વગેરે વિકાર નામ વસ્તુત. કંઇ નથી.

એ નામધેય માત્ર અસત્ય છે મૃત્તિકા એજ સત્ય છે. (ક. ૪૬૭) [2]એ પ્રમાણે કારણુના વિકાર નામધેય અસત્ય છે. રૂપ કાર્ય નામધેય અસત્ય છે, તેજ રીતે બ્રહ્મ વગર સમગ્ર કાર્ય અસત્ય છે. જેમ મૃગતૃષ્ણાના જળનું ક્ષાર થકી અનન્યત્વ છે તેમ પરમાર્થ અવસ્થામાં ભોગ્ય ભોક્તૃ આદિ સમગ્ર વ્યવહારનો અભાવ છે.[3]

એટલાજ કારણથી ગીતાજીમાં કહ્યું છે કેઃ-

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ गी. ५-१४॥[4]
नादत्ते कस्यचित्पापं नचैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः ॥ गी. ५-१५॥[5]

સૃષ્ટિ શ્રુતિઓ.

સૃષ્ટિ શ્રુતિઓ પરમાર્થ વિષયક નથી, પણ અવિદ્યા-કલ્પિત નામરૂપ વ્યવહારગોચર છે.[6]

---

૧ વિકાર ફક્ત વાણીથી આરંભ થતું માત્ર નામ છે પરમાર્થ દશામાં તેનું અસ્તિત્વ નથી. કેવળ વાણીના વ્યવહારમાં છે.

૨ नामधेयमात्रंह्येतदनृतम् मृत्तिकेत्येव सत्यम् ॥ શા ભા ૩૭૩

૩ एवं परमार्थावस्थायां सर्वं व्यवहाराभाव वदन्ति वेदान्ता सर्वे (શા. ભા. ૩૮૨)

૪ "આત્મા લોકના કર્તાપણાને, કર્મોને તેમજ કર્મફળના સંયોગને સૃજતો નથી. પરંતુ સ્વભાવ પ્રવર્તે છે (ગી ૫-૧૪)

૫ સર્વ વ્યાપક ઇશ્વર કોઇના પણુ પાપને તથા સુકૃતને પણુ લેતો નથી. અજ્ઞાને જ્ઞાનને આવરણ કરેલું છે તેથી જીવો મોહ પામે છે (ગી ૫-૧૫.)

૬ न चेयं परमार्थविषया सृष्टिश्रुति अविद्याकल्पितनामरूपव्यवहारगोचरत्वात् ॥ (જુઓ लोकवत्तु लीला कैवल्यम् । ૨-૧-૩૩ ઉપરનું શા ભા પૃ. ૪૦૧)

• चतुष्पाद् ब्रह्म[1]। षोडशकलं,पुरुषं[2]। ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મમાં ધર્મ હોય એમ કહે છે, પણ તે ધર્મમાત્ર ઉપાધિને લીધેજ દેખાય છે. વાસ્તવિક રીતે કાંઇ ધર્મ નથી. પરંતુ જે ધર્મદર્શક શબ્દો વાપરેલા છે તે માત્ર ઉપાસનાને અર્થેજ છે, કેમકે બ્રહ્મને વિષે ભિન્નાકારયોગ શાસ્ત્રીય રીતે કહી શકાતો નથી.[3]

परमार्थतस्तु न जीवो नामबुद्ध्युपाधिसंबन्धपरिकल्पितस्वरूपव्यतिरेकेणास्ति। नहि नित्यमुक्तस्वरूपात्सर्वज्ञादीश्वरादन्यश्चेतनो धातुर्द्वितीयो वेदान्तार्थनिरूपणायामुपलभ्यते।

(સૂ. ૨–૩–૩૧ પૃષ્ઠ ૫૩૯–૫૪૦)

જીવ બુદ્ધિઉપાધિપરિકલ્પિત સ્વરૂપ.

પરમાર્થ થકી તો બુદ્ધિઉપાધિસંબંધપરિકલ્પિતસ્વરૂપ વગર જીવ નામ નથી. કારણ કે નિત્યમુક્ત સ્વરૂપ સર્વજ્ઞ ઈશ્વર અને ધાતા (સર્જનાર) સિવાય ઇતર ચેતન પદાર્થ વેદાન્તાર્થ નિરૂપણ કરતા જણાતો નથી.

नान्योऽतोऽस्ति द्रष्टा नान्योऽतोऽस्ति श्रोता।

બૃ. પૃષ્ઠ ૫૬૮.

વળી બૃહદારણ્યક શ્રુતિમા કહ્યું છે કે તેના સિવાય બીજો જોનાર નથી, તેના સિવાય બીજો સાંભળનાર નથી, અને તેના સિવાય બીજો જાણનાર નથી (૩–૭–૨૩), તું તે છે (૩–૮–૧૧); હું બ્રહ્મ છું; ઈત્યાદિ શ્રુતિઓથી જણાય છે કે વાસ્તવિક રીતે બ્રહ્મ સિવાય બીજું કાંઈ નથી.

---

૧ (છા–૩–૧૮–૨ પૃ. ૩૪૪) બ્રહ્મચાર પાદવાળુ છે.

૨ (પ્રશ્નોપનિષદ્ ૬–૧–પૃ. ૧૦૯) સોળકળાવાળા પુરૂષને.

૩ न भिन्नकार योगो ब्रह्मण शास्त्रीय इति शक्यते वक्तुम्॥ वेदस्योपासनार्थावादभेदेतात्पर्यात्॥ (જુઓ શા. ભા. સૂ. ૩–૨–૧૪ ઉપરનુ પૃષ્ઠ ૬૪૨.)

तस्मिन्ना वेदिते विद्या स्वयमेवोत्पद्यते तया चाविद्या बाध्यते ततश्चाविद्याध्यस्तः सकलोऽयं नामरुप प्रपंचः स्वप्न-प्रपञ्चवत्प्रविलीयते ॥

( સૂત્ર ૩–૨–૨૧ શા. ભા. ૬૪૯ )

તે (બ્રહ્મ) નુ સ્વરૂપ જાણુવાથી વિદ્યાસ્વયમેવ ઉત્પન્ન થાય છે. તેનાથી અવિદ્યાનો બાધ થયે અવિદ્યા-પ્રપંચ નિવૃત્ત. કલ્પિત સમગ્ર નામરૂપપ્રપચ સ્વપ્નની પેઠે નિવૃત્ત થાય છે.

જ્યાં एकमेवाद्वितियं ब्रह्म । ( બ્રહ્મ એક અને અદ્વિતિય ) છે ત્યા સજાતીય, વિજાતિય અને સ્વગત ભેદનો અવકાશજ નથી. ઉપરના પ્રમાણોથી બ્રહ્મને નિર્ધર્મક માનીએ છીએ, અને આશા રાખીએ છીએ કે તે મત આપને પણુ સ્વીકારવો પડશેજ.

ત્યારે શ્રીવલ્લભ બોલ્યા કે:—

अलौकिको हि वेदार्थो न युक्त्या प्रतिपद्यते ।
तपसा वेदयुक्त्या तु प्रसादात् परमात्मनः ।

( અણુભાષ્ય ૧૩ )

વેદાર્થ અલૌકિક છે, (લૌકિક) યુક્તિથી જાણી શકાતો નથી. પરંતુ તપ, વેદાનુકૂલ યુક્તિ અને પરમાત્માની કૃપાથી જાણી શકાય છે.

ब्रह्म पुनर्यादृशं वेदान्तेष्ववगतं तादृशमेव मन्तव्यम् । अणुमात्रान्यथाकल्पनेऽपि दोषः स्यात् ॥

અણુભાષ્ય ૧૭.

વેદાન્તમા બ્રહ્મ જેનું અવગત છે તેવુંજ માનવું જોઈએ. અણુમાત્ર અન્યથા કલ્પના કરવાથી દોષ થાય છે.

प्रतीतश्चानिषेध्यम् । नाप्रतीतं न श्रुतिप्रतीतम्

અણુભાષ્ય ૫૭.

• જે ગુણો મનુષ્યની પ્રાકૃતદૃષ્ટિથી પ્રતીતિમાં આવે છે, તે ગુણોનોજ બ્રહ્મને વિષે શ્રુતિએ નિષેધ કરેલો છે પણ જે ગુણો મનુષ્યને અપ્રતીત છે અને શ્રુતિ પ્રતીત છે તેનો શ્રુતિ નિષેધ કરતી નથી.

સમગ્ર ઉપનિષદ્‌માંથી માત્ર એક કે બે શ્રુતિને ગ્રહણ કરી બાકીના ભાગનો ત્યાગ કરીને કરેલો અર્થ વાસ્તવિક નથી. દરેક શ્રુતિનો અર્થ એવી રીતે કરવો જોઈએ કે અખિલ ઉપનિષદ્‌નો અર્થ કરતા કોઈપણ ભાગના અર્થમા અર્થવિરોધ આવે નહિ.

આપ જણાવો છો કે નિર્ધર્મક બ્રહ્મ સિવાય બીજું કાંઈ છેજ નહિ. જીવ અને જગત્ માત્ર અધ્યાસથી દેખાય છે. ઈશ્વર પણ વાસ્તવિક રીતે નથી. વેદાદિ પણ અધ્યાસને આગળ કરી પ્રવર્તે છે આ સર્વ વ્યવહારદશામા સત્ય મનાય છે, પણ પરમાર્થ દશામા તે સત્ય નથી. આ મત વેદાનુકૂલ નથી એમ અમો પ્રતિપાદન કરીએ છીએ.

આપની માન્યતા પ્રમાણે અવિદ્યારૂપ આત્મા અને અનાત્માનો ઈતરેતર અધ્યાસ આગળ કરી સર્વ અધ્યાસનો ઉત્તર લૌકિક વૈદિક પ્રમાણ પ્રમેય વ્યવહાર પ્રવર્તે છે; અને સર્વ વિધિનિષેધ મોક્ષ પ્રતિપાદક શાસ્ત્ર પ્રવૃત્ત થયેલા છે આ મત યુક્ત નથી લૌકિક વ્યવહાર સન્નિપાતરૂપ છે, પણ વૈદિક વ્યવહાર તેવો નથી. વેદ પૂર્ણજ્ઞાનક્રિયાશક્તિયુક્ત બ્રહ્મને પ્રતિપાદન કરે છે. તે જ્ઞાનવાન પુરૂષને જ યથાર્થ જ્ઞેય છે, તેથી અવિદ્યા અથવા અધ્યાસને આગળ કરી સર્વ શાસ્ત્રોની પ્રવૃત્તિ છે એ કહેવું યોગ્ય નથી. શાસ્ત્રોમાં કહેલા સાધનથી વિદ્યા પ્રાપ્ત થયે અધ્યાસ દૂર થાય છે, એ કહેવું યથાર્થ છે, પરંતુ શાસ્ત્રોની મુખ્ય પ્રવૃત્તિ પૂર્ણજ્ઞાનક્રિયાવિશિષ્ટ બ્રહ્મસ્વરૂપ યથાર્થ રીતે બતાવવાને માટે છે. જો એમ નહોય તો અધ્યાસ રહિત શ્રીકૃષ્ણભગવાન્ ગીતાજીમાં એમ ન કહે કે હુંજ વેદને જાણનાર છું. વળી શુકદેવજી શ્રીમદ્‌ભાગવતના

દ્વિતીય સ્કંધમાં કહે છે કે હું નિર્ગુણ બ્રહ્મમા પરિનિષ્ઠિત હતો, તોપણ ઉત્તમશ્લોક ભગવાનની લીલાથી આકર્ષાઇ શ્રીમદ્ભાગવતનું અધ્યયન કરવા લાગ્યો. જો અધ્યાસ દૂર કરવાને માટેજ શાસ્ત્રની પ્રવૃત્તિ હોત તો શુકદેવજી ભાગવતનુ અધ્યયન કરત નહિ.

શાસ્ત્રની પ્રવૃત્તિનો હેતુ અને અવિદ્યા અને અધ્યાસની પરિસિમા યથાર્થ ન સમજાયાને લીધેજ આપની સર્વ દલીલો નષ્ટપ્રાય થાય છે, કેમકે પ્રાથમિક ભૂલ આખા વિષયને દૂષિત કરે છે.

વળી આપ કહો છો કે દેહ, ઇન્દ્રિય વગેરેને વિષે "હું" "મારૂં" એ અભિમાન રહિત આત્માને પ્રમાતાપણાની ઉપપત્તિ નથી, અને પ્રમાતા અનુપપન્ન હોવાથી પ્રમાણની પ્રવૃત્તિ અનુપપન્ન થાય છે આ કહેવું પણ સર્વાંશે ખરૂં નથી, કેમકે જે દેહધારી જ્ઞાની કે જીવનમુક્ત છે, તેને દેહ અને ઇન્દ્રિયને વિષે અભિમાન હોતું નથી, તેમ છતા તેને પ્રમાણની પ્રવૃત્તિ હોય છે. દૃષ્ટાંત તરીકે પ્રમાણમા પ્રવૃત્તિની ,જરૂરવાળું રાજ્ય જનક રાજા જીવનમુક્ત છતા ચલાવતા.

આપ अस्थूलमनणवह्रस्वमदीर्घम् ॥ ( ૩-૮-૮ ) એ શ્રુતિ ઉપર આધાર રાખી બ્રહ્મને નિર્ધર્મક કહો છો, પણ એના પછીની જ एतस्य वा अक्षरस्य प्रशासने गार्गिसूर्याचन्द्रमसैविधृतौ तिष्टत । एतस्य वा अक्षरस्य प्रशासने गार्गि द्यावा पृथिव्यौ विधृतौ तिष्ठत[१]॥ ઇ૦ (બૃહ. ૩-૮-૯ પૃષ્ઠ ૫૭૧) ઇત્યાદિ શ્રુતિમા બ્રહ્મના પ્રશાસનત્વ અને આધારત્વ ધર્મો બતાવેલા છે.

વળી એજ ઉપનિષદના એજ અધ્યાયના એજ બ્રાહ્મણની तद्वा एतदक्षरं गार्म्यद्रष्टं द्रष्टश्रुतं श्रोत्रमंतं मन्त्राविज्ञातं । [२] ઇત્યાદિ (બૃ.

---

૧ હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામા સૂર્ય તથા ચંદ્રમા નિયમિત વર્તે છે હે ગાર્ગિ ! પ્રસિદ્ધ આ અક્ષરની આજ્ઞામાં સ્વર્ગ ને પૃથ્વી ધારણ કરેલા સ્થિત છે ઇત્યાદિ.

૨ હે ગાર્ગિ ! એ અક્ષર અદૃષ્ટ છે, છતાં પણ દૃષ્ટા છે, નહિ શ્રુત છતાં પોતે શ્રવણ કરનાર છે, અને અમત હોવા છતા મંત્ર વિજ્ઞાત છે.

૩–૯–૧૧ પૃષ્ઠ ૫૭૨ ) શ્રુતિમાં બ્રહ્મને દ્રષ્ટા, શ્રોતા, મંતા, વિજ્ઞાતા કહેલું છે.

એ રીતે એકજ ઉપનિષદમા બ્રહ્મને સધર્મક કહ્યા છતાં આપ अस्थूलम् ઈત્યાદિ શ્રુતિને આધારે બ્રહ્મને નિર્ધર્મક શીરીતે કહી શકો ! જ્યારે બ્રહ્મ સ્વગ, પૃથિવિ આદિને ધારણ કરનાર અને નિયમમા રાખનાર છે ત્યારે એ ધર્મરહિત કેમ કહેવાય ? વળી સ્વગ, પૃથિવિ આદિ બ્રહ્મ ધારણ કરે છે ત્યારે એ પદાર્થો અધ્યાસથી દેખાય છે એમ શી રીતે કહી શકાય ?

વળી આપ अशब्दमस्पर्शमरूपमव्ययम् એ શ્રુતિ ઉપર આધાર રાખી બ્રહ્મને નિર્ધર્મક કહો છો. પરંતુ એજ શ્રુતિના બીજા પદમા બ્રહ્મને अनाद्यनन्तं महतः परं ध्रुवं કહેલું છે. આ શ્રુતિમા બ્રહ્મનો ધ્રુવપણાનો ધર્મ સ્પષ્ટ રીતે કહ્યો છે, એજ ઉપનિષદમાં બ્રહ્મને ईशानं भूतभव्यस्य ( કઠ ૨–૧–૫ પૃષ્ઠ ૬૬ ) કહેલું છે, આગળ જતા તેને एको वशी सर्व भूतान्तरात्मा ( કઠ ૨–૨–૧૨ પૃ. ૭૦ ) કહી વશ રાખવાપણાનો ગુણ બતાવ્યો છે.

વળી यो विदधाति कामान् તે ઘણાને ભોગ આપે છે. એમ કહેલું છે. (કઠ. ૨–૩–૨ પૃષ્ઠ ૭૧ ).

વળી भयादस्याग्निस्तपति भयात्तपति सूर्यः ।। આ શ્રુતિ બ્રહ્મનુ સામર્થ્ય બતાવે છે.

એ પ્રમાણે કઠોપનિષદમાં બ્રહ્મના ધર્મો અનેક સ્થળે બતાવ્યા છે, તેમ છતા એક સ્થળમાથી સદિગ્ધ કે ન સમજાય એવું પ્રતીક લેઇ બ્રહ્મને નિર્ધર્મક કહેવું એ યોગ્ય નથી. શ્રુતિ વગેરે ઉપરથી આપને જણાશે કે.—

अनंतमूर्ति तद्ब्रह्म कूटस्थं चलमेवच ।
विरुद्धसर्वधर्माणामाश्रयं युक्त्यगोचरम् ।।

નિ. શા. ૭૧

અર્થ—તે બ્રહ્મ અનત મૂર્તિ છે, તે કૂટસ્થ અને ચલ છે, તે સર્વ વિરૂદ્ધ ધર્મોનો આશ્રય છે અને યુક્તિનો વિષય નથી. કારણકે તે લૌકિક યુક્તિથી જણાતું નથી.

**વિરૂદ્ધ ધર્માશ્રય.**

આપે કહ્યું કે કોઈ વસ્તુમા પરસ્પર વિપરીત ગુણો એકત્ર હોઇ શકે નહિ, એ કહેવુ કેટલેક અશે ( સર્વાશે નહિ ) માત્ર લૌકિક પદાર્થોને લાગુ પડી શકે છે, પણ અલૌકિક બ્રહ્મને તે લાગુ પડી શકતું નથી, કેમકે તે સર્વજ્ઞ, સર્વ શક્તિવાન્ છે અને તે સર્વરૂપ થાય છે. (यः सर्वज्ञः । सर्वशक्तिः। सर्वानुभूः ॥ જેમ પૃથ્વી સહજ વૈરવાળાં ઉંદર, બિલાડી, સર્પ, નોળિયો, મૃગ અને વાઘ, વગેરે પ્રાણીઓના આધારભૂત થાય છે, તથા કડવા અને મીઠા, ઉષ્ણ અને શીત, પદાર્થોને ઉત્પન્ન કરે છે, તેમ બ્રહ્મ પણ વિરૂદ્ધ દેખાતા ધર્મોનો આશ્રય છે. ધર્મોની વચ્ચે વિરૂદ્ધતા દેખાવાથી બ્રહ્મ નિર્ધર્મક ઠરી શકતું નથી. વિરૂદ્ધતાનો ખુલાસો આપવાને બદલે ઉપનિષદોનો અર્થ અયથાર્થ કરવો એ યુક્ત નથી.

**ઊપાધિ.**

રાતા કુસુમ અને સ્ફટિકમણિનો દાખલો આપી આપ કહો છો કે ઉપાધિને લીધે બ્રહ્મમા ધર્મ જણાય છે. આ કહેવું પણ યોગ્ય નથી, કેમકે આપ एकमेवाद्वितीयं ब्रह्म। नेहनानास्ति किंचन॥ વગેરે શ્રુતિઓને આધારે માત્ર એકજ બ્રહ્મને પ્રતિપાદન કરો છો, અને તેમાં કોઈ પણ પ્રકારનો ભેદ નથી એમ કહો છો, તો ઉપાધિઓ ક્યાથી આવી? લાલકુસુમ અને સ્ફટિકમણિ એ બે પદાર્થ જુદા હોવાથી લાલકુસુમની છાયા સ્ફટિકમણિમા પડે છે, પણ જો બ્રહ્મ એકલુજ હોય તો એને બીજા કોઈ પદાર્થનો યોગ થવાનો સંભવ નથી, એ કારણથી આપની એ બાબતની દલીલ નિરર્થક ઠરે છે.

• જો ઉપાધિ અવિદ્યાને લીધે ઉત્પન્ન થઈ હોય તો જ્યાં બ્રહ્મ સિવાય બીજું કાંઇ નથી ત્યાં અવિદ્યા ક્યાંથી આવે અને તે કોને લાગુ થાય ?

જો ઉપાધિઓને લીધેજ બ્રહ્મમાં ધર્મ જણાતો હોય તો ઉપાધિઓજ બ્રહ્મ કરતા અધિક કહેવાય, તેમજ બ્રહ્મમાં અનંત કલ્યાણકારી ધર્મો રહેલા છે એવું કહેનાર વેદ, ઉપનિષદો વગેરે અસત્ય ઠરે એ તો આપ પણ કબુલ કરશોજ કે ભગવાન્ કે કે ઋષિ મુનીઓએ અસત્ય કહેલું નથી.

આપ न स्थानतोऽपि ( ૩-૨-૧૧ ) એ સૂત્ર ઉપરના શાંકરભાષ્ય ઉપર આધાર રાખો છો પરંતુ એ સૂત્રનો અર્થ એવો છે કે સર્વ શ્રુતિઓમા પરબ્રહ્મનું ઉભયલિંગ ( પરસ્પર વિરૂદ્ધ ધર્મપણુ ) પ્રતિપાદન કરેલું છે. પણ તે ( ઉભયલિંગ ) સ્થાન ( ઉપાધિ ) થકી નથી. सर्वकर्मा सर्वकाम । અને अस्थूल, अनणु એ ધર્મસૂચક વાક્યો ભગવત્સ્વરૂપ પ્રતિપાદક છે, પણ તે અનુવાદક નથી. જો તે વાક્યો સ્થાનગત ધર્મના અનુવાદક હોય તો તેથી બ્રહ્મજ્ઞાન થવાનો સંભવ નથી, કેમકે બ્રહ્મધર્મ વગર બ્રહ્મનું ચિંતનજ ન થઇ શકે. તેમજ શાખાચંદ્રન્યાયવડે તે વાક્યો બ્રહ્મની પ્રતિપત્તિને માટે પણ નથી. જો પ્રતિપત્તિને માટે હોય તો તે વાક્યો પરસ્પર વિરૂદ્ધ ધર્મોનો બોધ કરે નહિ બ્રહ્મને આકાશ થકી મહાન્ કહેલુ છે અને ડાંગેરના કણ થકી ન્હાનુ કહ્યુ છે. માટે સ્થાનને આગળ કરીને ધર્મ કહેવામા આવે છે એમ સમજવું નહિ. બંને પ્રકારના ધર્મ બ્રહ્મનાજ છે.

ઉપાધિના યોગે બ્રહ્મમા ધર્મ જણાય છે એમ આપ કહો છો પણ એ કહેવું યથાર્થ નથી, કેમકે પુર્વે કહ્યા પ્રમાણે જ્યા એકજ બ્રહ્મ હોય ત્યા ઉપાધિ હોવાનો પ્રસંગજ નથી.

ઉપાધિઓના યોગે બ્રહ્મમા ધર્મ જણાય છે અને તે કારણથી શ્રુતિઓ બે પ્રકારનું બ્રહ્મ બતાવે છે એમ આપ કહો છો. આ

કહેવાને કાંઇ શાસ્ત્રીય આધાર નથી, અદ્વૈતમાં દ્વૈત ભાવના ક્યાંથી હોય ? બને પ્રકારની શ્રુતિઓ એકજ બ્રહ્મનું વર્ણન કરે છે, એમ ઉપનિષદો અને સૂત્રો ઉપરથી જણાય છે.

જીવ. આપ જીવને બુદ્ધિઉપાધિપરિકલ્પિતસ્વરૂપ માનતા હો એમ દેખાય છે. એ સબંધમા અમારે કહેવુ જોઇએ કે જીવના આવા સ્વરૂપનો નિર્દેશ કોઇપણ શ્રુતિ સ્મૃતિમાં નથી. પણ ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતાજીમા કહે છે કે ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ( અર્થઃ— જીવલોકમા જીવરૂપ મારોજ અંશ સનાતન છે. ગી. ૧૫-૭ ) તેમજ શ્વેતાશ્વતર ઉપનિષદમા કહ્યું છે કેઃ—

अंगुष्ठमात्रो रवितुल्यरुपः संकल्पाहंकारसमन्वितो यः ।
बुद्धेर्गुणेनाऽऽत्मगुणेन चैव आराग्रमात्रो ह्यपरोऽपि दृष्टः ॥ પૃષ્ટ ૭૦૦

અર્થઃ—જે જીવ સંકલ્પ અને અહંકારયુક્ત છે, અને સૂર્યના જેવો પ્રકાશવાળો છે, અને બુદ્ધિના ગુણથી અંગુષ્ટ જેવડો છે, અને પોતાના ગુણથી આરાગ્ર માત્ર છે, તે જીવ જ્ઞાન ચક્ષુ-વાળાએ દેહ થકી ભિન્ન પણ જોયેલો છે. વળી શ્રુતિમા કહ્યુ છે કેઃ-

बालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।
भागो जीवः स विज्ञेयःसचाऽऽनन्त्याय कल्पते ॥ પૃષ્ટ ૭૦૦.

અર્થઃ—વાળના સોમા ભાગના સોમા ભાગની કલ્પના કરે એવડો અર્થાત એક વાળના દશ હજારમા ભાગ જેવડો જીવ જાણવા યોગ્ય છે, અને તે જીવ અનંતપણાને માટે સમર્થ થાય છે.

अंशो नानाव्यपदेशात् [ સુ. ૨-૩-૪૩ ] એ સૂત્રથી પણ જીવ બ્રહ્મનો અંશ છે એમ સિદ્ધ થાય છે, તેમ છતાં આપ એને બુદ્ધિઉપાધિપરિકલ્પિત માનો છો એ આશ્ચર્ય છે. આપનું માનવું શ્રુતિ, સૂત્રાદિથી વિરૂદ્ધ હોવાથી અંગીકાર કરી શકાતું નથી.

• શ્રીમાન્ શંકરાચાર્યજી પોતાના ભાષ્યમા अशानानाव्यपदेशात् ( ૨-૩-૩-૪૩ ) એ સૂત્રના સંબંધમાં કહે છે કે બ્રહ્મ નિરવયવ હોવાથી તેનો અંશ હોઈ શકતો નથી, માટે જીવને અંશ જેવો કહેવો જોઈએ ( अश इवाशो नहि निरवयवस्य मुख्योंऽशः संभवति । (૫૫૫) આ કહેવાને કોઈ શ્રુતિનો આધાર નથી. બ્રહ્મ વિરુદ્ધ ધર્માશ્રયી હોવાથી નિરવયવ છતા એમાથી એના અંશરૂપ જીવો વ્યુચ્ચરણ પામે છે.

બ્રહ્દારણ્યક ઉપનિષદમાં કહ્યું છે કે ( પૃષ્ટ ૫૨૩ ) स यथोर्णनाभिस्तन्तुनोच्चरेद्यथाऽग्न· विस्फुलिंगा व्युच्चरन्त्येव मेवास्मादात्मन सर्वे प्राणाःसर्वे लोका·सर्वे देवाःसर्वाणि भूतानि व्युच्चरन्ति तस्योपनिषत्सत्यस्य सत्यमिति प्राणा वै सत्यं तेषामेष सत्यम् ।

અર્થ:—જે પ્રકારે કરોળિયો તંતુવડે બહાર જાળ બાંધે છે, જે પ્રકારે અગ્નિ થકી ક્ષુદ્ર વિસ્ફુલિંગ નિકળે છે, એ પ્રકારે બ્રહ્મમાથી સર્વ પ્રાણો, સર્વ લોક, સર્વસ્વ, સર્વ ભૂત વ્યુચ્ચરણ પામે છે તે સત્યને પ્રતિપાદન કરનારી આ ઉપનિષત્ છે. સત્ય એટલે કે પ્રાણો સત્ય છે, અને તેમનો ( બધા નિકળેલા સત્ય પદાર્થોનો એ મૂળભૂત ) એ પરમાત્મા સત્ય છે.

મુંડક ઉપનિષદમા કહ્યું છે કે यथा सुदीप्तात्पावकाद्विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते सरूपाः ઇત્યાદી. ( પૃષ્ટ ૧૨૪ ).

આ સર્વ શ્રુત્યાદિથી સિદ્ધ થાય છે કે જીવ આપના કહેવા મુજબ બુદ્ધિઉપાધિપરિકલ્પિત નથી પણ બ્રહ્મનોજ અંશ અને બ્રહ્મમાથીજ વ્યુચ્ચરણ પામેલો છે, અને તે સત્ય છે.

શ્રુતિનો અને ગીતાનો અર્થ સ્પષ્ટ છતાં તે ફેરવો જોઈએ નહિ. તેથી જીવસ્વરૂપ વિષેનું આપનુ કહેવું અંગીકાર કરી શકાતું નથી.

નામ અને રૂપને અવિદ્યા કલ્પિત અથવા મિથ્યા માનવાં

પણુ શ્રતિ વિરૂદ્ધ છે. કેમકે आकाशो वै नाम नामरूपयोर्निर्वहिता ते यदन्तरा तद्ब्रह्म ॥ ( છાં. ૮–૧૪–૬ પૃષ્ટ ક. ૧૪૯ ) આકાશ નામરૂપનો કર્તા છે; જે તારી અદર છે તે બ્રહ્મ છે.

नामरूपे व्याकरोत् ॥ ( છ. ૬–૩–૨ પૃષ્ટ ૪૦૦ ) નામ અને નામ અને રૂપ. રૂપને વિસ્પષ્ટ કરતી હતી.

सर्वाणि रूपाणि विचिन्त्य धीरो नामानिकृत्वाऽभिवदन् यदास्ते

नाम रूपे व्याकरवाणि ॥ હુ નામ અને રૂપનો વ્યાકાર કરૂં છું. [ છા. ૬–૨ ]

એ વગેરે શ્રુતિઓ નામ અને રૂપનો કરનાર પરમાત્મા છે એમ કહે છે, અને सर्वंखल्विदंब्रह्म । એ શ્રુતિ પ્રમાણે આ સઘળા નામ રૂપાત્મક પદાર્થો બ્રહ્મ છે તો પછી નામને અને રૂપને મિથ્યા અવિદ્યા કલ્પિત કેમ કહી શકાય ?

यथा सोम्येकेन मृत्पिण्डेन सर्वं मृन्मयं विज्ञातं स्याद्वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम् ( છા. ૧૧૬ ) આ શ્રતિનો અર્થ પણુ આપ યથાર્થ કરતા નથી.

એક માટીનો પિંડ જાણુવાથી માટીના બનેલા સર્વ પદાર્થો જાણુવામાં આવે છે. વાણીથી બોલાતું નામ વિવિધ પ્રકારે રચાયલા ઘટાદિ પદાર્થો માટીરૂપ હોવાથી સત્ય છે. આ શ્રુતિમા કાર્ય અને કારણુનો અભેદ પ્રતિપાદન કરેલો છે; પણુ કાર્યનું મિથ્યાત્વ કહેલું નથી. જો શ્રુતિને ઘટાદિ કાર્યનુ સત્યત્વ અભિપ્રેત નહોત તો मृत्तिका सत्या એમ કહેત પરંતુ શ્રુતિમા એમ કહ્યું છે કે मृत्तिका इति एव सत्यम् તેથી અર્થ એમ થાય છે કે નામધેય મૃત્તિકા, અર્થાત્ મૃત્તિકાના જુદા જુદા નામવાળા ઘટો મૃત્તિકા રૂપ હોવાથી સત્ય છે.

આપ तदनन्यत्वमारम्भण शब्दादिभ्यः । એ શબ્દ ઉપરના

શારીરિક ભાષ્ય ઉપર આધાર રાખો છો પણ એ સૂત્ર ઉપરનું ભાષ્ય ભાષ્યજ નથી,

सूत्रार्थो वर्ण्यते यत्र वाक्यैः सूत्रानुसारिभिः
स्वपदानि च वर्ण्यन्ते भाष्यं भाष्यविदो विदुः ॥[1]

ઉપરનું સૂત્ર यथा सोम्यैकेन इ० (છાંદોગ્ય) શ્રુતિના અર્થનો સંદેહ નિવારણ કરનાર છે. તેમાં કારણ થકી કાર્યનું અનન્યત્વ બતાવ્યુ છે. તેમ છતાં સૂત્રના ભાષ્યમાં तदेवमविद्यात्मकोपाधि ઈત્યાદિ વાકયો સૂત્રને અનુસરતાં નથી, કેમકે તે કાર્ય થકી કારણનું અનન્યત્વ ન બતાવતાં મિથ્યાત્વ બતાવે છે.

**અનન્યત્વ, મિથ્યાત્વ.**

कार्यस्य कारणानन्यत्वं न मिथ्यात्वम्
अलौकिकप्रमेये सूत्रानुसारेणैवनिर्णयः उचितः ॥
न स्वतंत्रतया किंचित्परिकल्पनम् ।
तर्काप्रतिष्ठानादितिनिराकृतमेव ॥[2]

( અણુભાષ્ય ૨-૧-૯. )

ઉપર કહેલી શ્રુતિનો વિચાર કરતા तदनन्यत्वम् એ સૂત્રને વિષે મિથ્યાત્વનો અર્થ કરવો એ સંભવતું નથી, કારણકે एकविज्ञानेन सर्वविज्ञानोपक्रमबाधात् प्रकरणविरोधश्च । (માટે તેમ કરવાથી એક વિજ્ઞાનથી સર્વ વિજ્ઞાનના ઉપક્રમનો બાધ આવે, અને પ્રકરણ વિરોધ થાય ). આ પ્રકારે ત્રણે ( પ્રતિજ્ઞા, દૃષ્ટાન્ત, અને પ્રકરણ )ના વિરોધનો ભય પરિત્યાગ કરીને સૂત્રની અન્યથા યોજના કરનાર અતિ ધૃષ્ટ કહેવાય. મિથ્યાત્વ પ્રતિપાદન કરવાથી l. ત અને સૂત્રનો નાશજ થાય છે.

---

૧ જેમા સૂત્રાનુસારી વાકયોવડે સૂત્રનો અર્થ વર્ણન કરાય, અને પોતાનાં કહેલાં પદો વર્ણન કરાય તેને ભાષ્યના જાણનાર ભાષ્ય કહે છે.

૨ કાર્યનું કારણ થકી અનન્યત્વ કહે છે, પણ મિથ્યાત્વ નથી અલૌકિક પ્રમેયમાં સૂત્રાનુસાર નિર્ણય કરવો ઉચિત છે. સ્વતંત્રતાવડે કલ્પના કરવી એ तर्काप्रतिष्ठानात् એ સૂત્રથી બાધિત છે.

જે પ્રમાણે આપે જીવના સ્વરૂપનો શ્રુતિવિરૂદ્ધ નિર્ણય કર્યો છે, તેજ પ્રમાણે ઇશ્વરના સ્વરૂપનો પણ શ્રુતિવિરૂદ્ધ નિર્ણય કર્યો હોય એમ જણાય છે. અવિદ્યારૂપ ઉપાધિવડે થતા પરિચ્છેદની અપેક્ષાએ ઈશ્વરના ઇશ્વરત્વાદિ ગુણો કહેવા એ યોગ્ય નથી, કેમકે અવિદ્યાથી ઈશ્વરનું સર્વજ્ઞત્વ કોઇ દિવસ જણાતું નથી, પણ વિદ્યાવાન્ વ્યાસ, શુક, વાલ્મિકાદિજ ઈશ્વરનું સર્વ શક્તિમત્વ અને સર્વજ્ઞત્વ જાણે છે. સમન્વય અધ્યાયમાં मुक्तोप-सृप्यव्यपदेशात् । એ સૂત્રમા વ્યાસજીએ જીવનમુક્તને લક્ષ્ય કરવા યોગ્ય બ્રહ્મ કહેલુ છે. મુક્તને અવિદ્યા હોતી નથી. તેણે લક્ષ્ય કરવા યોગ્ય સકળ ગુણવિશિષ્ટ બ્રહ્મ અથવા ઈશ્વરના ગુણોને અવિદ્યારૂપ ઉપાધિથી કલ્પિત કહેવા એ યોગ્ય નથી. તેમજ ઇશ્વરને માયોપાધિજન્ય કહી, તે થકી શુદ્ધ બ્રહ્મ જુદુ છે એમ કહેવું શ્રુતિ સૂત્ર વિરૂદ્ધ હોવાથી, કપોલકલ્પિત ઠરે છે ઇશ્વરના ગુણ અવિદ્યોપાધિવડે થયેલા પરિચ્છેદથી છે એ કહેવું એ ઇશ્વરને અનીશ્વર કહેવા બરોબર છે આવું કહેનારને ગીતા વખોડી કહાડે છે. ( જુઓ. ગી. ૧૬–૮ )

ઈશ્વર.

ઈશ્વર અને ઈશ્વરના ધર્મો અવિદ્યા રહિત મુક્ત પુરૂષો યથાર્થ રીતે જાણે છે, માટે ઇશ્વર સબધી આપના શ્રુતિ વિરૂદ્ધ વિચારો અગ્રાહ્ય છે

બ્રહ્મ નિર્ધર્મક છે એમ બતાવવા આપ ગીતાના પાચમા અધ્યાયના ૧૪ અને ૧૫ મા શ્લોક ઉપર આધાર રાખો છો આના સંબધમા મારે કહેવુ જોઇએ કે લૌકિકબુદ્ધિપ્રવીણ પુરૂષોના મનમા બ્રહ્મવાદ એકાએક ઠસતો નથી, માટે પ્રથમ સ્વભાવવાદને આગળ કરવામા આવે છે. અર્જુનને ભેદ બુદ્ધિ હોવાથી તેના હૃદયમા બ્રહ્મવાદ આરૂઢ નહિ થવાને લીધે ભગવાને પ્રથમ શ્લોકમાં

સ્વભાવવાદ.

પોતાની જણાતી સ્વભાવરૂપ શક્તિને બતાવી બોધ કરેલો છે. તેથી જ ગીતાના ઉક્ત શ્લોકમાં ભગવાન્ કહે છે કે સર્વસમર્થ પ્રભુ લોકનું કર્તાપણું કે કર્મ સૃજતા નથી, તેમજ કર્મફળનો સંયોગ પણ સૃજતા નથી, પણ સ્વભાવજ પ્રવૃત્ત થાય છે સર્વ વસ્તુમાં સ્વભાવ વિદ્યમાન્ હોવાથી તેને આગળ કરી તરત બોધને માટે આ કહેવું છે. વસ્તુ વિચાર કરીએ તો સ્વભાવ પણ ઇશ્વરની શક્તિરૂપજ છે. ભાગવતના દ્વિતીય સ્કંધમાં કહેલુ છે કે (૨-૫-૧૧) પરમેશ્વરે સૃષ્ટિ કરવાની ઇચ્છાથી પોતાને વિષે લય થયેલા કાળ કર્મ અને સ્વભાવને પોતાની શક્તિવડે પાછા પ્રકટ કર્યા.

इच्छामात्रप्रकटनं सर्वथा तत् तिरोहितम् ।
सर्ववस्त्वाश्रितं पश्चात् स्वभावोऽयं हरेस्तनुः ॥

નિ. સ. ૧૧૫.

"ભગવાનની ઇચ્છા માત્રથી જેનું પ્રકટ થવું છે, જેમા સત્ ચિત્ અને આનંદ ધર્મો તિરોહિત છે, સર્વ વસ્તુમા રહેતાં, સર્વ વસ્તુને પાછળ રાખી જે આગળ થાય છે, તે સ્વભાવ નામની હરિની એક શક્તિ છે. (નિબંધ સર્વનિર્ણય ૧૧૫). સ્વભાવ ભગવાનની એક શક્તિ હોવાથી, અને શક્તિ અને શક્તિમાનનો અભેદ હોવાથી, સર્વત્ર ભગવાનનુંજ પ્રવર્તાવવાપણું છે જો એમ ન હોય તો भवन्ति भावा भूताना मत्त एव पृथग्विधाः । (ગી. ૧૦-૫) એ શ્લોકમાં અહિંસા, સમપણું, સંતોષ, દાન, યશ, અયશ એવા પ્રસિદ્ધ ભિન્ન ભિન્ન પ્રકારના ભાવો પ્રાણીઓને મારાથી જ છે એમ કહેત નહિ.

**અજ્ઞાન.** ગીતાના પાંચમા અધ્યાયનો ૧૫ મો શ્લોક પણ એજ મતલબનો છે. અજ્ઞાન સર્વ લોકમા પ્રસિદ્ધ છે તેથી ભગવાને અજ્ઞાનને આગળ કરી અર્જુનને જ્ઞાન આપવાને માટે શ્લોકમાં દૃષ્ટ સ્થિતિ બતાવેલી છે કે વિભુ કોઇને પાપ આપતા નથી, તેમજ

કોઈને સુકૃત પણ આપતા નથી, પણ અજ્ઞાનથી જ્ઞાન આવૃત્ત થયું છે તેથી મનુષ્યો મોહ પામે છે. આ જો દષ્ટાર્થનોજ ભગવાને અનુવાદ ન કર્યો હોય તો मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ॥ (ગી. ૧૫–૧૫ મારાથી સ્મૃતિ અને જ્ઞાન તથા તે સ્મૃતિ અને જ્ઞાનનો અભાવ થાય છે), તથા ગીતા ૧૦–૪ મા સર્વ ભાવો મારાથીજ ઉત્પન્ન થાય છે એમ કહેત નહિ. ભગવાન્ થકી જ્ઞાન થાય છે, એ જ્ઞાનના અભાવે લોકોમાં અજ્ઞાન પ્રતીત થાય છે. પોતા થકી સર્વ કર્મની પ્રવૃત્તિ જણાવવાને માટે લોકોમાં જણાતો સ્વભાવ બતાવેલો છે. એમ ન હોય તો ગીતા ૧૦ અધ્યાયના ૪ અને ૫ એ શ્લોકો વિરૂદ્ધજ થાય. પણ એ શ્લોકોની પાચમા અધ્યાયના ૧૪–૧૫ શ્લોકની સાથે એક વાકયતા જ છે.

આ સ્થળે અમે કેટલીક શ્રુતિઓના અને સૂત્રોના અર્થનો ખુલાસો કરીએ છીએ.

यत्र नान्यत्पश्यति नान्यच्छृणोति नान्यद्विजानाति सभूमा इ०

(છા ૭–૨૪–૧. પૃષ્ટ ૪૩૭)

શ્રુતિ. એ શ્રુતિનો અથ એવો છે કે જેને સર્વાત્મ દૃષ્ટિ થાય છે. તે જડ, જીવ. જગત્ એ સર્વને બ્રહ્મ રૂપ દેખે છે, અને બ્રહ્મ સિવાય એને બીજી કોઇ વસ્તુનું દર્શન, જ્ઞાન કે શ્રવણ થતું નથી. એ ઉપરથી એમ સમજવુ નહિ કે, જડ, જીવ, જગત્ એ કાંઈ અસ્તિત્વમા નથી, અથવા એવી દૃષ્ટિ થયેથી તેઓનો લય થાય છે વસ્તુ માત્ર એમને એમ રહે છે પણ દૃષ્ટિમાજ તફાવત પડે છે.

षोडशकलंब्रह्म । चतुष्पाद् ઇત્યાદિ શ્રુતિઓ માત્ર ઉપાધિનેજ લીધે બ્રહ્મને વિષે લગાડવામા આવે છે. આ કહેવાને કોઇ પ્રકારનો વેદ શ્રુતિનો આધાર નથી. તે બ્રહ્મ વિષયક નથી એમ કહેવાથી વેદ ઉપરથી વિશ્વાસ ઉડી જવાનો સંભવ છે. કેટલીક

શ્રુતિઓ કલ્પિત વિષય બતાવનારી છે એમ કહેવાથી વેદનો કેટલોક ભાગ પ્રયોજન વગરનો ઠરે છે, અને તે ગીતાજીથી વિરૂદ્ધ છે, કેમકે ગીતાજીમા ભગવાને કહ્યું છે કે તમામ વેદથી જ જાણવા યોગ્ય છુ. (ગી. ૧૫–૧૫)

सूत्र. लोकवत्तु लीलाकैवल्यम्। આ સૂત્ર જણાવે છે કે ઈશ્વર લીલા મુક્તિને માટે છે. આ સૂત્ર ઉપરનું શારીરિક ભાષ્ય સૂત્રને અનુસરતું નથી, કેમકે તેમા જણાવ્યું છે કે સૃષ્ટિશ્રુતિ પરમાર્થ વિષયક નથી, પણ અવિદ્યાકલ્પિતનામરૂપવ્યવહારગોચર છે.(જુઓ ૨-૧-૩૩)

આપ કહો છો કે વિદ્યા ઉત્પન્ન થયે સ્વપ્નાની માફક પ્રપંચનો લય થાય છે. આ કહેવું યથાર્થ નથી, કેમકે પ્રપંચ અવિદ્યાથી ઉત્પન્ન થયેલો નથી પણ તે ભગવદ્ ઈચ્છાથીજ ઉત્પન્ન થાય છે અને તેનો લય ભગવાનજ કરે છે

સંસારનો લય.

संसारस्य लयो मुक्तौ न प्रपंचस्य कर्हिचित् ॥
कृष्णस्याऽत्मरतौ त्वस्य लयः सर्वसुखावहः॥
નિ. શા. ૨૪.

અર્થ—સંસારનો લય મુક્તિ વખતે થાય છે, પણ પ્રપંચનો લય કદી થતો નથી. કૃષ્ણની પોતામા રમણ કરવાની ઈચ્છા થાય ત્યારે પ્રલય થાય છે, તે જીવોના સુખને માટે છે.

સંસાર અને પ્રપંચના ઉત્પત્તિ અને પ્રલય જુદાં જુદાં છે, તેથી સંસાર અને પ્રપંચમા ભેદ છે. જ્યારે ભગવાનને પ્રપંચના સ્વરૂપની પોતાને વિષે લય કરવાની ઇચ્છા થાય છે ત્યારે પ્રપંચનો લય થાય છે, પણ સંસારની પેઠે મુક્તિ વખતે તેનો લય થતો નથી. तदात्मानं स्वयमकुरुत। (તે બ્રહ્મ પોતેજ પોતાના સ્વરૂપને કરે છે) વગેરે શ્રુતિઓ ઉપરથી જણાય છે કે આ સઘળો પ્રપંચ બ્રહ્મે પોતામાંથીજ કર્યો છે.

હવે આપને ખાત્રી થઇ હશે કે બ્રહ્મ નિર્ધર્મક નથી, પણ સધર્મક છે.

જેમ तत्वमसि, अहं ब्रह्मास्मि વગેરે વાકયો જીવાત્માનું પરમાત્માની સાથે એકપણું બતાવી પરમાત્માને વિષે ભક્તિભાવ ઉત્પન્ન કરવાને માટે છે, તેમ સૃષ્ટિશ્રુતિઓ એજ પરમાત્માનું મહાત્મ્ય બતાવવાને માટે છે. એ કારણથી એ શ્રુતિઓ પરમાર્થ વિષયક નથી એ કહેવું ખરૂ નથી. એકજ ઉપનિષદનો એક ભાગ પરમાર્થ વિષયક છે અને બીજો નથી એમ શી રીતે કહી શકાય? તમામ ઉપનિષદો બ્રહ્મવિષયક છે, તેથી જ તેઓ બ્રહ્મ અને તેમાથી ઉત્પન્ન થયેલા જીવો અને જગત્ વગેરેનું વર્ણન કરે છે.

સૃષ્ટિશ્રુતિઓ પરમાર્થ વિષયક નથી એમ કહેવાને કાંઇ શાસ્ત્રીય આધાર હોય તો બતાવશો.

વળી આપના કહેવા પ્રમાણે જીવ ઇશ્વર અને જગતનું અસ્તિત્વ કલ્પનાને આધારેજ છે એમ માનવામાં આવે તો પછી જીવને કાઇ કર્તવ્ય રહે છે? એમ માનવાથી શ્રદ્ધા ઉત્પન્ન થવાનો કે ટકી રહેવાનો સંભવ છે? એ વાત વિસ્તાર પૂર્વક બતાવશો.

આપ એક બ્રહ્મ કહો છો, પણ પ્રશ્નોપનિષદમાં તો બે બ્રહ્મ કહ્યા છે એમ નીચેની શ્રુતિથી જણાશે —

एतद्वै सत्यकाम परंचापरं ब्रह्म यदोंकारः ।
तस्माद्विद्वानेतेनैवायतनेनैकतरमन्वेति

પ્ર. ૫–૨ પૃ ૧૦૬.

(હે સત્યકામ! આ જે પરબ્રહ્મ, અને અપરબ્રહ્મ છે તે ૐકાર જ છે, તેથી એમ જાણનાર આ આશ્રયવડે જ બેમાનાં એકને પામે છે (પ્રશ્ન ૫–૨ પૃષ્ટ ૧૦૬))

किंद्वेब्रह्मणिपरमपरंचेति ।

પૃષ્ટ ૮૮૯

• આ શ્રુતિના સંબંધમા શ્રી શંકરાચાર્યજી ૪–૩–૧૪ મા સુત્ર ઉપરના ભાષ્યમા સ્પષ્ટ રીતે કહે છે કે પર અને અપર એમ બે બ્રહ્મ છે.

અવિદ્યાકૃત નામરૂપાદિવિશેષના નિષેધ થકી અસ્થૂલાદિ શબ્દોવડે જે બ્રહ્મ ઉપદેશ કરાય છે તે પરબ્રહ્મ છે, અને નામરૂપાદિ વિશેષનડે ઉપાસનાને માટે જે બ્રહ્મનો ઉપદેશ કરાય છે તે અપરબ્રહ્મ છે. આ પ્રમાણે હોવાથી આપ એક પ્રકારનુ બ્રહ્મ કહો છો તે સ્વીકારી શકાતુ નથી

આપ જીવને બ્રહ્મનો અંશ કહો છો, તે વાત સ્વીકારી શકાતી નથી કેમકે आभास एवच ( ૨–૩–૫૦ ) એ સૂત્રમાં સ્પષ્ટ રીતે કહ્યું છે કે જીવ એ બ્રહ્મનું પ્રતિબિંબ અથવા આભાસ છે. આભાસ અવિદ્યાને લીધે દેખાય છે. તેથી તેના ઉપર રચાયલો સંસાર પણ અવિદ્યાનુંજ પરિણામ હોવાથી તે ખસેડવાથી બ્રહ્મ સિવાય બીજું કાંઇ રહેતું નથી. વળી બ્રહ્મબિંદુ ઉપનિષદમા જીવના સંબંધમાં કહ્યુ છે કે —

एकधा दशधा चैव दृश्यते जलचंद्रवत् ॥

એ પ્રમાણે ઉપર કહેલા સુત્ર અને શ્રુતિની એકવાકયતા કરવાને માટે જીવને બ્રહ્મનો અંશ જેવો કહેવામા આવે છે એમા કોઇપણ પ્રકારનો દોષ નથી.

આપ નામરૂપાત્મક જગતને સત્ય કહો છો પરંતુ જે પદાર્થ સત્ય છે તે ત્રણે કાલમાં સત્ય જ રહે છે. પણ જગત વિકારવાળું છે તેથી સત્ય નથી

નામ રૂપાત્મક જગત.

જીવ, ઇશ્વર અને જગત્ એ ત્રણે ઉપાધિને લીધે દેખાય છે. વાસ્તવિક રીતે તો બ્રહ્મ સિવાય બીજું કાંઇ નથી એમ વેદ કહે છે, તો પછી શ્રદ્ધા રહી શકે કે નહિ, જીવને કાંઇ કર્તવ્ય છે કે નહિ, એ સવાલ જ વાસ્તવિક રીતે ઉત્પન્ન થતા

જીવ, ઇશ્વર.

નથી. તોપણ વ્યવહાર દશામા એ ત્રણે સત્ય માનવામા આવે છે, તેથી જીવને અધ્યાસ દૂર કરવાનું કર્તવ્ય રહે છે એમા શો સંશય છે ? એ અધ્યાસ દૂર કરવાના કામમા જીવ શ્રદ્ધાપૂર્વક યત્ન કરે તો એ કામમા એ વહેલો પાર પડે, અને વહેલો મુક્ત થાય.

कृष्ण स्वात्मरतौ त्वस्य लयः सर्वसुखावहः ।

એમા આપ કૃષ્ણ કોને કહો છો તે જણાવશો.

શ્રી વલ્લભ બોલ્યા કેઃ—

ગોપાળતાપનીય ઉપનિષદમાં "કૃષ્ણ" પદનો અર્થ આપેલો છે. તે સંબંધની શ્રુતિ નીચે પ્રમાણે છે.

कृषिर्भूवाचकः शब्दोणश्चनिर्वृतिवाचकः ॥
तयोरैक्यं परंब्रह्म कृष्णइत्यभिधीयते ॥

અર્થ·—( કૃષ્ણ શબ્દમા ) કૃષ્ ધાતુ સત્તાવાચક છે અને ण એ નિર્વૃતિ ( આનંદ ) વાચક છે, એ ઉભયનું ઐક્ય (કૃષ્ણ) પરબ્રહ્મ (સદાનંદ) થ

શ્રીમાન્ શંકરાચાર્યજી સ્વયમેવ વિષ્ણુસહસ્રનામ ઉપરની પોતાની ટીકામાં આ સંબંધમા નીચે પ્રમાણે ખુલાસો આપે છે.

कृषिर्भूवाचकःशब्दो णश्च निर्वृतिवाचकः ।
विष्णुस्तद्भावयोगाच्च कृष्णो भवति शाश्वतः ॥
इति वचनात् सच्चिदानंदात्मकःकृष्णः ॥

અર્થ.—कृषि શબ્દ સત્તાવાચક છે, અને ण શબ્દ આનંદ વાચક છે. આ બન્ને શબ્દના અર્થ થકી કૃષ્ણ શબ્દનો અર્થ નિત્યવિષ્ણુ એવો થાય છે. એ વચનથી કૃષ્ણ સચ્ચિદાનંદાત્મક છે.

કઠોપનિષદ્ ઉપરના પોતાના ભાષ્યમા તેઓશ્રી પુનઃ જણાવે છે કેઃ—

तद्विष्णोर्व्यापनशीलस्य ब्रह्मणःपरमात्मनो वासुदेवाख्यस्य परमं प्रकृष्टं पदं स्थानं स तत्त्वमित्येतद्यदसावाप्नोति विद्वान् ॥

અર્થ.—તે વિષ્ણુ વ્યાપનશીલ છે અને તેનું નામ બ્રહ્મ, પરમાત્મા અને વાસુદેવ છે. તેનું પદ સર્વ કરતા ઉત્કૃષ્ટ છે તે પદને વિદ્વાન્ જ્ઞાન સહિત પામે છે.

કૃષ્ણોપનિષદમા કહ્યુ છે કે कृष्णो ब्रह्मैव शाश्वतं ।

ગીતાજીમાં શ્રીકૃષ્ણ પોતે સર્વ પુરૂષોમા ઉત્તમ હોવાથી પોતાને પુરૂષોત્તમ કહે છે.

જે પ્રમાણે કૃષ્ણપરમાત્માના અનંત રૂપ છે તે પ્રમાણે એમના અનંત નામ છે,

કેશવ એ પણ શ્રીકૃષ્ણપરમાત્માનુ જ નામ છે. कश्च अश्च इश्च त्रिमूर्तयः केशास्ते यद्वशेन वर्तते स केशवः ॥

અર્થ:—ત્રિમૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ, અને સદાશિવ જેની આજ્ઞા પ્રમાણે વર્તે છે તે કેશવ.

એ પ્રમાણે કૃષ્ણ શબ્દ પરબ્રહ્મ અથવા પરમાત્માનાજ અર્થમાં અમો વાપરીએ છીએ.

બે બ્રહ્મ.

આપ બે બ્રહ્મ છે એમ કહો છો, તેના જવાબમાં કહેવાનું કે બ્રહ્મ બે નથી પણ એક જ છે. પ્રતિપાદક અને પ્રતિપાદ્ય ભેદથી ૐકારજ પર અને અપર કહેવાય છે, તે શબ્દરૂપે અપર છે, અને અર્થરૂપે પર છે. પરંતુ નામરૂપવિશેષનાનિષેધથી અસ્થૂલાદિ વાકયોવડે જે પ્રતિપાદન કરાય છે તે પરબ્રહ્મ, અને નામરૂપવિશેષથી પ્રતિપાદન કરાય છે તે અપરબ્રહ્મ, એવા શાંકરભાષ્યના મતને કોઈ શ્રુતિ સ્મૃતિનો આધાર નથી. एकमेवाद्वितीयं ब्रह्म એ શ્રુતિ એકજ બ્રહ્મનું પ્રતિપાદન કરે છે.

મુંડક ઉપનિષદમાં પરા અને અપરા વિદ્યા કહેલી છે, તેમા ઋગ્વેદાદિને અપરા વિદ્યા કહેલી છે, અને જેવડે અક્ષર પ્રાપ્ત થાય છે તેને પરાવિદ્યા કહેલી છે.

---

૧ द्वेविद्येवेदितव्ये । परा चैवापरा च ॥ મુંડક ૧–૪ પૃષ્ટ ૧૧૬.

આપ જે પ્રશ્નોપનિષદની શ્રુતિ ઉપર આધાર રાખો છો તેમાં પણ એક ૐકારને જ બ્રહ્મ કહેલું છે, માટે એ બ્રહ્મની કલ્પના આધાર વિનાની જ છે.

જીવના સંબંધમાં આપ બ્રહ્મબિંદુ ઉપનિષદની નીચેની શ્રુતિ ઉપર આધાર રાખો છો એના સબંધમા કહેવાનું કે:—

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ॥
एकधादशधा चैव दृश्यते जलचंद्रवत् ॥[1]

એ શ્રુતિનો અર્થ એ છે કે એકજ પરમેશ્વર દરેક શરીરમાં અંશથી રહ્યા છતા એક પ્રકારે અને બહુ પ્રકારે જણાય છે. જેમ ચંદ્રમા જલમાં ચંદ્ર રૂપથી એકધા છે, અને સંખ્યા, કંપાદિરૂપથી બહુ પ્રકારે જણાય છે, તેમ બ્રહ્મ પણ એક રૂપ છતા અંશથી બહુરૂપે જણાય છે. ઉપર કહેલુ વાક્ય બ્રહ્મ પ્રતિપાદક છે, તેથી બ્રહ્મજ નાના રૂપે જણાવાનું શ્રુતિમાં દૃષ્ટાન્તથી બતાવ્યુ છે. પણ તે જીવ પ્રતિબિંબ છે એમ પ્રતિપાદન કરતુ નથી.

કઠોપનિષદના બીજા અધ્યાયની પાચમી વલ્લીમા કહ્યું છે કે—

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ॥
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बहिश्च ॥९॥

* નિ. શા ૧૦૮

અર્થ—ભુવનમા રહેલો એક અગ્નિ જેમ રૂપરૂપ પ્રત્યે ઘણા રૂપવાળો જણાય છે તેમ સર્વ ભૂતનો અંતરાત્મા રૂપરૂપ પ્રત્યે બહાર ભિન્ન જણાય છે.

બ્રહ્મમાં સત્ ચિત્ અને આનંદ એ ત્રણે ધર્મો છે. જીવમા સત્ અને ચિત્ પ્રકટ છે પણ આનંદ તિરોહિત છે, તેથી જીવને આભાસ કહેવામાં આવે છે. જેમ બ્રાહ્મણત્વ ધર્મની સ્ફુર્તિ રહિતને

જીવ.

---

૧ એકજ ભૂતાત્મા જળચંદ્રની પેઠે સર્વ ભૂતોમાં રહેલો છે. અને તે (સ્વસ્વરૂપવડે) એકધા અને જળ ચંદ્રની માફક બહુધા દેખાય છે. કઠ. ૨–૫–૯ પૃષ્ટ ૬૯

બ્રાહ્મણાભાસ કહેવામાં આવે છે, તેમ બ્રહ્મધર્મની સ્ફુર્તિ ન હોય ત્યારે જીવને બ્રહ્માભાસ કહેવામા આવે છે, પણ જીવ લોકપ્રસિદ્ધ આભાસ કે પ્રતિબિંબ નથી. જીવને આભાસ કે પ્રતિબિંબ કહેવાથી તેનું સ્વરૂપ જ મિથ્યા થઈ જાય છે. એમ થાય એ મહાન્ દોષ છે.

**પ્રતિબિંબ, આભાસ.**

રૂપસ્પર્શાદિયુક્ત પદાર્થના રૂપાંશ, ક્રિયા, સંખ્યાદિનું દર્પણાદિ સંબંધવડે જ્ઞાન તેને પ્રતિબિંબ કહે છે (નિ. શા. પૃ. ૧૧૦), આથી પ્રતિબિંબ કાંઈ વસ્તુ છે એમ સિદ્ધ થતું નથી. આપના કહેવા મુજબ नेहनानास्ति किंचन એ શ્રુતિ પ્રમાણે જ્યા બીજો કોઈ પદાર્થ નથી ત્યાં પ્રતિબિંબ પડવાનો સંભવ જ નથી. બીજો કોઈ પદાર્થ હોય તોજ તેમા એક પદાર્થનું પ્રતિબિંબ પડે

પ્રતિબિંબ કોઇ સ્વતંત્ર પદાર્થ નહિ હોવાથી, તેમા કાંઈ ચેતન કે ક્રિયા કરવાપણું હોઇ શકતું નથી. તેમ છતા આપના આચાર્ય કર્ત્રધિકરણના સૂત્ર ૨-૩-૩૩ ના ભાષ્યમા કહે છે કે જીવમા ક્રિયા કરવાપણુ છે. એ કારણથી પણ જીવને પ્રતિબિંબ કહી શકાતો નથી.

ગીતામા उत्क्रामंतं स्थितं वापि (૧૫-૧૦) એ શ્લોકમાં કહ્યું છે કે ઉત્ક્રમણ કરતા (શરીરમા) સ્થિત, વિષયોને ભોગવતા તથા ત્રિગુણાન્વિત જીવાત્માને અત્યંત મૂઢ પુરૂષો જોઇ શકતા નથી. પરંતુ જ્ઞાન-ચક્ષુ જોઈ શકે છે. આ વાક્યથી ઉત્ક્રમણની, ભોગવવાની વગેરે ક્રિયાઓ જીવને છે, એમ કહેલું છે. જો જીવ માત્ર પ્રતિબિંબ હોય તો એ ક્રિયાઓ સ્વતંત્ર રીતે એને હોઈ શકે નહિ.

જીવને પ્રતિબિંબ કહેવાથી એને કાઇ કર્તવ્ય રહેતું નથી કઠોપનિદમા उत्तिष्ठत जाग्रत प्राप्य वरान्निबोधत । (પૃષ્ટ ૫૮) "ઉઠો, જાગો, શ્રેષ્ટની સમીપ જઈને જાણો" એમ કહેલું છે. જો જીવ

પ્રતિબિંબ હોય તો તેનાથી પોતાની મેળે ઉઠવું, જાગવું, શ્રેષ્ઠની પાસે જવું અને જાણવું, એમાનું કાંઇ બને નહિ.

આ અને બીજાં અનેક કારણોથી જીવને પ્રતિબિંબ કે આભાસ કહી શકાતો નથી.

હવે જગત્‌ના સત્યત્વ વિષેના આપના પ્રશ્નનો હું ઉત્તર આપુ છું:—

જગત્ ત્રણે કાળમા સત્ય હોવાથી તેનું બ્રહ્મત્વ છે. અને सत्त्वाच्चावरस्य ( २–१–१६ ) એ સૂત્રમાં એ વાત જણાવેલી છે. તેમ શ્રુતિમા પણ કહેલું છે કે सदेवसोम्येदमग्रआसीत् ॥ છા. ૬-૨૧ પૃષ્ટ ૩૯૮

**જગતનું સત્યત્વ.**

यदिदंकिंचतत्सत्यमित्याचक्षते ॥ તૈતિરીયોપનિષદ્ ૨–૨–૬ પૃષ્ટ ૨૩૯

અર્થ—હે સોમ્ય ! આ નામ રૂપાત્મક જગત્ પહેલા સદ્ રૂપે જ હતું જે કાંઇ છે તેને સત્ય કહે છે

ઉપરની શ્રુતિઓ ઉપરથી જણાય છે. કે જગત્ ભૂતકાળમા સત્ય હતું, અને વર્તમાનકાળમા સત્ય છે, તો તે ભવિષ્યમા અસત્ય થવાનો સંભવ નથી

શ્રીમદ્‌ભાગવતમાં પણ જગત્‌ને ત્રણે કાળમા સત્ય છે એમ કહેલું છે

**विश्वं वै ब्रह्मतन्मात्रं संस्थितं विष्णुमायया ।** [1]
**यथेदानीं तथाचाग्रे पश्चादप्येतदीदृशम् ।**

ભાગવત ૩–૧૦–૧૨ પૃષ્ટ ૮૨.

---

૧ અર્થ—નિશ્ચે આ બ્રહ્મરૂપ વિશ્વ વિષ્ણુની શક્તિથીજ સ્થિત કરીને રહેલું છે. તે જેવું હાલમા છે તેવુ જ પૂર્વકાળમા હતુ અને પછી પણ તે તેવુ જ રહેશે

"तदेतदक्षयं नित्यं जगन्मुनिवराखिलम् । [1]
आविर्भावतिरोभावजन्मनाशविकल्पवत् ॥

વિષ્ણુપુરાણ અણુભાષ્ય પૃષ્ઠ ૫૮૬

જગત્‌ને વિષે ભ્રાન્તિને લીધેજ વિકાર દેખાય છે. વાસ્તવિક રીતે તે વિકારવાળું નથી, માત્ર આવિર્ભાવ અને તિરોભાવને લીધે તેમાં જન્મ અને મરણની ભ્રાન્તિ જણાય છે. ઉપરના ૨-૧-૧૬ સૂત્રના ભાષ્યમાં આપના આચાર્ય કાર્ય અને કારણનું અનન્યત્વ સ્વીકારે છે. [2]

મિથ્યા માનવાનું પરિણામ.

જીવ, ઈશ્વર અને જગત્ વ્યવહાર દશામાં જ સત્ય છે, એમ કહેવાથી તેઓનું સ્વરૂપ જ મિથ્યા થઈ જાય છે જો ઇશ્વર પરમાર્થ દશામાં સત્ય ન હોય તો એમને ભજવાથી કે ઉપાસવાથી કાંઈ ફલ નથી, તેમજ ભક્તિ અને ધર્મનું મૂલ જે શ્રદ્ધા, તે પણ આધાર રહિત થઈ જાય છે. તેજ પ્રમાણે જગત્‌ને અસત્ય કહેવાથી નીતિ કે ધર્મના નિયમોનો પાયો પણ નષ્ટ થાય છે.

બ્રહ્મને સત્ય માની, બ્રહ્મના ધર્મો જે શ્રુતિસ્મૃતિમા વર્ણ્વ્યા છે તે ન માનવાથી બ્રહ્મનુ માહાત્મ્ય નષ્ટ થાય છે અમો એમ કહેવા માગતા નથી કે લોક કલ્યાણને અર્થે વેદનો જે અર્થ હોય તેથી ભિન્ન કરવો. પરંતુ વેદ નારાયણ રૂપ હોવાથી અને નારાયણ કલ્યાણકારી હોવાથી વેદનો અર્થ યથાર્થ જ કરવો જોઇએ.

---

૧ હે મુનિવર ! તે આ સમગ્ર જગત્ અક્ષય અને નિત્ય છે. તે આવિર્ભાવ તિરોભાવથી જન્મ અને નાશના સંશયવાળું દેખાય છે.

૨ तस्मात् प्रागुत्पत्तेरनन्यत्वादुत्पन्नमप्यनन्यदेव कारणात्कार्यमित्यवगम्यते ॥ ૨-૧-૧૬ પૃષ્ઠ ૩૮૫.

બ્રહ્મવાદ.

શ્રીકૃષ્ણભગવાને ગીતાજીમાં જે સિદ્ધાન્ત પ્રકટ કર્યો છે, અને અમારા ગુરૂ[1] શ્રીમદ્ વેદવ્યાસજીએ ઉપનિષદ્‌નો સંદેહ દૂર કરી બ્રહ્મસૂત્રમાં જે સિદ્ધાન્ત પ્રતિપાદન કરેલો છે, તે જ અમારો સિદ્ધાન્ત (બ્રહ્મવાદ) છે.

सर्वधर्मोपपत्तेश्च ॥ (૨–૧–૩૭) અને सर्वोपेता च तद्दर्शनात् (૨—૧—૩૦) ઈત્યાદિ તત્વસૂત્રોક્ત સિદ્ધાન્તનું ગ્રહણ કરી અમે બ્રહ્મને સર્વ ધર્મવાળું સ્વીકારીએ છીએ. જે સગુણ કે સધર્મક છે તેજ બ્રહ્મ નિર્ગુણ છે. સગુણ નિર્ગુણ ભેદ વેદાન્ત શાસ્ત્રમા લખ્યો નથી. સાંખ્ય અને એકદેશી મતમા છે. (જુઓ સૂત્ર ૧–૨–૧)

બ્રહ્મ નિરાકાર એટલે પ્રાકૃત આકાર રહિત પણ. સાકાર એટલે આનંદાકાર છે.

બ્રહ્મના સર્વ ધર્મો સહજ નિત્ય અને સ્વાભાવિક છે અપ્રાકૃત સર્વ ધર્મો બ્રહ્મમા છે. પ્રાકૃત ધર્મોનો શ્રુતિ નિષેધ કરે છે.

જગત્ જીવ સર્વ બ્રહ્મ કાર્ય છે, બ્રહ્મ રૂપ છે, બ્રહ્માનન્ય છે, બ્રહ્મથી જુદું નથી

उभयव्यपदेशात्त्वहिकुडलवत् ॥ (સૂ. ૩–૨–૨૭) ને અનુસરીને બ્રહ્મ વિરૂદ્ધસર્વધર્માશ્રયયુક્ત છે, અર્થાત્ તે અણુથી અણુ અને મહાન્‌થી મહાન, નિરાકાર અને સાકાર, તે એક તેમજ અનંતમૂર્તિ અને અવિભક્ત તથાપિ વભક્ત છે.

અવિકૃત, નિર્ગુણ, અદ્વૈત, સચ્ચિદાનંદ બ્રહ્મ જગત્‌કર્તા છે. ગુણાધિષ્ઠાતા બ્રહ્માદિ દેવ તદંશ છે

आत्मकृतेःपरिणामात् ॥ (૧–૪–૨૬) બ્રહ્મ પોતે પોતામાથી સર્વ સર્જે છે[2]

---

૧ व्यासोऽस्माकं गुरुः ॥ નિબંધ—શાસ્ત્રાર્થ પ્રકરણ શ્લોક ૮૩ ઉપર પ્રકાશ.

૨ આ સૂત્ર ઉપર બને ભાષ્ય સરખાં છે.

* બ્રહ્મ આત્મસૃષ્ટિ કરે છે તેથી તેમાં વૈષમ્યનૈર્ઘૃણ્યનો દોષ આવતો નથી.[1]

બ્રહ્મનાં ત્રણ સ્વરૂપ.

બ્રહ્મનાં ત્રણ સ્વરૂપ છે, આધિદૈવિક, આધ્યાત્મિક અને આધિભૌતિક. પરબ્રહ્મ એ આધિદૈવિક સ્વરૂપ છે, અક્ષરબ્રહ્મ આધ્યાત્મિક સ્વરૂપ છે, અને જગત્ એ આધિભૌતિક સ્વરૂપ છે એ ત્રણે સ્વરૂપ અનન્ય છે, અભિન્ન છે. આધિદૈવિક સ્વરૂપ ભક્તિથી જ પ્રાપ્ત થાય છે અક્ષર જ્ઞાનીને પ્રાપ્ત થાય છે

बहुस्यां प्रजायेयेति वीक्षा तस्यह्यभूत्सती ।
तदिच्छा मात्रतस्तस्माद् ब्रह्म भूतांश चेतनाः ॥
सृष्टयादौ निर्गताः सर्वे निराकारास्तदिच्छया ।
विस्फुलिंगा इवाग्नेस्तु सदंशेन जडाऽअपि ॥[2]

तत्त्वार्थदीपनिबंध शा० प्र० २७-८

पराभिध्यानात्तु तिरोहितं ततोह्यस्य बन्धविपर्ययौ ॥[3]

ब्रह्मसूत्र अ० ३० पाद २ सू ५

---

૧ वस्तुतस्त्वात्मसृष्टेर्वैषम्यनैर्घृण्यसम्भावनैव नास्ति ॥ સૂત્ર ૨-૧-૩૪ પૃષ્ટ ૬૦૨ અણુભાષ્ય.

૨ ભાવાર્થ:—" હુ એક છુ તે અનેક થાઉં " એવી તેને (બ્રહ્મને) વીક્ષા (સત્ય સંકલ્પવાળી ઇચ્છા) થવાથી તે ઇચ્છા માત્રથી તે (બ્રહ્મ)માથી બ્રહ્મભૂત અંશરૂપ જીવો થયા. જેમ અગ્નિમાંથી તનખા નીકળે તેમ સૃષ્ટિના આદિકાલમા તેની (બ્રહ્મની) ઇચ્છાથી અસંખ્ય નિરાકાર જીવ નીકળ્યા અને (બ્રહ્મના) સદંશથી જડ (પદાર્થો) નીકળ્યા.

૩ ભાવાર્થ:—પર (પરમાત્મા)ના અભિધ્યાન (બહુ થવા રૂપ ઇચ્છા) થી એનું (જીવનું) (ઐશ્વર્યાદિ) તિરોહિત થયું. તેથી એને (જીવને) બંધ અને વિપર્યય થયા.

ऐश्वर्यतिरोभावाद्दीनत्वं पराधीनत्वं वीर्यतिरोभावात् ।
सर्वदुःखसहनं यशस्तिरोभावात् सर्वहीनत्वं ॥
श्रीतिरोभावाज्जन्मादि सर्वापद्विषयत्वं ज्ञानतिरोभावा
देहादिष्वहंबुद्धिः सर्वविपरीतज्ञानं वैराग्य तिरोभावाद्
विषयासक्तिः ॥[1]

अणुभाष्य सूत्र ३–२–५ पृ. ८८३

**જીવનું સ્વરૂપ.** જીવ જ્ઞાતા છે, જ્ઞાન તેનો ધર્મ છે. જીવ ધર્મી છે, પ્રકાશક ચૈતન્ય તનો ધર્મ છે, તેવડે તે તેજોમય, જ્યોતિઃસ્વરૂપ વિજ્ઞાનમય પ્રકાશે છે. સૂર્ય-પ્રકાશવત્ ધર્મી અને ધર્મનો અભેદજ છે

જીવ અણુ છે. આનદાશ પ્રકટ થયા પછી તેનું વિભુત્વ પણ પ્રકટ થાય. આનંદ પ્રકટ થતા તે અણુ જીવ વ્યાપક થઇ શકે. જીવમા ભગવદાવેશ થાય ત્યારે સર્વ ભગવદ્ધર્મ તેમા આવિર્ભાવ થાય એ સ્વભાવિક છે

સર્વધર્મવિશિષ્ટ બ્રહ્મ કર્તૃ છે, ભોક્તુ છે તો તદંશ જીવ પણ બ્રહ્મના સંબંધથી કર્ત્તા, ભોક્તા થાય. તેથી જીવ કર્ત્તા અને ભોક્તા છે. તેમા બુદ્ધિ તો કારણમાત્ર છે

જીવ બ્રહ્મનો અશ છે, તે પ્રતિબિંબ નથી. પ્રતિબિંબનું ઉત્ક્રમણાદિ સંભવે નહિ. પ્રતિબિંબવાદમા મુક્તિનો અર્થ જીવ હાનિ કરવો પડે[2]

---

૧ ભાવાર્થ —(જીવને) ઐશ્વર્યના તિરોભાવથી દીનત્વ તથા પરાધીનત્વ, વીર્યના તિરોભાવથી સર્વ દુઃખ સહન, યશના તિરોભાવથી સર્વહીનત્વ, શ્રી (લક્ષ્મી)ના તિરોભાવથી જન્માદિ સર્વાપદ્વિષયત્વ, જ્ઞાનના તિરોભાવથી દેહાદિમા અહંકાર અને સર્વ વિપરીત જ્ઞાન અને વૈરાગ્યના તિરોભાવથી વિષયાસક્તિ પ્રાપ્ત થયા. આ પ્રમાણે પ્રથમ ચારના તિરોભાવ વડે જીવને બંધ અને બાકીના બેના તિરોભાવ વડે વિપર્યય થયો. એકંદરે ષડ્ભગના તિરોભાવથકી ભગવાનથી જીવાંશ પૃથક્ થાય છે.

૨ જુઓ તત્ત્વાર્થદીપનિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણ શ્લોક ૫૯.

जीवहानिस्तदा मुक्ति र्जीवन्मुक्ति र्विरुध्यते ।
लिंगस्य विद्यमानत्वादविद्यायां ततोऽपिहि ॥

• બ્રહ્મવાદમા અંશાંશિ ભાવથી અભેદ સિદ્ધ થાય છે. તત્ત્વમસિ કાંઇ મહાવાકય નથી, પણ આખો પ્રપાઠકજ મહાવાક્ય છે. બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા કહેવામાં વેદની પ્રવૃત્તિ નથી. પણ सर्वं खलु इदं ब्रह्म જડ જીવ સવ બ્રહ્મ છે એ પ્રતિપાદન કરવામા વેદની પ્રવૃત્તિ છે. આનંદાશ પ્રકટ થતા જીવ બ્રહ્મ જ છે.

જગત્ ભગવદ્રૂપ છે, ભગવદનન્ય છે.

**અવિદ્યા.**

સંસાર અહંતા મમતાત્મક છે. તે જીવે અવિદ્યાથી કલ્પ્યો છે. સંસારનો નાશ જ્ઞાનથી થાય. કરોડો જ્ઞાનીઓનો મોક્ષ થાય, તથાપિ જગત્ તો તેમનું તેમ રહે છે. જગત્નો લય તો ભગવાન્ કરે ત્યારેજ થાય છે.

પ્રપંચ અવિદ્યાનું કાર્ય નથી પણ દ્વૈતજ્ઞાન અવિદ્યાનું કાર્ય છે.

સ્વરૂપનું અજ્ઞાન, દેહાધ્યાસ, ઇન્દ્રિયાધ્યાસ, પ્રાણાધ્યાસ, અને અંતઃકરણાધ્યાસ એ પંચપર્વા અવિદ્યા છે. તે જીવને લાગે છે, બ્રહ્મને નહિ. વૈરાગ્ય, સાંખ્ય, યોગ, તપ અને પ્રેમ એ પંચપર્વાવિદ્યા છે. વિદ્યા અને અવિદ્યા બને ભગવાનની માયારૂપ શક્તિને આધીન છે, માટેજ ગીતાજીમા ભગવાન કહે છે કે मामेव ये प्रपद्यते मायामेता तरन्ति ते । જેઓ મારે જ શરણ થાય છે તેઓ એ માયાને તરે છે, ગી. ૭–૧૪, અર્થાત્ ભક્તિ પ્રાપ્ત થતાં અવિદ્યાની નિવૃત્તિ થાય છે.

**બ્રહ્મવાદ.**

મૂલ કારણ નાના કાર્યરૂપ થાય, તદપિ કારણમા કાંઇ પણ વિકૃતિ પ્રાપ્ત થાય નહિ, એ પરિણામને અવિકૃત પરિણામ કહે છે. જેમ સોનાના અનેક ઘાટ થાય છે પણ એ તમામમા સોનુ અવિકૃત રહે છે, તેમ બ્રહ્મમાથી અનેક જડ જીવ વગેરે નિકળે છે, તેમ છતા તેમા કાંઈ વિકાર થતો નથી. અવિકૃતપરિણામ વાદમા બ્રહ્મને જ જગતનું ઉપાદાન અને નિમિત્ત કારણ માન્યું.

છે. એ સિદ્ધાન્તને બ્રહ્મવાદ પણ કહે છે જે વાદમાં માયાને ઉપાદાન માન્યું હોય તે માયાવાદ વિવર્તવાદ વગેરે કહેવાય છે.

અવિકૃત નિર્ગુણ બ્રહ્મ આવિર્ભાવ તિરોભાવ નામની પોતાની શક્તિ વડે અક્ષર, જીવ, જગત્ સર્વ રૂપે લીલા કરે છે.

**જીવનમુક્તિ.** આપે આપના અદ્વૈત અથવા માયાવાદ કે વિવર્તવાદ ઉપર જે કહ્યુ છે તે ઉપરથી જણાય છે કે, આપના મતમા જીવને જીવનમુક્તિ તો સંભવતી નથી, કેમકે આભાસ નષ્ટ થયા પહેલાં મુક્તિ થાય નહિં. વળી જ્યારે નિર્ગુણ બ્રહ્મ સિવાય બીજો કોઇ પદાર્થ વાસ્તવિક રીતે અસ્તિત્વમા ન હોય ત્યારે પ્રમાણરૂપ વેદને અસત્યતા પ્રાપ્ત થાય.

## વિદ્યાતીર્થનો પ્રત્યુત્તર.

ત્યારે વિદ્યાતીર્થ બોલ્યા કે:-

આપના કહેવા ઉપરથી જણાય છે કે વસ્તુઓનું અનેક પણુ હોવા છતાં તે સર્વ ભગવદ્રૂપ છે, બ્રહ્મરૂપ છે એમ બતાવી આપ બ્રહ્મવાદ સિદ્ધ કરવા માગો છો. અમારા આચાર્ય વસ્તુ ઓનુ અસ્તિત્વજ વાસ્તવિક રીતે કબુલ કરતા નથી, પણ માત્ર નિર્ધર્મક બ્રહ્મનુંજ અસ્તિત્વ માને છે, અને બીજા જે અન્ય પદાર્થો વેદ ઉપનિષદાદિમાં કહ્યા છે તે અધ્યાસને કે અવિદ્યા કે માયાને લીધે જણાય છે એમ કહે છે.

अत्रापिताऽपिताभवति इत्युपक्रम्यत्रेदा अवेदाः
इति वचनादिष्वतएवास्माभिः श्रुतेरप्यभावः प्रबोधे

સૂત્ર ૪-૧-૩ ઉપરનુ શા. ભા. પૃષ્ટ ૮૩૩

**વેદ.** વ્યવહાર દશામાં વેદાદિ સર્વને અમે સત્ય માનીએ છીએ, પણ જ્ઞાનનો ઉદય થયે જગત્ વગેરે સર્વ વ્યવહારનો લય થાય છે, તે વખતે વેદનો પણ અમે અભાવ માનીએ છીએ.

• આ સાભળી સર્વ સભા સખેદાશ્ચર્ય પામી તે ઉપરથી વિદ્યાતીર્થે કહ્યું કેઃ—બ્રહ્મના સંબંધમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી.

આપના મતમાં પણ માયાને માનવામાં આવે છે, અને અમો પણ માયાને માનીએ છીએ, તો પછી અમારા મતને ન અનુસરવાનું આપને શું કારણ છે ?

બ્રહ્મને આપ સાકાર કહો છો, તો તે અમુક આકાર વાળુ સાકાર. છે એમ કેમ કહી શકાય ?

વળી ગીતામા જીવને नित्यः सर्वगतः स्थाणुः કહેલો છે તો તેને આપ વ્યાપક કેમ કહી શકતા નથી ?

એ પ્રમાણે કહી વિદ્યાતીર્થે મૌન ધારણ કર્યું.

ત્યારે શ્રીવલ્લભે કહ્યું કેઃ—

अत्रपिताऽपिताभवति । એ શ્રુતિ આપ ઉદ્દેશો છો તે સુષુપ્તિકાળ (જેમા જ્ઞાનનો અભાવ છે તે)ને લાગુ પડે છે, પણ જ્ઞાનના સદ્ભાવમાં લાગુ પડતી નથી.

બ્રહ્મ એક છતા અનેક રૂપે થાય છે, અને એ બધા રૂપો શ્રુતિઓમા બતાવેલા છે. એ અનેકરૂપ અવિદ્યાને લીધે દેખાય છે, એમ આપનું ધારવુ છે, પણ તે ભૂલ ભરેલું છે, કેમકે અજ્ઞાનને લીધે કે સ્વાર્થને લીધે મનુષ્યને વસ્તુનું ખરૂં સ્વરૂપ દેખાય નહિ; પણ જ્યા અજ્ઞાન અને સ્વાર્થનો અભાવજ હોય ત્યા ખોટું દેખાવાનો સંભવજ નથી. યાજ્ઞવલ્ક્ય, વ્યાસ, શુકદેવજી આદિ અવિદ્યા રહિત પુરૂષો જગત્માં અનેક પદાર્થો છે એમ કહે છે, અને તે કહેવું શ્રુતિ, ગીતાદિને પણ અનુસરતું છે. ત્યારે પદાર્થોનું અનેકત્વ અવિદ્યાથી દેખાય છે એમ કહી શકાય નહિ. અનેકત્વ અવિદ્યાથી દેખાતું નથી, પણ એકનાં અનેક રૂપ હોવાથી દેખાય છે. नेहनानास्ति किंचन એ શ્રુતિ અનેકત્વનો બાધ કરતી નથી, પણ વસ્તુભેદનો અથવા નાનાત્વનો બાધ કરે છે.

જુદા જુદા દેખાતા પદાર્થો એકના અનેક રૂપ છે એમ કહેવાથી ઉપરની શ્રતિનો અર્થ યથાર્થ થાય છે તે શ્રુતિ પદાર્થોના અનેકત્વનો નિષેધ કરે છે એમ કહેવું તે અર્થ વિપર્યય છે.

જે પ્રમાણે પદાર્થોનું અનેકત્વ સ્વીકારી તેઓનું એકત્વ બતાવવાથી શ્રુતિનો અર્થ સિદ્ધ થાય છે, તે પ્રમાણે અનેકત્વનો અસ્વીકાર કરવાથી સિદ્ધ થતો નથી.

જે પ્રમાણે આપ શ્રુતિ વિરૂદ્ધ અનેકત્વનો અસ્વીકાર કરો છો, તેજ પ્રમાણે બ્રહ્મના કેટલાક ગુણોનો અસ્વીકાર કરી, બે પ્રકારની શ્રુતિઓ અને બે પ્રકારનું બ્રહ્મ છે એમ કહો છો. એમ કહેવાથી દ્વૈતમા પ્રવેશ થાય, એ પરિણામ અટકાવવાને માટે સૃષ્ટિ શ્રુતિઓ અને ઈશ્વર એ બને અવિદ્યાકલ્પિત છે એમ કહી બનેનું નિરાકરણ કરો છો. એમ કરવાને માટે શ્રુતિ સ્મૃતિનો આધાર નથી.

આપ માયાને જગત્નું કારણ માનતા હો એમ જણાય છે, તેમ છતા તે સત્ છે કે અસત્ છે એમ કહી શકતા નથી. તે અનિર્વચનીય છે એમ આપ કહો છો.

શ્વેતાશ્વતર ઉપનિષદ્માં કહ્યું છે કે —

ते ध्यानयोगानुगता अपश्यन्देवात्मशक्तिं स्वगुणैर्निगूढाम् ।

શ્વેતાશ્વતર ૧–૩ પૃષ્ટ ૬૭૭

તેઓ અંતર્મુખ થયા તેથી તેઓ પોતાના ગુણોવડે ઢંકાયલી આત્માની (માયારૂપ) શક્તિને જોતા હતા આ શ્રુતિમા કહેલી આત્માની શક્તિ તેજ માયા છે.

एकोवशी (કઠ ૨–૧૨ પૃષ્ટ ૭૦) અને सर्वस्यवशी सर्वस्येशानः [ બૃહ. ૪–૪–૨૨ પૃષ્ટ ૬૨૩ ] એ શ્રુતિઓ ઉપરથી જણાય છે કે માયા શક્તિ ભગવાનનેજ વશ છે. એજ કારણથી ભગવાન્ ગીતાજીમાં તેને મારી માયા (ममऽमाया दुरत्यगा। ગી. ૭–૧૪) કહે છે.

'આ કહેવું' યથાર્થ છે, કેમકે શ્વેતાશ્વતર ઉપનિષદમાં કહ્યુ છે કે—

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ॥**

શ્વેતા ૪-૧૦ પૃષ્ટ ૬૯૫.

પ્રકૃતિને માયા જાણુ અને માયાવાળાને મોટા નિયંતા જાણુ. માયા એ ભગવાનની એક શક્તિ છે, તોપણુ તે જગતને સ્રજતી નથી એમ શ્વેતાશ્વતર ઉપનિષદથી સિદ્ધ થાય છે, કેમકે તેમા કહ્યુ' છે કે —

**अस्मान्मायी सृजते विश्वमेतत्तस्मिंश्चान्यो मायया संनिरुद्धः ॥**

શ્વેતા. ૪-૯ પૃષ્ટ ૬૯૫.

'આ માયાના સ્વામી આ સર્વ વિશ્વને રચે છે, અને તેમા અન્ય જીવ અવિદ્યાવડે બંધન પામે છે."

શ્રીમદ્‌ભાગવતમા કહ્યુ છે કેઃ—

**विद्याविद्ये मम तनू विद्ध्युद्धव शरीरिणाम् ।**
**मोक्षबन्धकरी आद्ये मायया मे विनिर्मिते ॥**

ભા. ૧૧-૧૧-૩ પૃષ્ટ ૬૩૯

વિદ્યા અને અવિદ્યા એ બે મારી શક્તિઓ છે. તે દેહ-ધારી જીવને બંધ અને મોક્ષ કરનારી છે. તે મારી માયાવડે નિર્માણુ કરાયલી છે. એ ઉપરથી અમે કહીએ છીએ કે –

**विद्याविद्ये हरेः शक्ती माययैव विनिर्मिते ।**
**ते जीवस्यैव नान्यस्य दुःखित्वे चाऽप्यनीशता ॥**

નિ. શા. ૩૧

વિદ્યા અને અવિદ્યા એ માયાવડે નિર્માણુ થયેલી શ્રીહરિની શક્તિઓ છે. તે જીવને લાગુ થયેલી છે તેથી જીવ દુઃખીપણું અને અનીશ્વરપણું ભોગવે છે. એ વિદ્યા અને અવિદ્યા બીજાને (અંતર્યામીને) લાગુ થતી નથી.

**श्रिया पुष्ट्या गिरा कान्त्या कीर्त्या तुष्ट्येलयोर्जया ।**
**विद्ययाविद्यया शक्त्या मायया च निषेवितम् ॥**

ભા. ૧૦–૩૯–૫૫ પૃષ્ટ ૫૦૧

શ્રીમદ્દભાગવત ભગવાનની બાર શક્તિઓનાં નામ આપે છે તેમાં માયા, વિદ્યા, અને અવિદ્યા આદિ નામો આવે છે.

હવે આપના સમજવામાં આવશે કે માયા એ ભગવાનની શક્તિ છે, અને તે ભગવાનને જ વશ છે. માયાવડે ભગવાને વિદ્યા અને અવિદ્યા શક્તિઓને નિર્માણ કરી છે ભગવાન્ પોતાની માયાશક્તિથી આચ્છાદન થઇ રહે છે[1] તેથી સર્વ પ્રાણીઓમાં તે રહેતા છતાં દેખાતા નથી માટે એમને सर्वभूतेषुगूढः॥ (શ્વેતા. ૭૦૫) કહેલા છે.

**પરમાત્માનો આકાર.**

હવે પરમાત્માના આકાર વિષેના આપના પ્રશ્નનો ઉત્તર આપુછું. પરમાત્માને કોઈ પ્રકારનો પ્રાકૃત આકાર હોઈ શકતો નથી, કેમકે એ પ્રકૃતિથી બનેલા નથી. તોપણ એમને રૂપ છે એમ શ્રુતિ કહે છે. રૂપ આકાર વગર હોઇ શકતું નથી, તેથી એમને આકાર છે એમ કહેવામા આવે છે. મુંડક ઉપનિષદમાં કહ્યું છે કે आनंदरूपममृतं यद्विभाति (૨—૯—પૃષ્ઠ ૧૩૧) જે આનંદરૂપ અને અમૃતરૂપ ભાસે છે. આ રૂપને ધીર પુરૂષો જોઈ શકે છે એમ પણ શ્રુતિ કહે છે, તેથી પરમાત્માને અમે આનંદાકારવાળા કહીએ છીએ. પરમાત્મા સર્વ શક્તિવાન્ અને સર્વ ભવનસામર્થ્યયુક્ત હોવાથી એ અનેકરૂપ ધારણ કરી શકે છે.

બ્રહ્મવાદને વિષે આનંદને આકારસમર્પક ગણુવામા આવે છે, તેથી

आनंदमात्रकरपादमुखोदरादिः ।

નિ. શા. ૪૪ છે.

---

૧ आकाशवद्व्यापकं हि ब्रह्म मायांशवेष्टितम् ॥ નિ. શા. ૨૫

• ભગવાનના હાથપગ વગેરે તમામ આનંદાકાર છે એમ કહેવામાં આવે છે.

હવે જીવના અવ્યાપકત્વ વિશે હું બોલું છું. જીવ વ્યાપક હોય તો દેવદત્ત જે ખાતો હોય તેનો અનુભવ યજ્ઞદત્તને થયા વગર રહે નહિ તેમજ દેવદત્ત જે વિચાર કરતો હોય તે વિચાર યજ્ઞદત્ત જાણ્યા વગર રહે નહિ. પણ તેમ થતું નથી, તેથી દેવદત્ત અને યજ્ઞદત્તનો જીવ વ્યાપક નથી એ સિદ્ધ થાય છે.

वालाग्रशतभागस्य એ શ્રુતિમાં જીવ અનંતપણાને માટે સમર્થ થાય છે એમ કહેલું છે. सचानन्ताय कल्पते । એ ઉપરથી જણાય છે કે જીવ પોતે અવ્યાપક છે તોપણ વિદ્યાની પ્રાપ્તિથી ભગવદ્ધર્મ નો એમા આવિર્ભાવ થતાં એ વ્યાપક થઇ શકે છે. અથત્ વ્યાપકતા જીવ ધર્મ નથી પણ બ્રહ્મનો ધર્મ છે. જેમ તપાવેલા લોઢાના ગોળાનું દાહકત્વ લોઢાનું પોતાનું નથી, પણ અગ્નિનું છે તેમ જીવમા વ્યાપકત્વ જીવનો ધર્મ નથી પણ બ્રહ્મનો છે.

नित्य. सर्वगतः स्थाणुः ( ગી. ૨—૨૪ ) એ વાકય ભગવદ્ધર્મ આવિષ્ટ થયેલા જીવના સ્વરૂપ ઉપર છે.

उत्क्रामंतं स्थितं वापि ઇત્યાદિ ગીતા વાકય (અ. ૧૫ શ્લો. ૧૦) ઉપરથી જીવ અવ્યાપક ઠરે છે.

જો જીવ વ્યાપક હોય તો એને ઉત્ક્રમણ ( એક સ્થળેથી બીજે સ્થળે જવાનું ) કહી શકાત નહિ, તેથી જીવ વ્યાપક નથી એમ ઠરે છે तमुत्क्रामंतं એ શ્રુતિમા પણ જીવનું ઉત્ક્રમણ કહેલું છે; જો જીવ વ્યાપક હોય તો એને ઉત્ક્રમણ સંભવે નહિ. ब्रह्मविद्ब्रह्मैवभवति એ શ્રુતિ ઉપરથી પણ જણાય છે કે જીવ બ્રહ્મને જાણે ત્યારે જ એ બ્રહ્મ થાય છે. જીવમાં જ્યારે બ્રહ્મનો આનંદાંશ પ્રકટ થાય છે ત્યારે તેમાં કરોડો બ્રહ્માનન્દ પ્રતીત

થાય છે. આ પ્રમાણે જીવ પરિચ્છિન્ન છે અને વ્યાપક પણ છે. (નિ શા. ૫૪) [1]

## વિદ્યાતીર્થનો પ્રત્યુત્તર.

ત્યારે વિદ્યાતીર્થ બોલ્યા કેઃ—

આપે વિલક્ષણરીતે અદ્વૈતવાદ સિદ્ધ કરવા માંડયો છે. શ્રી મચ્છંકરાચાર્યજીએ જે વાદ સિદ્ધ કર્યો છે, તેજ અદ્વૈતવાદ છે, કેમકે તેમા દ્વૈતનો સ્પર્શ નથી તમારા મતમાં દ્વૈત અનુગત થાય છે તે કારણથી શ્રીશંકરાચાર્યજીનો અદ્વૈત સિદ્ધાંત જ સર્વમાન્ય છે. આપનો સિદ્ધાન્ત બુદ્ધિમા ઉતરે એવો લાગતો નથી

**અદ્વૈતવાદ.**

## શ્રી વલ્લભનો ઉત્તર.

કયો સિદ્ધાન્ત સર્વ માન્ય છે એનો નિર્ણય તો કયો શ્રુતિ સ્મૃતિને અનુસરતો છે અને કયો નથી, એ ઉપરથીજ થઇ શકે છે. પોતાની પસંદગીને આધારે તેનો નિર્ણય થઇ શકતો નથી આપે અનુમોદન કરેલા સિદ્ધાન્ત પ્રમાણે તો વેદાદિ શાસ્ત્રોનો મોટો ભાગ વ્યર્થ થઇ જાય છે, અને સૃષ્ટ્યાદિ જે ભગવાનનું માહાત્મ્ય જણાવે છે તે પણ નષ્ટ થઇ જાય છે. ઈશ્વર તેમજ જીવનું સ્વરૂપ પણ મિથ્યાત્વને પ્રાપ્ત થાય છે.

અમો જે સિદ્ધાન્ત સિદ્ધ કરીએ છીએ તેને આપ અદ્વૈતનું નામ આપો કે ગમે તે બીજુ નામ આપો એની અમને દરકાર નથી, અમે તો એને બ્રહ્મવાદ કહીએ છીએ, અને એજ વાદ શ્રુતિ સ્મૃતિ વગેરેને અનુસરે છે. આ વિષયમાં કાંઈ સંશય રહેતો હોય તો કહો, અમે તે દૂર કરવા તૈયાર છીએ.

---

1 आनंदांशाभिव्यक्तो तु तत्र ब्रह्मांडकोटयः ।
प्रतिबरेत् परिच्छेदो व्यापकत्वं च तस्य तत्
નિ. શા. ૫૮

मोहार्थशास्त्रकालिलं यदा बुद्धेर्विभिद्यते ॥
तदा भागवते शास्त्रे विश्वासस्तेन सत्फलम्

નિબંધ શા. ૫૨

**મોહકશાસ્ત્ર.** મોહ ઉત્પન્ન કરનારા શાસ્ત્રોનો કચરો જ્યારે બુદ્ધિથી જુદો પડી જાય છે ત્યારે મનુષ્યને ભગવત્પ્રતિપાદક શાસ્ત્રો (ગીતા, ભાગવતાદિ વગેરે) ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે, અને તે વિશ્વાસથી સત્ફલ થાય છે. નિ. શા. ૫૨

આ સાભળી વિદ્યાતીર્થ નિરૂત્તર થયા. ત્યાર પછી શ્રીવલ્લભે અન્ય આચાર્યો અને પંડિતો પ્રતિ વિજ્ઞપ્તિ કરી કે અમારા સિદ્ધાન્ત સબંધી આપને પણ કઈ શંકા રહી હોય તો સુખેથી જણાવશો અમો તેનો પરિહાર કરીશું.

એક તાર્કિક પંડિત બોલ્યો કે.—

**પરમાણુવાદનુ ખડન.** આપ જગતનું કારણ બ્રહ્મ કહો છો, પણ ખરી રીતે તો તેનું કારણ પરમાણુજ છે, કારણ કે જડ જગત્ જડ પરમાણુનું જ કાર્ય હોવું જોઇએ.

શ્રીવલ્લભે કહ્યું કે.—તમારા મત પ્રમાણે પરમાણુનું સંઘટ્ટન થઈ શકતું નથી પરમાણુ અવિભજ્ય હોવાથી તેનો કોઈ પણ પ્રદેશ હોઈ શકતો નથી. એ કારણથી પરમાણુકારણની કલ્પના કરવી એ મનોરથમાત્ર છે.[1]

પરમાણુ નિરવયવ હોવાથી અસયુક્ત અશના અભાવને લીધે બે પરમાણુના મળવાથી પરમાણુ જ થાય પણ દ્વયણુક થાય નહિ. વળી પરમાણુથી સંયોગજનક કર્મ પણ થતું નથી.

રૂપાદિવાળાં પરમાણુ નિત્ય હોઇ શકે નહિ. તેથી તેઓ જગતનું કારણ હોઇ શકતા નથી.

---

૧ જુઓ અણુભાષ્ય ૨–૨–૧૨ ✓ ૧૨૭.

વળી શ્રુતિમા પણ પરમાણુથી જગતની ઉત્પત્તિ કહેલી નથી, પણ બ્રહ્મથી જ કહેલી છે, તેથી પરમાણુવાદ નિરાધાર છે.

## મીમાંસક મત.

તે પછી એક મીમાંસક પંડિત બોલ્યો કે જગતનો કર્તા બ્રહ્મ છે એમાં સર્વ વેદ પ્રમાણ નથી, કેમકે વેદના પૂર્વકાડમા ઉપાખ્યાનોમા તપયુક્ત પ્રજાપતિઓનું જ જગતકારણત્વ શ્રવણ થાય થાય છે, તેમ તેઓનું અવાન્તર કારણત્વ નથી, કેમકે પરબ્રહ્મનું કારણત્વ પૂર્વ મીમાંસામા નથી. (સૂ. ૧—૧—૨).

**જગતનું કારણ પ્રજાપતિ.**

ઉત્તરકાડમાં બ્રહ્મ જગતનું કારણ છે એમ પ્રતિપાદન કરેલું છે, તેમજ નિત્ય, શુદ્ધ, બુદ્ધ ઇત્યાદિ વાક્યોમા બ્રહ્મનું અકર્તૃત્વ પ્રતિપાદન કરેલુ છે. તેથી એ બેમા વિરોધ આવે છે. ઉત્તરમીમાંસા સંદેહ નિવારક છતાં પણ બ્રહ્મના કર્તૃત્વ કે અકર્તૃત્વ એ બેમાથી એક અંશનું અપ્રામાણ્ય થાય, અને ઉભય સમર્થન કરવામાં આવે તો એ શાસ્ત્રનું વૈફલ્ય થાય વેદ પ્રામાણ્ય થકીજ મીમાસાનુ પ્રામાણ્ય છે, માટે અનાદિ સૃષ્ટિવાદ સ્વીકારવો એજ યુક્ત છે.

**અનાદિ સૃષ્ટિવાદ.**

શ્રીવલ્લભ બોલ્યા કેઃ—આપનુ બોલવું પૂર્વમીમાસાનો અર્થ બરાબર સમજ્યા વગર થાય છે. પુર્વમીમાસાને વિષે જૈમિનિ ઋષિનો મત વ્યાસથકી વિરૂદ્ધ નથી, પણ એ બંને મીમાંસાની એકવાક્યતા કરવી જોઈએ.

ગીતાદિને વિષે તપ હું છુ[1] એમ ભગવાને કહેલું છે, તો તપયુક્ત પ્રજાપતિ થકી સૃષ્ટિ હોય તોપણ તપ ઇશ્વરની વિભૂતિ

---

[1] तपश्चास्मि तपस्विषु ॥ ગી. ૭—૯

હોવાથી ઈશ્વર થકીજ સૃષ્ટિ છે એમ કહી શકાય. કદાચ યજ્ઞ થકી સૃષ્ટિ હોય તો यज्ञो वैविष्णुः એ વચનને આધારે યજ્ઞાવિષ્ટ પુરૂષે કરેલી સૃષ્ટિ ઈશ્વરે જ કરેલી કહેવાય.

ગીતાજીમાં કહ્યું છે કે પૂર્વકાળમા થયેલા સાત મહર્ષિઓ, તથા ચાર ( સનકાદિક ) ને મનુઓ મારે પરાયણ તથા મારા થકી ઉત્પન્ન થયેલા છે, જેઓની લોકમા આ પ્રજા છે. તે મહર્ષિ આદિઓ પણ મારાથી ઉત્પન્ન થયેલા છે.[1]

પૂર્વ મીમાંસામાં ઈશ્વરની ક્રિયાશક્તિ પ્રતિપાદિત હોવાથી તપ, યજ્ઞાદિ ક્રિયાવિશિષ્ટ પુરૂષદ્વારા સૃષ્ટિ હોય તોપણ તે સૃષ્ટિ ઈશ્વર થકીજ કહેવાય ઉત્તરકાંડમા સાક્ષાત ઇશ્વર થકી જ સૃષ્ટિ છે એમ કહેલું છે ઇશ્વરના અકર્તૃત્વ સંબધી જે વચનો છે તે લૌકિક કર્તૃત્વનો નિષેધ કરે છે તે બ્રહ્મમા દૂષણ નથી પણ ભૂષણરૂપ છે

એ પ્રકારે ઉત્તર મીમાસા વિરોધી શ્રુતિઓનો સંદેહ દૂર કરે છે, તેથી ઉત્તરમીમાસાનું વ્યર્થત્વ નથી, અને 'બ્રહ્મ એજ જગતનું કારણ છે, એમ सआत्मानंस्वयमकुरुत ॥ ઇત્યાદિ શ્રુતિઓ, जन्माद्यस्ययतः ઇત્યાદિ સૂત્રો અને अहंसर्वस्यजगत· प्रभवः प्रलयस्तथा । ઈત્યાદિ ગીતા વાક્યોથી સિદ્ધ થાય છે.

## સાંખ્યમત.

તે પછી સાંખ્યમતનો એક પંડિત બોલ્યો કે.—

જગતનું કારણ પ્રધાન જ છે. જો ઈશ્વર સ્વતંત્ર કારણ હોય તો કર્મ વિના પણ સૃષ્ટિ કરે. જો ઈશ્વર કર્મનો સહાયભુત હોય તો ઇશ્વરના ગૌણત્વને લીધે તે કર્મની શક્તિનો બાધ નહિ કરી શકવાથી કર્મજ કર્તા છે પણ ઇશ્વર કર્તા નથી એમ

---

१ महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा
मद्भावा मानसा जाता येषां लोक इमाःप्रजा· ॥ગી. ૧૦–૬

કરે. જો ઈશ્વર સ્વાર્થને માટે કર્તા હોય તો ઈશ્વરના અકામત્વ અને આપ્તકામત્વનો નાશ થાય, અને आप्तकाम प्रतिपादक શ્રુતિનો વિરોધ આવે. અન્યને માટે સૃષ્ટિના કર્તા ઈશ્વર હોય તો, ઈશ્વર દયાળુ હોવાથી દુઃખમય સૃષ્ટિ સંભવે નહિ, અથવા ઈશ્વરનીજ નિર્દયતા સંભવે. ભગવાન્ દુઃખ અને સુખમય બને પ્રકારની સૃષ્ટિ કરે છે, તેથી વિષમતા પણ આવે, અને લૌકિક ઈશ્વરની પેઠે સ્વાર્થનો અંગીકાર કરવામાં આવે તો ઈશ્વરનું અસર્વજ્ઞત્વ અને પ્રાકૃતપણું સંભવે. સર્વ ઠેકાણે નિર્માણ કરવામા રાગથી પ્રવૃત્તિ જણાય છે, માટે ઈશ્વરને જો કર્તા માનીએ તો ઈશ્વરમા પણ રાગાપત્તિ આવે, અને એમ હોવાથી નિત્યમુક્તતાની હાનિ થાય

ઉપર કહેલા બધા દોષોના સંભવને લીધે ઈશ્વરથી કર્મ ફલની સંપત્તિ નથી, પણ કર્મ સ્વતંત્ર ફલ આપનાર છે એમ કપિલે ૧૪ સૂત્રથી કહેલું છે

પછી શ્રીવલ્લભ બોલ્યા કેઃ—

જગતનું કારણ પ્રધાન અથવા પ્રકૃતિ નથી પરંતુ ઈશ્વર છે. શ્રુતિ કહે છે કેઃ—

**यतो वाइमानि भूतानि जायन्ते । येन जातानि जीवन्ति ।**
**यत्प्रयन्त्यभि संविशन्ति । तज्जिज्ञासस्व ।**[1]

ભાવાર્થઃ—જે (પરમેશ્વર) થકી આ (બ્રહ્માદિ સ્થાવરાન્ત) પ્રાણીઓ ઉત્પન્ન થયેલા છે; અને જે ઉત્પન્ન થયેલા જેના વડે જીવે છે; અને પ્રયાણ કરતા જેનામા લય થાય છે તેને તું (બ્રહ્મ) જાણ

વળી ગીતાજીમાં ભગવાન કહે છે કે—

**अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ।**[2]

ભાવાર્થઃ—હું સર્વ જગતનું ઉત્પત્તિ કારણ અને લય સ્થાન છું.

---

૧ તૈત્તિરીય ઉપનિષદ્ ભૃગુવલ્લી અનુવાક્ પ્ર૦

૨ ગીતા. અ. ૭ શ્લો. ૬

• સૂત્રો પણ તેજ સત્યને પુષ્ટિ આપે છે.

जन्माद्यस्य यतः शास्त्रयोनित्वात् ।[1]

અને इतरेषां चानुपलब्धेः ।[2]

ભાવાર્થ—પ્રકૃતિ વ્યતિરિક્ત મહદાદિ તત્ત્વો વેદમાં પ્રતીત થતા નથી તેથી કરીને સાંખ્યમતનું યથાર્થત્વ સંભવતું નથી.

વળી જુઓ स्वपक्षदोषाच्च । [3]

કારણકે નિર્વિશેષ પ્રધાન થકી સવિશેષ શબ્દાદિવાળા આકાશાદિની ઉત્પત્તિ થવી એ સંભવે નહિ. તેમજ પ્રધાનને કારણ માનવાથી કાર્ય કારણનું વિલક્ષણપણું એ દોષ પણ આવે છે. વિલક્ષણ કાર્યની ઉત્પત્તિમા ઉત્પત્તિની પૂર્વે તેનું વૈલક્ષણ્ય નહિ હોવાથી અસત્કાર્યવાદનો પ્રસંગ આવે છે. આ રીતે તમોએ દર્શાવેલા દોષો તમારા ( સાંખ્ય ) મતમાજ આવે છે.

ઇશ્વર કર્મશક્તિનો બાધ કરી શકતા નથી તે કહેવું હાસ્યાસ્પદ છે કારણ કે—

ईश्वरः कर्तुमकर्तुमन्यथाकर्तुं समर्थः । अदृष्टकालादिबाधकं परिहृत्यकर्तुं अदृष्टादिकृतं दूरीकर्तुं च भ्रान्तेष्वपि भक्तेष्वन्यथा कर्तुं च समर्थ ईश्वरः ।[4]

ભાવાર્થ—ઈશ્વર કરવાને, નહિ કરવાને અને અન્યથા કરવાને સમર્થ છે, એટલે અદૃષ્ટકાલાદિ બાધકનો પરિહાર કરી "કરવાને" સમર્થ છે, અદૃષ્ટાદિ કૃત (ફળ) ને દૂર કરવાને સમર્થ હોવાથી "નહિ કરવાને" સમર્થ છે. ભ્રાન્ત (ભમી ગયેલા) ભક્તોને વિષે પણ અન્યથા કરવાને (અર્થાત્ તેમનો ભ્રમ ટાળી સર્વજ્ઞ બનાવવા માટે) સમર્થ હોવાથી "અન્યથાકર્તું" સમર્થ છે. વળી

૧ ભાવાર્થ વગેરે માટે જુઓ આગળ ૫૪.

૨ અણુભાષ્ય સૂત્ર (૨–૧–૨)

૩ ભાવાર્થ —પોતાના પક્ષમાં દોષ છે તેથી.

૪ શ્રીમદ્ભાગવત ૧–૧–૨ ઉપરની સુબોધિની.

फलमत उपपत्तेः ।[1] એ સૂત્ર ઈશ્વરનું ફલદાતૃત્વ ઉપદેશે છે. આ સંબંધમાં અમો જણાવીએ છીએ કેઃ—

अत ईश्वरादेव फलं भवति यत्किंचिदैहिकं पारलौकीकं वा । कुतः । उपपत्तेः । सर्वस्यवशी सर्वस्येशान इति श्रुतिर्वस्तुमात्रेशितृत्वमसंकुचितमाह । नह्यन्यस्य वस्त्वन्यो दातुं समर्थोऽतो भगवानेव तथा ।[2]

ભાવાર્થ: ઈશ્વર થકીજ ઐહિક તથા પારલૌકીક ફલ થાય છે. કેમ? તેમજ સંભવે છે। કારણ કે સર્વને વશમા રાખનાર અને સર્વના ઇશ તે છે–એ શ્રુતિ (બ્રહ્મનું) વસ્તુમાત્ર (સર્વવસ્તુ) નું અસંકુચિત ઈશત્વ બતાવે છે. અન્યની વસ્તુ અન્ય આપવા માટે સમર્થ નથી, પરંતુ ભગવાન્ સર્વના નિયંતા હોવાથી સર્વને સર્વફલ આપવા સમર્થ છે

માટે ભગવાનજ ફલદાતા છે. કર્મ ફલદાતા નથી

ઇશ્વર સ્વાર્થને સારૂ અથવા ઇતર પ્રયોજન અર્થે જગત્ પેદા કરતા નથી તેમજ તેમા રાગાપત્તિ ઇ૦ દોષો પણ નથી. બ્રહ્મસૂત્ર કહે છે કે–लोकवत्तु लीला कैवल्यं ।[3] એ સંબંધી જણાવીએ છીએ કે

नहि लीलाया किंचित् प्रयोजनमास्ति । लीलाया एव प्रयोजनत्वात् । ईश्वरत्वादेव न लीला पर्यनुयोक्तुं शक्या । सालीलाकैवल्य मोक्ष. । तस्य लीलात्वेऽप्यन्यस्य तत्कीर्तने मोक्ष इत्यर्थ. [4]

ભાવાર્થ—લીલામા ઇશ્વરને કાંઈ પણ પ્રયોજન નથી પરંતુ જીવના આનંદને માટે લીલાનુંજ પ્રયોજન છે. ઈશ્વર હોવાથીજ

---

૧ અણુભાષ્ય ૩–૨–૨૮. ભાવાર્થ- ફલ આ (ઇશ્વર)થી થાય છે કારણકે તેવી ઉપપત્તિ છે.

૨ એજન.

૩ અણુભાષ્ય અ. ૨ પા૦ ૧ સૂ૦ ૩૩.

૪ એજન.

તેની લીલા તર્કથી જાણવાને કોઇ સમર્થ નથી. તે લીલા મોક્ષ રૂપ છે. એટલે તે લીલાનું કીર્તન કરવાથી મોક્ષ થાય છે.

ઇશ્વરમાં વૈષમ્ય કે નિર્દયતાનો દોષ છે નહિ, કેમકે જીવોના કર્માનુસારે સુખદુ:ખ આવે છે આ સબંધમા બ્રહ્મસૂત્ર જણાવે છે કે-

वैषम्यनैर्घृण्ये न सापेक्षत्वात् तथा हि दर्शयति । [1]

આનો અર્થ એ છે કે—

काश्चित् सुखिनः काश्चिद् दुःखिनश्च प्रलयं च कुर्वन् विषमो निर्घृणश्चेति चेन्न। सापेक्षत्वात् । जीवाना कर्मानुरोधेन सुखदुःखे प्रयच्छतीति । वादिबोधनायैतदुक्त । वस्तुतस्त्वात्मसृष्टेर्वैषम्यनैर्घृण्य संभावनैव नास्ति । वृष्टिवद् भगवान् बीजवत्कर्म । [2]

ભાવાર્થ—કોઇને સુખી કરે, કોઇને દુ:ખી કરે તથા પ્રલય કરે તેથી ઇશ્વર વિષમ અને નિર્દય છે એમ કહેવું યોગ્ય નથી. કારણકે જીવના કર્માનુસાર (ઇશ્વર) સુખદુ:ખ આપે છે. આપણુ ભેદ–બુદ્ધિ–યુક્ત વાદીના બોધને માટે છે વસ્તુત. (ખરી રીતે જોતા) આત્મ–સૃષ્ટિ હોવાથી વૈષમ્ય યા નૈર્ઘૃણ્ય (ક્રૂરતા) ની સભાવના જ નથી. ભગવાન્ વૃષ્ટિ માફક છે અને બીજ માફક કર્મ છે, એટલે કેવળ કર્મથી વૃષ્ટિસ્થાનીય ઇશ્વર વગર સુખદુ:ખ રૂપી અંકુર ઉત્પન્ન થતો નથી.

તે પછી એક પડિતે પૂછ્યું કે આપ ખ્યાતિવાદ સબધી શું અભિપ્રાય ધરાવો છો?

ત્યારે શ્રીવલ્લભે કહ્યું કે—

आन्वीक्षिकी कौशलानां विकल्पः ख्यातिवादीनाम् ॥ [3]

ભાવાર્થ:—બ્રહ્મવાદીઓની બ્રહ્મવિદ્યા અને ખ્યાતિઓનો વાદ કરનારનો (અપાર) વિકલ્પ તે હું છું અર્થાત્ એ બન્ને

૧ અણુભાષ્ય. અ૦ ૨ પા૦ ૧ સૂત્ર ૩૪.

૨ એજન.

૩ શ્રીમદ્ભાગવત સ્કધ ૧૧ અ. ૧૬ શ્લોક ૨૪.

મારી વિભૂતિઓ છે. વિદ્યા અને અવિદ્યા ઉભય પરમાત્માની શક્તિઓ છે. વિદ્યાનું કાર્ય જ્ઞાન છે, અને અવિદ્યાનું કાર્ય વિકલ્પ છે. આ બન્ને પરસ્પર વિરોધી શક્તિઓથી ભગવાનનું અનવગાહ્ય માહાત્મ્ય નિશ્ચિત થાય છે. તેથી વિદ્યા અને અવિદ્યા બન્ને શક્તિઓ તથા તેમનું કાર્ય જ્ઞાન તથા ખ્યાતિ જાણવાની જરૂર રહે છે.

જેમ તેજનું યથાર્થ સ્વરૂપ સમજવા માટે અંધકારની સમજ ઉપયોગી થાય છે તે પ્રમાણે બ્રહ્મવાદ સમજવામાં " ખ્યાતિ " નિર્ણય ઉપયોગી નીવડે છે તેથી તે નિર્ણય જણાવીશું.

જુદા જુદા મતવાળાઓની તે સંબધની સમજ નીચે પ્રમાણે છે.

(૧) " અન્યથા ખ્યાતિ ":—નૈયાયીકોની સમજ "અન્યથા ખ્યાતિ" કહેવાય છે. તેઓની માન્યતા એવી છે કેઃ—રૂપા (રજત) ના સ્થાનમાં (રજત) રૂપું જોયેલું હોવાથી કોઇ વખત ( સમીપ રહેલી ) છીપમા ( શુક્ત )માં તેની ( રૂપાની ) નેત્ર—દોષને લીધે પ્રતીતિ થાય છે. આવી રીતે રૂપાની અન્યથા પ્રતીતિ થવાથી " અન્યથા ખ્યાતિ " ઘટે છે.

(૨) આત્મ ખ્યાતિઃ—ક્ષણિક વિજ્ઞાન વાદીઓની સમજ " આત્મ ખ્યાતિ " કહેવાય છે. તેઓ એમ માને છે કે.—શુક્ત દેશમા તથા અન્ય દેશમા બુદ્ધિની બહાર રજત નથી. કોઈ પદાર્થ બુદ્ધિથી ભિન્ન નથી, પણ બુદ્ધિજ સર્વ પ્રકારના આકાર ધારણ કરે છે, તેથીજ બુદ્ધિ તે પદાર્થરૂપ થાય છે. ક્ષણ ક્ષણમાં ઉત્પત્તિ અને નાશ પામે એવું જે વિજ્ઞાન ( બુદ્ધિ ) તેજ રજત રૂપ પ્રતીત થાય છે તેથી " આત્મ–ખ્યાતિ " ઘટે છે.

(૩) અખ્યાતિઃ—મીમાસકો તથા સાખ્યવાદીઓની સમજ " અખ્યાતિ " કહેવાય છે. તેઓ એમ માને છે કેઃ—શુક્તમાં રજતની પ્રતીતિ થાય છે ત્યારે બુદ્ધિની વૃત્તિદ્વારા નેત્રનો શુક્ત સાથે સંબંધ થવાથી " શુક્ત "નું સામાન્ય જ્ઞાન થાય છે અને

"રજત"ની સ્મૃતિ થાય છે. આ સામાન્ય જ્ઞાન અને સ્મૃતિ જ્ઞાનનો વિવેક ન થવાથી શુકતમા રજતની પ્રતીતિ થવાથી 'અખ્યાતિ' ઘટે છે.

(૪) અનિર્વચનીય ખ્યાતિઃ–માયાવાદીની સમજ "અનિર્વચનીય ખ્યાતિ" કહેવાય છે. તેઓ એમ માને છે કેઃ–બુદ્ધિની વૃત્તિ નેત્રાદિ દ્વારા વિષયના સમાન આકારને પામે છે. તે વૃત્તિથી વિષયનું આવરણ ભંગ થઈ વિષયની પ્રતીતિ થાય છે તેમા પ્રકાશ પણ સહાયક છે, કારણ કે તેના વગર પદાર્થની પ્રતીતિ થતી નથી. જ્યા શુકતમા રજતની ભ્રાંતિ થાય છે ત્યા બુદ્ધિની વૃત્તિનો નેત્રદ્વારા શુક્ત સાથે સંબંધ થાય છે પરંતુ તિમિરાદિ દોષ પ્રતિબંધક હોવાથી વૃત્તિનું સ્વરૂપ શુકતના સમાન આકારવાળું થતું નથી, તેથી શુકતનું આવરણ ભંગ થતું નથી. એ રીતે વૃત્તિનો વિષય સાથે સંબંધ થયાથી પણ જ્યારે શુકતનું આવરણ ભંગ થાય નહિ ત્યારે શુકત ચેતનમા સ્થિત અવિદ્યામા ક્ષોભ થઈને તે અવિદ્યા રજતાકાર પરિણામને પ્રાપ્ત થાય છે. તે અવિદ્યાનું કાર્ય રજત સત્ય હોય તો શુકતના જ્ઞાનથી તેનો બાધ થાય નહિ અને અસત્ હોય તો વંધ્યા પુત્રની પેઠે પ્રતીત થાય નહિ. પરંતુ તે પ્રતીત થાય છે માટે તે સત્ કે અસત્ નથી પણ સત્ અસત્થી વિલક્ષણ અનિર્વચનીય છે તેથી ' અનિર્વચનીય–ખ્યાતિ " ઘટે છે

(૫) "અસત્ ખ્યાતિ'—શૂન્ય–વાદીઓની સમજ "અસત્ ખ્યતિ" કહેવાય છે તેઓ એમ માને છે કે.–શુકતમા રજત અત્યંત "અસત્" છે તેમ અન્ય દેશમા પણ અત્યંત અસત્ છે. એવા અત્યંત "અસત્" રજતની શુકતમા પ્રતીતિ થવાથી "અસત્–ખ્યાતિ" ઘટે છે.

આ સઘળા પ્રકારની ખ્યાતિઓ યથાર્થ નથી, તે નીચેના ખુલાસાથી સ્પષ્ટ સમજાશે.

द्रव्यस्फुरणतारतम्यात् बुद्धिर्नानाविधा संस्कारतेजसोः तुल्यप्रकाशत्वे विशेषास्फूर्तौ समः संशयः अल्पविशेषस्फूर्तौ उत्कटकोटिकः

विपर्यासः संस्कार प्राबल्य तेजस्तदनुगुणमेव धर्मं प्रकाशयति अथेत्येक स्फुरणनियामकत्वाय विपर्यासो भिन्नार्थप्रतिपादकः क्रियाज्ञानयोश्चभिन्न विषयत्वं अनेनान्यख्यातिरेव सिद्धात इत्युक्तम् । अन्यथात्वे यथार्थत्वं स्यात् रजतमहं जानामीत्येवानुभवो न तु रजतत्वेनजानामीति बुद्धेस्तत्त्व-रुपत्वान्नात्मख्यातिः संस्कारशब्दयो पदार्थमात्रापेक्षित्वान्न देशका-लादिवैशिष्ठयं नियामकं रजतमनुभवामीत्यनु व्यवसायात् न प्रमुष्टतत्ता-रुपास्मृतिः एकज्ञानतुल्यत्वाच्च न ज्ञानद्वयं संस्कारप्राबल्यात् नानिर्वच-नीयरजतापेक्षा अतएव नासदख्याति तस्मादन्यख्यातिरेव सर्वजनीना।

( શ્રી સુબોધિનીજી સ્કંધ ૩ અ. ૨૬ શ્લોક ૩૦ ).

સંસ્કાર અને તેજના તુલ્ય પ્રકાશ વડે વિશેષ વસ્તુની સ્ફુર્તિ નહિ થવાથી "સમકોટિ" સંશય થાય છે. અલ્પ વિશે-ષની સ્ફુર્તિ થવાથી "ઉત્કટ કોટિ" વિપર્યાસ થાય છે. સંસ્કાર પ્રાબલ્ય યુક્ત તેજ સંસ્કારને અનુસરી ધર્મ પ્રકાશ કરે છે. ક્રિયા જ્ઞાનનું ભિન્નવિષયત્વ થાય ત્યારે વિપર્યાસ થાય છે આ કારણથી "અન્ય ખ્યાતિ" સિદ્ધાત છે. "રજત" હું જાણું છું આવો અનુભવ થાય છે પણ "શુકત" ને રજતપણાવડે જાણું છું આવો અનુભવ થતો નથી તેથી નૈયાયીકે માનેલી અન્યથા ખ્યાતિ સંભવતી નથી "વિપર્યાસ" થવો તે બુદ્ધિનો ધર્મ છે, અને બુદ્ધિ તત્વરૂપ હોવાથી ક્ષણિક વિજ્ઞાન વાદીએ માનેલી "આત્મ ખ્યાતિ" સંભવતી નથી, સંસ્કાર અને શબ્દને વિષે પદાર્થ માત્ર-નીજ અપેક્ષા છે. દેશ કાલાદિ વિશિષ્ટતા નિયામક નથી. રૂપાનો અનુભવ કરૂં છુ આવો પછી (પશ્ચાત) નિશ્ચય થવાથી મીમાસકે "પ્રમુષ્ટતત્તા–સ્મૃતિરૂપ" અખ્યાતિ સંભવતી નથી. એક જ્ઞાનનું તુલ્યત્વ હોવાથી બે જ્ઞાન નથી, તેથી સાંખ્યવાદીએ માનેલી 'અખ્યાતિ' પણ સંભવતી નથી. સંસ્કારનું પ્રાબલ્ય હોવાથી માયાવાદીની માનેલી અનિર્વચનીય ખ્યાતિ તેમજ શૂન્યવાદીની માનેલી અસત્ ખ્યાતિ પણ સંભવતી નથી. માટે "અન્ય ખ્યાતિ" સર્વ માન્ય છે.

તે પછી આગા ભટ્ટ નામના એક પંડીતે પ્રશ્ન કર્યો કે આપના મત પ્રમાણે જગત્ બ્રહ્મરૂપ હોય તો શબ્દ નિત્ય કેમ ન હોય? અને જો શબ્દ નિત્ય હોય તો આગમ આદેશ અને પ્રત્યયના અસંભવવડે પાણિનીય વ્યાકરણનું સ્થાનિવત્ [1]સૂત્ર વ્યર્થ થઇ જાય છે. એનો ઉત્તર આપતાં શ્રીવલ્લભે જણાવ્યું કે:

જગત્ નિત્ય છે, અને તદંતઃપાતિ વર્ણ તથા પદ પણ નિત્ય છે. તેથી સ્થાનિવત્ સૂત્રમાં કહ્યા પ્રમાણે સ્થાનિનો નાશ થતો નથી, પણ તેની અન્યત્ર સ્થિતિ રહે છે. જો નાશ થતો હોય તો એક મનુષ્ય તે રૂપ સાધ્યા પછી બીજો મનુષ્ય સાધે તે વખતે એ સ્થાનિની ઉપસ્થિતિ ન હોવી જોઇએ. એટલા માટે જગત્ના સત્યત્વથી સ્થાનિવત્ સૂત્ર વૃથા થતું નથી. તે કારણથી અમારો મત એવો છે કે—

वर्णःपदं तथा वाक्यं तस्य नामत्रयंमतम् ।
द्वयं चाविकृतं लोकं वेदे सर्वं स्वयं हरिः ॥

અર્થ—વર્ણ, પદ, અને વાકય એ પ્રમાણે ત્રણ નામ છે, તેમાં લોકમાં વર્ણ અને પદ એ બે નિત્ય છે અને વાકય અનિત્ય છે. વેદમાં એ સર્વ નિત્ય છે.

નિબંધ—સર્વ નિર્ણય ૧૪૯.

## સોમેશ્વર પંડિત સાથે વાદ.

તે પછી શ્રીવલ્લભના મામા સોમેશ્વર પંડિતે ઉભા થઇ કૃષ્ણદેવ મહારાજાને વિનતિ કરી કે યતિશ્રેષ્ટની સાથે શ્રીવલ્લભના થયેલા વાદથી હું સંતોષ પામ્યો નથી, માટે બ્રહ્મ સધર્મક છે કે નિધર્મક છે એ વિષય ઉપર મને એમની સાથે ફરીથી વાદ કરવાની આજ્ઞા થવી જોઇએ. ત્યારે કૃષ્ણદેવે તેમ કરવાની રજા આપતા વાદ ફરીથી થયો.

---

૧ ચતુર્થીના એક વચનનો પ્રત્યય ङे છે તેને જ્યારે य આદેશ થાય ત્યારે ङे ઉડી જાય છે અને તેને સ્થળે य મુકવામાં આવે છે. જો જગત્ નિત્ય હોય તો ङे પ્રત્યય ઉડી જવો ન જોઇએ પણ રહેવો જોઇએ. માટે જો જગત્ સાચુ હોય તો स्थानिवत् સૂત્ર વૃથા થઇ જાય

સોમેશ્વર પંડિત બોલ્યા કે:—

निष्कलं निष्क्रियं शान्तं निरवद्यं निरञ्जनम् ॥ (તે અવયવરહિત, ક્રિયારહિત, શાન્ત, દોષ રહિત અને નિર્લેપ. શ્વેતાશ્વ ૧૨-૬ ૧૯ પૃષ્ટ ૭૦૭ ) असंगो ह्ययं पुरुषः ( ખરેખર એ આત્મા અસંગ છે બ્રહ્. ૪-૩-૧૬ ) અને બીજી એવી અનેક શ્રુતિઓ બ્રહ્મ જે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત સ્વભાવવાળું અને સર્વશક્તિસંપન્ન છે[1] તેને ક્રિયારહિત કહે છે, તો જગત્ માત્ર વિવર્ત રૂપ છે એમ કહેવાને શો બાધ છે, તેમજ બ્રહ્મને નિર્ધર્મક કહેવાને શો બાધ છે!

ત્યારે શ્રીવલ્લભે જણાવ્યું કે.—

આપ શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ની निष्कलं इ० શ્રુતિ ઉપર આધાર રાખો છો તેજ ઉપનિષદ્ કહે છે કે एकंबीजं बहुधायः करोति ( તે એક બીજને બહુ કરે છે. ૬-૧૨ ) વળી એજ ઉપનિષદ્‌ની નીચેની શ્રુતિ બ્રહ્મને જગતકર્તા કહે છે એટલુંજ નહિ પણ તેને સધર્મક ગુણોવાળું કહે છે

स विश्वकृद्विश्वविदात्मयोनिर्ज्ञः कालकारो गुणी सर्वविद्यः ॥
प्रधानक्षेत्रज्ञपतिर्गुणेशः संसारमोक्षस्थितिबंधहेतुः ॥

શ્વેતાશ્વતર ૫-૧૬ પૃષ્ટ ૭૦૭

અર્થ:—તે (પરમાત્મા) જગત્‌ના કર્તા, સવને જાણનાર, સર્વના આત્મા, સર્વનું કારણ, ચૈતન્ય રૂપ, કાલના કર્તા, ગુણવાળા, સર્વને જાણનાર, અવ્યક્ત અને જીવોના સ્વામી, સત્વાદિ ગુણોના નિયંતા, સંસારમાંથી મોક્ષના અને સંસારમા સ્થિતિરૂપ બંધના હેતુ છે.

એ પ્રમાણે શ્વેતાશ્વતર ઉપનિષદ્‌મા સ્પષ્ટ રીતે બ્રહ્મને સધર્મક અને જગત્‌ના કર્તા કહ્યું છે. તો તમે એને નિર્ધર્મક શી રીતે કહી શકો? તેમજ જગત્ અવિદ્યાથી દેખાય છે એમ શી રીતે કહેવાય? निष्कलं इ० શ્રુતિમા પૂર્વે કહ્યા પ્રમાણે માત્ર પ્રાકૃત ગુણોનો નિષેધ કરેલો છે અપ્રાકૃતનો નિષેધ કર્યો નથી.

---

१ नित्यशुद्धबुद्धमुक्तस्वभावं सर्वज्ञं सर्वशक्तिसमन्वितम् ॥
શાં. ભાષ્ય. ૪૨

તેજ પ્રમાણે બ્રહ્મને અસંગ કહ્યું છે. यःपृथिव्यान्तिष्ठन्पृथिवीमन्तरो यमयति इ० બૃહદારણ્યક શ્રુતિ કહે છે કે પરમેશ્વર પૃથ્વીમા સ્થિતિ કરવા પૃથ્વીનું નિયમન કરે છે; જેનું પૃથ્વી શરીર છે તેને પૃથ્વી જાણતી નથી. તેમજ ગિતાજીમાં પણ કહ્યું છે કેઃ- मत्स्थानि सर्वभूतानि, न चाहं तेष्ववस्थितः ॥ ( ૯-૪ સર્વ ભૂતો મારામા રહેલા છે પણ હુ તેઓમાં રહેલો નથી. ) વળી કહ્યું છે કેઃ-भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥ ( ૯-૫. મારો આત્મા ભૂતોને ધારણ કરતો છતો તથા ભૂતોને ઉત્પન્ન કરતો છતો ભૂતોમા રહેલો નથી. )

આપ બ્રહ્મને નિત્ય, બુદ્ધ, શુદ્ધ, મુક્ત સ્વભાવવાળુ અને સર્વશક્તિસંપન્ન કહો છો, તે ઉપરથી જણાય છે કે બ્રહ્મ સધર્મક છે.

સોમેશ્વર બોલ્યા:—

ત્યારે સોમેશ્વર પંડિને કહ્યું કે, असद्वाइदमग्रासीत् (તૈ. ૨૪૦) એ શ્રુતિમા પૂર્વે અસત્ હતુ એમ કહેલુ છે તો અસત્માંથી સત્ દેખાતું જગત્ શી રીતે થાય ?

ત્યારે શ્રીવલ્લભે કહ્યુ કે એ શ્રુતિમા અસત્ શબ્દનો અર્થ અવ્યાકૃત થાય છે, એમ આખો સંદર્ભ જેવાથી જણાશે.

ત્યારે સોમેશ્વર પંડિત બોલ્યા કે--પુરાણમાં પ્રપંચનું માયિકત્વ કહેલું છે. विद्धिमायामनोमयंम् ( ભા. ૧૧—૭—૭ ) त्वय्युद्भवाश्रयेति ॥ ( ભા ૧૧—૧૯—૭ ) ઇત્યાદિ વાકયોથી જગતનું માયિકત્વ પ્રતીત થાય છે, તે કારણથી બુદ્ધિના સાકર્યને માટે માયાવાદ અંગીકાર કરવો જોઇએ.

શ્રીવલ્લભે જવાબ આપ્યો કે.—

यन्मायिकत्वंकथनं पुराणेषु प्रदृश्यते ॥
तदैन्द्रजालपक्षेण मतांतरमिति ध्रुवम् ॥
नास्ति श्रुतिषु तद्वार्ता दृश्यमानासु कुत्रचित् ॥

નિબંધ શાસ્ત્ર ૯૨

( ભાવાર્થ: )—પુરાણોમાં જે માયિકત્વનું કથન છે તે, સૃષ્ટિ-ભેદમાં ઈન્દ્રજાલ પક્ષથી મતાતર છે એમ સમજવું. દશ્યમાન શ્રુતિમાં કોઈ ઠેકાણે જગતનું માયિકત્વ નથી.

શ્રુતિમા અનેક પ્રકારની સૃષ્ટિ લખી છે તેમાં નૃસિંહોત્તર તાપનીય ઉપનિષદ્મા વિષયતારૂપ મહેન્દ્ર જાલવત્ સૃષ્ટિ કહેલી છે. પુરાણુમાં એજપક્ષ વૈરાગ્યને માટે નિરૂપણુ કરાય છે, પણ તે કથન વસ્તુનિરૂપક નથી, પણ મતાંતર છે, અને અસુરને વ્યામોહજનક છે.

જો જ્ઞાન અથવા કર્મને માટે જગતનું માયિકત્વ શ્રુતિ સંમત હોત તો તે એમાંથી એક કક્ષામા કોઈ ઠેકાણે કહ્યુ હોત. પણ વેદની ૧૧ શાખાઓ હાલમા ઉપલબ્ધ છે તેમાં કોઈ ઠેકાણે જગતનું માયિકત્વ દેખાતું નથી.

મહેન્દ્ર જાળવત્ સૃષ્ટિ પણ ભગવાનનીજ રચેલી છે તે માયાની રચેલી નથી. તે સૃષ્ટિમા કોઈ પ્રકારનો પુરૂષાર્થ થતો નથી. તેમાં જ્ઞાનાદિ કહેવા માત્ર છે, પણ તે ફલસાધક નથી. અહિં તો આપ કહો છો કે જ્ઞાનાદિથી મોક્ષરૂપ પુરૂષાર્થ સિદ્ધ થાય છે. એ રીતના કારણોથી માયાવાદ કોઈ રીતે સિદ્ધ થતો નથી, પણ બ્રહ્મવાદ જ સિદ્ધ થાય છે.

એ પ્રકારનું શ્રીવલ્લભદીક્ષિતનું ભાષણ સાંભળી સોમેશ્વર પંડિત બોલ્યા કે:—સૃષ્ટિની પૂર્વે બ્રહ્મ નિર્ધર્મક હતું અને સૃષ્ટિ પછી તે સધર્મક થયું અર્થાત્ બ્રહ્મનું નિધર્મકત્વ અંતરંગ છે અને સધર્મકત્વ બહિરંગ છે એમ કહેવામા શો બાધ છે?

**સધર્મકત્વ.** ત્યારે શ્રીવલ્લભે જણાવ્યું કે—જેને બહાર અને અંદર હોય તેને આપનું કહેવું લાગુ પડે. પરંતુ स यथा सैन्धवघनोऽनन्तरोऽबाह्यः कृत्स्नो रसघन एवैव वा अरेऽयमात्माऽनन्तरोऽबाह्यः कृत्स्नः प्रज्ञानघन જેમ સેંધવઘન ( સિંધવનો નક્કર ગાગડો ) અંતર રહિત બાહ્યરહિત સંપૂર્ણ રસઘનજ છે, તેમજ અરે મૈત્રેયિ !

આ આત્મા બાહ્યાભ્યંતર ભેદરહિત સંપૂર્ણ પ્રજ્ઞાનઘનજ છે (બૃહદારણ્યક ઉપનિષદ્ ૪–૫–૧૩ પૃષ્ઠ ૬૩૨), તો બ્રહ્મમા ભેદ શાનો હોઈ શકે અને નિર્ધર્મકત્વ અતરંગ શી રીતે કહી શકાય? વળી એજ ઉપનિષદ્મા કહેલું છે કેઃ—

अनन्तरमबाह्यमयमात्मा ब्रह्म (બ. ૨–૫–૧૯ પૃષ્ઠ ૫૪૩ અનતર અને અબાહ્ય આ આત્મા બ્રહ્મ છે.)

આ ઉત્તર સાંભળીને સોમેશ્વર પંડિત નિરૂત્તર થયા.

તે પછી વૈષ્ણવો અને સ્માર્ત્તો વચ્ચે જે જે વિષયો ઉપર વાદ થઇ ગયો હતો તે તે વિષયો ઉપર ફરીથી વાદ ચાલ્યો. તેમા શ્રીવલ્લભની સહાયતાથી વૈષ્ણવોએ સ્માર્તોને નિરૂત્તર કર્યા.

તે પછી શ્રીવલ્લભે અનુવાદપુર્વક નીચે પ્રમાણે ઉપસંહાર કર્યો.

## ઉપસંહાર.

૧ જ્યા જ્ઞાન હોય ત્યા અવિદ્યા અને અધ્યાસ હોઈ શકતાં નથી. વેદ ઉપનિષદાદિ અધ્યાસથી થયાં નથી.

૨ શાસ્ત્રોની મુખ્ય પ્રવૃત્તિ જ્ઞાન અને જ્ઞાનના સાધનોનો બોધ, ઈશ્વરનુ માહાત્મ્ય અને એમની ભક્તિનો ઉપદેશ કરવાને માટે છે.

૩ પુરાણો વેદ તુલ્ય હોવાથી, અને શ્રીમદ્ ભાગવત સાત્વિક પુરાણોમા શ્રેષ્ઠ હોવાથી, તે પ્રમાણ તરીકે માનવાને યોગ્ય છે.

૪ ઉપનિષદના ગમે તે ભાગનો અર્થ એવી રીતે કરવો જોઇએ કે તે ઉપનિષદના બાકીના ભાગના અર્થ સાથે સંગતિ-યુક્ત થાય, અને કોઇ પ્રકારનો વિરોધ આવે નહિ. વેદનો અર્થ જેવો હોય તેવો જ કરવો જોઈએ. જ્યાં વિરૂદ્ધતા દેખાતી હોય ત્યાં સૂત્ર, ગીતાદિની સહાયતાથી એકવાકયતા કરવી જોઇએ, પણ તર્કને આધારે અન્યથા અર્થ કરવો યોગ્ય નથી.

૫ શ્રુતિઓમાં નિર્ધર્મક અને સધર્મક એવો કોઈ વાસ્તવિક

ભેદ નથી. બધી શ્રુતિઓ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સધર્મક બ્રહ્મ-નોજ ઉપદેશ કરે છે.

૬ નિર્ગુણ શબ્દનો અર્થ નિર્ધર્મક નથી, પણ જેના ઉપર સત્ત્વાદિ ત્રણ ગુણોની સત્તા નથી, અથવા જેમાં પ્રાકૃત ગુણો નથી એવો થાય છે. તે કારણથી નિર્ગુણ બ્રહ્મ એટલે નિર્ધર્મક બ્રહ્મ એવો અર્થ કરવો ઉચિત નથી, પણ જેના ઉપર સત્ત્વાદિ ગુણોની સત્તા નથી, અથવા જેમા પ્રકૃતિના ગુણો નથી એવો કરવો ઉચિત છે. બ્રહ્મ સધર્મક જ છે પણ તેમાં પ્રાકૃત ગુણો નથી, અને તેના ઉપર સત્ત્વાદિ ગુણોની સત્તા નથી, માટે તેને નિર્ગુણ કહેવામા આવે છે. કોઈ પણ પદાર્થ નિર્ધર્મક હોઈ શકતો નથી.

૭ બ્રહ્મમા ઉપાધિથી ધર્મ દેખાય છે એ કહેવું શ્રુત્યનુસાર નથી. બ્રહ્મને કોઈ ઉપાધિ એમની ઈચ્છા સિવાય લાગુ પડવાનો સંભવ નથી.

૮ બ્રહ્મ બે છે એ કહેવું ભ્રમ માત્ર છે.

૯ एक एवाद्वि भूतात्मा ॥ एको देवः ॥ एकमेवाद्वितीयम् ब्रह्म ॥ एकोऽहम् बहुस्याम् ॥

ઈત્યાદિ અનેક શ્રુતિઓ બ્રહ્મ એક છે એમ કહે છે. તેનાં (બ્રહ્મનાં) અનંત રૂપ છે તેથી તે અનેક છે એમ કહી શકાતું નથી. જે બ્રહ્મ છે તેજ ઈશ્વર છે. જે ગુણાવતાર દેવો છે તે બ્રહ્મના જુદાં જુદા રૂપ છે; તે બ્રહ્મની જ આજ્ઞામાં છે.

૧૦ નામરૂપવાળા પદાર્થો બ્રહ્મરૂપ હોવાથી સત્ય જ છે. નામરૂપ અસત્ય કે અવિદ્યાનું કાર્ય છે એમ કહેવાને શ્રુતિ સૂત્રનો આધાર નથી.

૧૧ જીવનું સ્વરૂપ સત્ય છે. તે બુદ્ધિઉપાધિપરિકલ્પિત નથી. તે બ્રહ્મનો અંશ છે. તે અવ્યાપક છતાં જ્યારે ભગવદંશનો તેમાં આવિર્ભાવ થાય છે ત્યારે વ્યાપક થાય છે.

૧૨ જેમ જીવ સત્ય છે તેમ આ દેખાતો સર્વ પ્રપંચ સત્ય છે. તે ભગવત્કાર્ય છે. અહંતા-મમતા-મૂલક સંસારનોજ મુક્તિ વખતે લય થાય છે, પણ પ્રપંચનો લય થતો નથી. પ્રપંચનો લય ભગવાનનેજ આધીન છે.

બ્રહ્મ.

निर्दोषपूर्णगुणविग्रह आत्मतंत्रो ।
निश्चेतनात्मकशरीरगुणैश्चहीनः ॥
आनंदमात्रकरपादमुखोदरादिः ।
सर्वत्र च त्रिविधभेदविवर्जितात्मा ॥ ४४ ॥

અર્થ—દોષરહિત, સર્વ ગુણોથી સંપૂર્ણ, સ્વતંત્ર, જડ શરીરના ગુણોથી રહિત, કર, પાદ, મુખ, ઉદર વગેરે અવયવો જેનાં આનંદ માત્ર છે, ત્રિવિધ ભેદરહિત, એવું બ્રહ્માનું સ્વરૂપ છે.
નિ. શા. ૪૪

सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ।
अनंतमूर्ति तद्ब्रह्म ह्यविभक्तं विभक्तिमत् ॥२६॥

અર્થ—બ્રહ્માને સર્વ ઠેકાણે કાન છે, બ્રહ્મ સર્વમાં વ્યાપીને સ્થિતિ કરે છે, તે અનંતમૂર્તિ છે, વિભાગ રહિત છે. (અને ઇચ્છા માત્રથી પ્રગટ થવાને માટે) વિભાગવાળું છે. નિ. શા. ૨૬

सच्चिदानंदरूपं तु ब्रह्म व्यापकमव्ययम् ।
सर्वशक्ति स्वतंत्रं च सर्वज्ञं गुणवर्जितम् ॥६५॥

અર્થ—બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ, વ્યાપક, નાશરહિત સર્વ શક્તિઆન્, સ્વતંત્ર, સર્વજ્ઞ, અને પ્રાકૃત ગુણરહિત છે. નિ. શા. ૬૫

सजातीयविजातीयस्वगतद्वैतवर्जितम् ।
सत्यादिगुणसाहस्रैर्युक्तमौत्पत्तिकैः सदा ॥६६॥

અર્થ—તે બ્રહ્મ સજાતીય, વિજાતીય, સ્વગત ભેદરહિતછે, અને નિત્ય સ્વાભાવિક સત્યાદિ હજારો ગુણથી યુક્ત છે. નિ. શા. ૬૬

सर्वाधारं वश्यमायमानंदाकारमुत्तमम् ।
प्रापंचिकपदार्थानां सर्वेषां तद्विलक्षणम् ॥६७॥

અર્થ—સર્વના આધારભૂત, માયાને વશ રાખનાર, આનંદાકાર, ઉત્તમ અને સર્વ પ્રાપંચિક પદાર્થોના ગુણુથકી વિલક્ષણુ છે.
નિ. શા. ૬૭

जगतःसमवायि स्यात्तदेव च निमित्तकम् ।
कदाचिद्रमते स्वस्मिन् प्रपंचेऽपिकचित् सुखम् ॥६८॥

અર્થ—તેજ બ્રહ્મ જગતનું સમવાયિકારણુ છે, અને તેજ નિમિત્ત કારણુ છે. એ બ્રહ્મ કોઈ વખત પોતાના સ્વરૂપમા રમે છે, અને કોઇ વખત પ્રપંચમા રમે છે. નિ. શા. ૬૮

यत्र येन यतो यस्य यस्मै यद्यद्यथा यदा ।
स्यादिदं भगवान्साक्षात् प्रधानपुरुषेश्वरः ॥६९॥

અર્થ—જેને વિષે, જે વડે, જેનાથકી, જે સંબંધી, જેને અર્થે, જે જે, જે પ્રકારે, જ્યારે થાય છે, તે સર્વ પ્રધાન પુરૂષના નિયંતા સાક્ષાત્ ભગવાન્ છે. નિ. શા. ૬૯

अनंतमूर्ति तद्ब्रह्म कूटस्थं चलमेवच ॥
विरुद्धसर्वधर्माणामाश्रयं युक्त्यगोचरम् ॥७१॥

અર્થ—તે બ્રહ્મ અનંત મૂર્તિ છે, અને કૂટસ્થ અને ચલ છે, તે સર્વ વિરૂદ્ધ ધર્મોનો આશ્રય છે, અને યુક્તિનો અવિષય છે.
નિ. શા. ૭૧

आविर्भावतिरोभावैर्मोहनं बहुरूपतः ।
इंद्रियाणां तु सामर्थ्यादद्दश्यं स्वेच्छया तु तत् ॥७२॥

અર્થ—આવિર્ભાવ અને તિરોભાવ વડે બહુ રૂપથી બ્રહ્મ મોહ ઉત્પન્ન કરે છે. તે ઇન્દ્રિયોના સામર્થ્યથી અદશ્ય જ છે, અને પોતાની ઇચ્છાથી દશ્ય પણુ છે. નિ. શા. ૭૨

स एव हि जगत्कर्ता तथापि सगुणो न हि ।
गुणाभिमानिनो ये वै तदंशाः सगुणाः स्मृताः ॥
कर्ता स्वतंत्र एव स्यात्सगुणत्वे विरुध्यते ॥७७॥

અર્થ—તેજ ભગવાન્ જગત્ કર્તા છે, તોપણ તે સગુણ નથી, ત્રણ ગુણવાળા જે દેવતાઓ ગુણાભિમાની કહેલા છે તે ભગવાનના અંશ છે, અને તેઓ સગુણ કહેવાય છે. કર્તા સ્વતંત્રજ થાય છે. સ્વતંત્રતામાં સગુણત્વ વિરૂદ્ધ છે. નિ. શા. ૭૭

બ્રહ્મનાં રૂપ.

यज्ञरूपो हरिः पूर्वकांडे ब्रह्म तनुः परे ॥
अवतारी हरिः कृष्णः श्रीभागवत ईर्यते ॥

નિ. શા. ૧૧

અર્થ—વેદના પૂર્વકાંડમાં [ક્રિયાશક્તિ વિશિષ્ટ] યજ્ઞરૂપ હરિ છે; અને જ્ઞાનકાંડમાં [જ્ઞાનશક્તિ વિશિષ્ટ] બ્રહ્મરૂપ હરિ છે, અને (ક્રિયા અને જ્ઞાન ઉભય વિશિષ્ટ) અવતારી હરિ કૃષ્ણનું શ્રીમદ્‌ભાગવતમાં નિરૂપણ કરાય છે નિ. શા. ૧૧

सूर्यादिरूपधृक् ब्रह्मकांडे ज्ञानांगमीर्यते ।
पुराणेष्वपि सर्वेषु तत्तद्रूपो हरिस्तथा ॥

નિ. શા. ૧૨

અર્થ—સૂર્યાદિરૂપ ધારણ કરનાર હરિ બ્રહ્મકાંડમા જ્ઞાનનું અંગ કહેવાય છે, અને તેવીજ રીતે સર્વ પુરાણોમાં પણ (જે જે નામો લખ્યા છે) તે તે રૂપ હરિ છે. નિ. શા. ૧૨

पंचात्मकः स भगवान् द्विषडात्मकोऽभू-
त्पंचद्वयी शतसहस्र परामितश्च ॥
एकः समोऽप्यखिलदोषसमुज्झितोऽपि
सर्वत्र पूर्णगुणकोपि बहूपमोऽभूत् ॥

નિ. શા. ૪૩

અર્થ—તે ભગવાન્ પંચરૂપ[1] છે, તેમજ બાર રૂપ[2] છે, દશ રૂપ[3] પણ પોતેજ છે તેમજ શત, સહસ્ર અને અસંખ્ય વિભૂતિ રૂપ પણ પોતેજ છે, ને સર્વમાં એકજ છે, સમ છે, સર્વ દોષરહિત છે, સર્વ ઠેકાણે પૂર્ણ ગુણવાન્ છે, તો પણ બહુ ઉપમા યુક્ત છે. નિ. શા. ૪૩

भजनं सर्वरूपेषु फलसिद्ध्यै तथापि तु ॥
आदिमूर्तिः कृष्ण एव सेव्यःसायुज्यकाम्यया ॥

નિ. શા. ૧૩.

અર્થ—ફલસિદ્ધિને માટે ભગવાનના સર્વ રૂપનું ભજન કરવાનું કહેલું છે, પણ પરબ્રહ્મને વિષે સાયુજ્યની કામનાને માટે આદિમૂર્તિ કૃષ્ણ એજ સેવવા લાયક છે.

બ્રહ્મવાદ.

आत्मैव तदिदं सर्वं सृज्यते सृजति प्रभुः ॥
त्रायते त्राति विश्वात्मा ह्रियते हरतीश्वरः ॥

નિ. શા. ૧૮૩

---

૧ અગ્નિ હોમ, દર્શ પૂર્ણમાસ, ચાતુર્માસ્ય, પશુ, અને સોમ એ પાંચ યજ્ઞરૂપ, દેશકાલ, દ્રવ્ય, કર્તા તથા મંત્ર એ પંચ યજ્ઞ-સાધનરૂપ ઋગ્, યજુઃ, સામ (એ ત્રિવિધ મંત્ર) બ્રાહ્મણ અને ઉપનિષદ્ રૂપી પંચરૂપ; પંચપ્રાણ (પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન) રૂપ, દેહમાં પણ પંચરૂપે છે એટલે ધ્યાનને માટે પ્રાદેશ માત્ર છે, આશ્રયને માટે અંગુઠ માત્ર છે, સ્વામીત્વને માટે અક્ષિસ્થિત છે, ફલને માટે દેહસ્થિત આનંદમય છે અને વૈશ્વાનર મસ્તમાં સ્થિત સર્વ પ્રયોજન માટે છે, તથા ઉપાસના સારૂ અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશરૂપ છે. એ રીતે શ્રુતિમાં જ્યાં જ્યાં બ્રહ્મને પંચાત્મક વર્ણવેલું છે ત્યાં ત્યાં ઉપરના અર્થમાં છે.

૨ બાર સૂર્યાત્મક; બાર માસાત્મક, બાર પુરૂષાત્મક; અહિનાત્મક; યજ્ઞાત્મક.

૩ દશ દિશારૂપ, દશ ઇંદ્રિયો રૂપ; ઇંદ્રિયોના દશ દેવરૂપ; અને દશ લીલા (સર્ગ, વિસર્ગ, સ્થાન, પોષણ, ઊતિ, કીર્તિ, મન્વ ૧૨, ઇશાનુકથા, મુક્તિ અને આશ્રય) રૂપ.

અર્થ—આ જે સઘળું દેખાય છે તે ખરેખર આત્માજ છે. તે સર્જે છે અને સર્જાય છે. વિશ્વાત્મા રક્ષણ કરે છે, અને વિશ્વાત્માનું રક્ષણ કરાય છે. તે હરે છે અને તેનું હરણ થાય છે.

आत्मैव तदिदं सर्वं ब्रह्मैव तदिदं तथा ॥
इति श्रुत्यर्थमादाय साध्यं सर्वैर्यथामति ॥
अयमेव ब्रह्मवादः शिष्टं मोहाय कल्पितम् ॥

અર્થ—આ બધુ આત્મા છે. તેજ પ્રમાણે આ બધુ બ્રહ્મ છે. તમામ શ્રુતિઓનો આ અર્થ છે એમ ગ્રહણ કરી સર્વ પુરૂષોએ પોતાની બુદ્ધિ પ્રમાણે તે સાધ્ય કરવું. આજ બ્રહ્મવાદ છે. બીજું બધુ મોહરૂપ છે.

अर्थोऽयमेव निखिलैरपि वेदवाक्यै
रामायणैःसहित भारतपंचरात्रैः ॥
अन्यैश्च शास्त्रवचनैःसह तत्त्वसूत्रै
र्निर्णीयते सहृदयं हरिणा सदैव ॥

નિ. શા. ૧૦૪

અર્થ—આજ અર્થનો શ્રીહરિએ સમગ્ર વેદવાક્ય, રામાયણ, ભારત, પંચરાત્ર, અન્ય શાસ્ત્રના વચનો અને વ્યાસસૂત્રો વડે એકવાક્યતા કરીને સહૃદય ( રહસ્ય સહિત ) સર્વ કાળને માટે ગીતાજીમાં નિર્ણય કરેલો છે.

આ પ્રકારે શ્રીવલ્લભે ઉપસંહાર સંપૂર્ણ કર્યો.[૧]

---

૧ વાદ શ્રીવલ્લભની ૧૩ યા ૧૪ વર્ષની ઉમરે સંવત ૧૫૮૮–૯ માં થયેલો હોવો જોઇએ. પ્રથમ ૮ દિવસ વિદ્યાતીર્થ સાથે, પછી ૧૦ દિવસ તાર્કિક, મીમાંસક અને સાંખ્ય વાદીઓ સાથે, ૩ દિવસ ગાગાભટ્ટ સાથે, ૭ દિવસ સોમેશ્વર પંડીત ઇ. સાથે મળી કુલ ૨૮ દિવસ સુધી વાદ ચાલ્યો હતો.

ત્યાર બાદ કૃષ્ણુદેવ રાજાએ સર્વ સભાસદોને પ્રશ્ન કર્યો કે હવે કોઇને કાંઇ બોલવાની ઇચ્છા છે ? તેઓ તરફથી કાંઇ ઉત્તર ન મળ્યો ત્યારે કૃષ્ણુદેવે મધ્યસ્થ તરીકે બેઠેલા પંડિતોને જણાવ્યું કે આપે આ વાદ અથથી ઇતિ સુધી ધ્યાનપૂર્વક સાભળ્યો છે, તો આ સર્વ વાદનો નિર્ણય કરો.

## મધ્યસ્થોનો નિર્ણય.

ત્યાર બાદ સર્વનો મત લેઇ તેઓમાંના અગ્રણી પંડિતે નિર્ણય પ્રસિદ્ધ કર્યો કેઃ—

શ્રીમાન્ મહારાજાધિરાજે અમોને જે કર્તવ્ય સોંપ્યું છે તે સ્વાભાવીક રીતે ઘણું વિકટ છે, એટલુજ નહિ પરંતુ અમારા સંબંધમાં તે વિકટતા ઘણી અપૂર્વ થયેલી છે, કારણ કે અમારી માન્યતાઓને દોષ–યુક્ત સાબીત કરનારના સંબંધી અમારે પોતા-નેજ નિર્ણય આપવાનો ધર્મ પ્રાપ્ત થયો છે. પરંતુ ભગવદાજ્ઞા એવી છે કેઃ—

स्वधर्ममपि चावेक्ष्य नविकम्पितुमर्हसि ।[1]

માટે અમો ન્યાયના પથમાથી એક પદ માત્ર ચળ્યા વગર અમારો નિર્ણય અંહતા મમતાનો પરિત્યાગ કરી શુદ્ધ અંતઃક-રણુથી દર્શાવીએ છીએ કે શ્રીમાન્ વલ્લભ દીક્ષિતે સર્વ વાદીઓના મતના ગુણ દોષનું પ્રમાણુચતુષ્ટયના આધારે બહુ સુંદર અને અસરકારક રીતે વિવરણુ કરી પોતાનો સિદ્ધાત પ્રતિપાદન કર્યો છે. તે સિદ્ધાતનું તારતમ્ય જણાવીએ છીએ કેઃ—

श्लोकार्धेन कथयिष्यामि यदुक्तं ग्रंथकोटिभिः ।
ब्रह्मसत्यंजगत्कार्यं जीवोंऽशएवनापरः ॥

એ સિદ્ધાતને શ્રીમાને બ્રહ્મવાદ સંજ્ઞા આપી છે, પરંતુ પ્રતિકૂલ–તર્ક વગર શ્રુતિ પ્રમાણોથીજ તેઓશ્રીએ પ્રતિપાદિત

---

૧ ગીતા અ. ૨ શ્લો. ૩૫.

કર્યો છે માટે તે "શુદ્ધાદ્વૈત-સિદ્ધાંત" તરીકે ખ્યાત થાઓ એવું ઈચ્છીએ છીએ.

શ્રીમાન્ વાચસ્પતિના પદને તેમના અપૂર્વ વાગ્વૈભવ, બુદ્ધિ સામર્થ્ય, અને વાદ-પટુતાથી સર્વ રીતે યોગ્ય છે. પૂર્વ પક્ષી તરફના તેમના અપૂર્વ સૌજન્ય અને ક્ષમા સહુને અનુકરણીય છે. તેથી અમો સર્વ બહુ આનંદપૂર્વક જયઘોષ સાથે તેમને "દિગ્વિજયી ' પદ અર્પીએ છીએ.

એ નિર્ણયને તરજ સર્વ સભાએ શ્રીમાનના વિજયઘોષ સાથે વધાવી લીધો. પ્રસન્ન થયેલા શ્રીકૃષ્ણદેવ મહારાજાએ તે નિર્ણય દુંદુભિનાદાદિથી જાહેર કરવાની તરતજ આજ્ઞા કરી. બાદ તેમણે તથા આચાર્યો, પંડિતો વગેરે સૌ સભ્યો, દરબારીઓ પુરજનો ઇ. એ અત્યંત આદર અને સ્નેહપૂર્વક અને પ્રણામ પુરઃસર શ્રીમાનને અભિનંદન આપ્યા બાદ સભા વિસર્જન થઇ.

તે પછી પોતાની ચતુરંગીણી સેના તથા સભાજનો અને પુરજનો સહવર્તમાન કૃષ્ણદેવ રાજા શ્રીમાનને પોતાના સ્થાનપર વળાવવા માટે તત્પર થયા. શ્રીમાને વાહનમાં બેસવાની ના પાડવાથી, તેઓશ્રીની પાદુકાઓ શિબિકામાં પધરાવી, સહુ મંડલ વાજતે ગાજતે ચાલતું શ્રીમાનને મુકામ ઉપર પહોચાડી આવ્યું. શ્રીમાને પોતાના માતૃચરણને તથા વડીલ વર્ગને અભિવાદન કર્યું. ત્યા શ્રીમાનના વિજયથી આનંદ મગ્ન થતા સર્વ મંડલે ભગવાનનો પ્રભાવ માની પ્રભુની સ્તુતિ કરી.



# પ્રકરણ ૪.

## શ્રીવલ્લભનો કનકાભિષેક.

વ્યાસતીર્થની વિનંતિ.

એ દિવસે રાત્રે માધ્વસંપ્રદ યતિ વ્યાસતીર્થ શ્રીવલ્લભને મુકામે આવ્યા, અને કહ્યું કે આપ મારી ગાદી સ્વીકારી મ્હારા માર્ગનો પ્રચાર કરો. શ્રીમાને જણાવ્યું કે જે ભગવદાજ્ઞા થશે તે પ્રમાણે હું કરીશ. બીજે દિવસે શ્રીવલ્લભે પોતાના એક શિષ્યદ્વારા વ્યાસતીથને "નકાર" મા ઉત્તર મોકલાવ્યો.

કનકાભિષેકની તૈયારી.

બીજે દિવસે પ્રાતઃકાળથી રાજાની આજ્ઞાથી શ્રીમાનના કનકાભિષેક સારૂ રાજસભાના આગણાંમાં એક મંડપ ઉભો કરવાની અને તેને કેળના સ્થંભ, ધ્વજા, પતાકા, તોરણ, મણિમાલા વગેરેથી શણગારવાની અને કનકાભિષેક માટે સુવર્ણપાત્રાદિ સર્વ સામગ્રી ભેગી કરવાની તૈયારી થવા માંડી. કૃષ્ણદેવ રાજાએ પોતાના મંત્રીને જણાવ્યું કે સઘળા વિદ્વાનોને જીતનાર, શ્રીપુરૂષોત્તમના મુખાગ્નિરૂપ શ્રીમદ્વલ્લભને કનકાભિષેક પૂર્વક આચાર્યશિરોમણિ તરીકે આચાર્યાસન ઉપર આરોહણ કરાવી એમની પૂજા કરવાનો મેં નિશ્ચય કર્યો છે, માટે તમે સમર્થ વિદ્વાન્ વ્યાસતીર્થ, વિદ્યાતીર્થ વગેરેને તેમજ રાજકુટુંબીઓ, સામંતો, સૈન્યના નાયકો, પ્રજાજનો, કલાવિધાયકો ઈત્યાદિ સર્વેને તેમજ કર્મનિષ્ઠ વિદ્વાનોને આમંત્રણ કરો. મહારાજાની આજ્ઞા પ્રમાણે આચાર્યો, પંડીતો સાક્ષરો, રાજાઓ, રાજકુટુમ્બીઓ, સરદારો સૈનિકો, રાજપુરૂષો શેઠ શાહુકારો વગેરેનો એક ભવ્ય દરબાર ખાસ રચેલા મંડપમા ભરાયો. સર્વનું યોગ્ય

સ્વાગત કર્યા પછી સર્વ આચાર્યો અને વિદ્વાનોને કૃષ્ણદેવ રાજાએ વિનંતિ કરી કે આપ નિર્મળ અંતઃકરણવાળા અને પવિત્ર વિદ્યાવાળા છો, માટે શ્રીમાન્ વલ્લભને મારા ધર્મરૂપ કનકાભિષેક કરાવવાની આજ્ઞા કરો.

કનકાભિષેક કરાવવાની આજ્ઞા.

એ વિનતિ સાંભળીને વિષ્ણુ જેને પ્રિય છે, મહેશ, હૃષીકેશ અને લોકેશના માર્ગનો પ્રચાર કરનાર, વૈદિકમાર્ગને ધારણ કરનાર, અને આશ્રિતજનનો ઉદ્ધાર કરનાર વ્યાસતીર્થ, વિદ્યાતીર્થાદિ આચાર્યોએ તથા પંડિતો અને વિદ્વાનોએ बाढं बाढं विधीयताम् विधियताम् (સત્ય, સત્ય, (સારૂ, સારૂ) આપ કરો, આપ કરો) એમ કહી મહારાજાને કનકાભિષેક કરાવવાની સંમતિ આપી.

પછી સુમતિ અને સુકૃતિવાળા રાજાએ પોતાના પુરોહિતને આગળ કરી, પોતાના બાંધવો, મુખ્ય મંત્રીઓ, ચતુરંગિણી સેના, શિબિકાદી એ સર્વ સાથે શ્રીવલ્લભને મંડપમા પધરાવી લાવવા માટે મોકલ્યા. વિજ્ઞપ્તિ સ્વીકારી શ્રીવલ્લભની આજ્ઞાથી દામોદર વિગેરે સહુ શિષ્યો જવાને તૈયાર થયા અને પાદુકાને તથા પુસ્તકને શિબિકામાં (મ્યાનામાં) પધરાવી સર્વ મંડળ ત્યાંથી પગે ચાલી જવા નિકળ્યું. આ સ્વારી દેવની સ્વારી જેવી દેખાતી હતી. આ વખતે વિદ્યાનગરરૂપી સમુદ્ર મનુષ્ય રૂપ તરંગથી છલકાઈ જતો હતો. અનેક પ્રકારનાં વાજીંત્રો વાગતા હતા, નટનર્તક વગેરેના ગાન થતાં હતા. નરનારી અને બાળકોના ટોળેટોળાં રસ્તે ઊભા થતાં, અને આખા નગરમા કનકાભિષેક માટે જ સહુ આનંદ અને ઉત્સાહમા મગ્ન થતાં હતાં રસ્તે લોકોએ શ્રીમાનને પુષ્પ, અક્ષત વગેરેથી વધાવી લીધા. એ પ્રમાણે પોતે સ્વારી સહિત રાજ્યમંડપ પાસે આવ્યા, ત્યારે કૃષ્ણદેવ રાજાએ સામા આવીને એમનો ચામરાદિથી સત્કાર

વલ્લભને પધારવાની વિજ્ઞપ્તિ.

વલ્લભાદીક્ષિતનું પધારવું.

કરી પોતાના હસ્તનું એમને અવલંબન આપીને મંડપમાં પ્રવેશ કરાવ્યો. તે વખતે ત્યાં મળેલા વિદ્વાનોએ એમને નમસ્કાર કર્યા. પછી મહારાજાએ શ્રીમાનને વરિષ્ઠ આસનપર પધરાવ્યા.

પછી શ્રીમાને સંજ્ઞા કરવાથી એમના શિષ્ય શંભુએ ઉભા થઈ હાથ ઉંચો કરી સર્વ વિદ્વાનોને સંબોધી કહ્યું કે, આ વિવાદમા કોઈ વિદ્વાનને કાંઇ શંકા રહી હોય, અથવા કોઇ વિષયની ચર્ચા કરવી બાકી રહી હોય, તો તે જણાવવા કૃપા કરવી કે તેમની શંકાનુ ભગવત્કૃપાથી સમાધાન કરવામા આવે અને વિવાદને વિષે અમારા તરફથી કાઈ કઠોર વચન કહેવાયું હોય તો તેની ક્ષમા ઇચ્છીએ છીએ. તે વખતે બધા પંડિતોએ કહ્યું કે વાક્પતિની વાણીમા તેવું કાંઇ સંભવતું નથી. મ્હોટા પુરુષનું કટુ ભાષણ થાય તો પણ તે શિક્ષાને માટે દ્રોહને માટે નથી.

તે પછી પુરોહિત અને જોશીએ કહ્યું કે કનકાભિષેકનો સમય થયો છે, તેથી રાજાની આજ્ઞાથી પુરોહિત અને ઉપાધ્યાયે શ્રીવલ્લભને જ્યા કનકાભિષેકને માટે મંડળ રચ્યુ હતું ત્યા એક સુંદર પાટ ઉપર પધરાવ્યા તે વખતે રાજા અને બીજા આચાર્ય શ્રીવલ્લભને વિંટળાઇને ઉભા. તે પછી દૈવી તેજવાળા વૈષ્ણવ બ્રાહ્મણો અને શંભુ આદિ શિષ્યોને કૃષ્ણદેવ

કનકાભિષેક

રાજાએ નૂતન રાજવિભૂતિઓ અને દેવ ભૂતિયો આપીને શ્રીમાનનું પૂજન કરાવવાનો સંકલ્પ કરાવવાનુ પોતાના પુરેહતને કહ્યું. તેથી પુરોહિતે પ્રથમ અભિષેકનો સંકલ્પ કરાવ્યો, પછી રાજાએ પાદ્ય, અર્ઘ્ય, આચમન આદિ કરાવીને વિધિપુરઃસર તીર્થોમાંથી આણેલાં જળથી મહાભિષેક અને સામ્રાજ્યાભિષેક મંત્રોવડે ઋત્વિગ્ અને પુરોહિતની સાથે શ્રીમાનને અભિષેક કર્યો. તે પછી બીજી પાટ ઉપર એમને પધરાવી ગુર્જર શિષ્ય ગોવિંદરામ, મુકુંદરામ, શ્યામાનંદ વગેરેએ આણેલા જળથી એમને શંભુભટ્ટે સ્નાન કરાવ્યું.

અને વસ્ત્રાંતર વડે શરીર લૂછી નાંખી નવા કોપીનવસ્ત્ર ઉપરણો, યજ્ઞોપવિત, તુલસીકાષ્ટની માળા અને મુગચમોહિ ધારણ કરાવ્યા. પછી કાશ્મીરી તિલક, ગોપીચંદન અને પણુમુદ્રા કરાવી શંભુ ભટ્ટ એમને કનકના સિંહાસન પાસે પધરાવી ગયા. પછી રાજાએ પોતાના પુરોહિતને કહ્યું કે વ્યાસતીર્થાદિ સર્વ વૈષ્ણવાચાર્યોને આગળ બોલાવો, તેથી ઉપાધ્યાયે તેમને આગળ બોલાવ્યા. પછી તે વૈષ્ણવ આચાર્યોની સંમતિથી તથા વૈદિક પંડિતોની સંમતિથી રાજસિંહ એવા કૃષ્ણ દેવરાજાએ જે કનકસિંહાસન ઉપર રેશમી વસ્ત્ર આચ્છાદિત કર્યું હતું તેના ઉપર શ્રીવલ્લભને પધરાવ્યા, અને બાકીનું પૂજન કરતાં રાજાએ એમને રાજવિભૂતિ અને દેવવિભૂતિ અર્પણ કરી. તે વખતે શંભુભટ્ટે શ્રીવલ્લભ ઉપર છત્ર ધારણ કર્યું, હરિભટ્ટે સૂર્યાભિમુખ વારણ (સૂર્યમુખી) ધારણ કરી, શંકરાનંદ અને શ્યામાનંદે ચામર ધારણ કર્યાં, સ્વભૂ અને સ્વયંભૂએ મોરપીંછના મૂઠા (मायुरहस्तक) લીધા, લકુટાલોકી અને કૈતુકમંડળે સોનાની છડીઓ લીધી અને ગોવિંદરામ અને મુકુન્દે ચાંદીના દંડ લીધા. રામભટ્ટ અને કેશવભટ્ટે રૂપાના શંખ ને ચક્ર લીધા, બીજા વૈષ્ણવોએ ઘંટા, ઝાલર, ગોમુખ વગેરે ધારણ કર્યાં. તે પછી રાજાએ તિલક, ગંધ, પુષ્પમાલા, ધૂપદીપ, નૈવેદ્ય, આચમન, મુખવાસ વગેરે અર્પણ કરીને ઘણા સોનાનો સમૂહ શ્રીવલ્લભને ભેટ તરીકે અર્પણ કર્યો, અને કહ્યું કે અભિષેકમાં વપરાયેલાં સુવર્ણ પાત્રાદિ પણ આપનેજ અર્પણ કર્યાં છે માટે તે આપ સ્વીકારો. તે વખતે શ્રીમાને નયનની સંજ્ઞાથી દામોદરદાસને પોતાનો અભિપ્રાય જણાવ્યો.

**ભેટ લેવાની ના પાડી.**

તે ઉપરથી સભામાં ઉભા થઇ સભાસદો સમક્ષ દામોદરદાસે કૃષ્ણદેવ રાજાને સંબોધી કહ્યું કે, આપે શુદ્ધ ભાવપૂર્વક કરેલી અમૂલ્ય ભેટોથી આપનો અપૂર્વ ભક્તિભાવ અને સૌજન્ય પ્રદર્શિત કર્યો છે અને તેથી શ્રીમાન્ અત્યંત પ્રસન્ન થયા

છે. પરંતુ જણાવવું પડે છે કે કનકાભિષેકમાં વપરાયલાં સોનાન પાત્રો શ્રીવલ્લભને સ્નાન કરેલા જળની માફક અસ્પર્શનીય છે એટલે ગ્રહણ કરવા યોગ્ય નથી તેમજ શ્રીમાન્ પોતાના શિષ્યો સિવાય બીજા કોઈએ અર્પણ કરેલી વસ્તુ ગ્રહણ કરતા નથી, તે કારણથી બીજું અર્પણ કરેલું દ્રવ્ય પણ સ્વીકારી શકતા નથી. એ પ્રમાણેનું દામોદરદાસનું વચન સાંભળીને રાજા વિચારમાં પડી ગયો. ત્યારે દામોદરદાસે કહ્યું કે દૂર દેશોથી આવેલા સભ્ય વિદ્વાનોને આ સઘળું દ્રવ્ય અને અભિષેકના પાત્રો વેહેંચી આપો. એટલે રાજાએ પોતાના ઋત્વિક્ પુરોહિત વગેરેની સાથે વિચાર કરીને એ દ્રવ્ય તથા પાત્રોના યથાયોગ્ય વિભાગ પાડીને, વ્યાસતીર્થાદિ આચાર્યના શિષ્યોને, બીજા વૈદિક બ્રાહ્મણોને, ધર્મશાળા, કુવા, વાડીઓ, કન્યાદાન વગેરે અર્થવાળાને, દેવાલયના અધિકારીઓને, કેદીઓને, અપંગ, આંધળા, પાગળા અને દીનને તે સર્વ વહેંચી આપ્યું. પછી વ્યાસતીર્થે વૈષ્ણવી સંપ્રદાયના હરિસ્વામી અને શેષસ્વામી પાસે શ્રીવલ્લભને સામ્રાજ્ય તિલક કરાવ્યું અને પછી પોતે કર્યું અને તે પછી રાજા પાસે તિલક કરાવ્યું.

બાદ તમામ આચાર્યો અને પંડિતોએ શ્રીમાન્ વલ્લભને,
अखंड भूमंडलाचार्यवर्य महाप्रभुश्रीमदाचार्य
આચાર્ય પદવી. ની પદવી અર્પણ કરી પ્રણામ કર્યા.

તે પછી કૃષ્ણદેવ રાજાએ પોતાના કુટુંબ અને સંબંધીઓ સહિત પોતાને દીક્ષા આપવાની આચાર્યશ્રીને[1] પ્રાર્થના કરી. ત્યારે આચાર્યશ્રીએ એમને સ્નાન કરાવી શરણાષ્ટક મંત્ર આપ્યો, અને તુલસીની માલાઓ આપી. તે પછી રાજાએ આચાર્યશ્રીના ચરણ આગળ એક ચોકી (બાજઠ) મૂકી તે ઉપર આચાર્યશ્રીની પાદુકાઓ પધરાવી, તેને સ્નાન કરાવી તેનું પુજન કરી તે જળ

---

૧ હવે શ્રીમાન્ વલ્લભનું સંબોધન "આચાર્યશ્રી" પદથી કરીશું.

બીજા પાત્રમાં ગ્રહણ કરી પોતે તે જળનું પાન કર્યું અને તેને માથે ચડાવ્યું, અને બાકીનું જળ પોતાના કુટુંબીજનોને તથા પ્રજાને તેમ કરવા આપ્યું, બાદ બાકીની પૂજા કરી. હરિસ્તોત્ર-વડે નીરાજન કર્યું અને ગુરૂસ્તોત્ર વડે પુષ્પાંજલિ કરી અને સર્વ જણે સાથે મળી આચાર્યશ્રીની સ્તુતિ કરી. પછી રાજા અને સભાસદ બધાએ આચાર્યશ્રીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી એમના સિંહાસનના પ્રદક્ષિણા કરી.

**વિદ્વાનોનું સન્માન.**

ત્યાર પછી કૃષ્ણદેવ રાજાએ ત્યાં આવેલા વિદ્યાતીર્થ વગેરે વિદ્વાનોનું યથાવિધિ ભેટ વગેરેથી સન્માન કર્યું, અને નારાયણાચાર્ય અને દુહિણાચાર્યને વિષ્ણુસ્વામિના બે ધામનું આધિપત્ય આપ્યું. શંભુને એક ગામ આપ્યું. હરિભટ્ટાદિને પૃથ્વી અને દ્રવ્ય આપ્યું. પછી આચાર્યશ્રીને નમન કરીને રાજાએ વિનંતિ કરી કે મને સનાથ કરીને મારૂં અર્ચન સ્વીકારો. એમ કહી એક પાત્રમાં સાત હજાર મોહરો મંગાવી ભેટ કરી. ત્યારે તેમાંથી દીનાર નામની જે સાત મુદ્રિકા એક દીનદાસ નામના ક્ષાત્રયની રાજાના કોષમાં આવેલી તે આચાર્યશ્રીએ કાઢી

**આચાર્યશ્રીને ભેટ.**

લીધી, અને તે ભગવાનના આભૂષણને માટે દામોદરદાસના હાથમા આપી. બાકીના દ્રવ્યના પુરોહિત પાસે ચાર વિભાગ કરાવ્યા, તેમાંથી ધર્મકાર્યને માટે એક ભાગ હરિભટ્ટને હાથે પોતાનાં માતુશ્રીને અપાવ્યો, અને એક ભાગ શંભુભટ્ટને હાથે પોતાના પિતાના ઉત્તમ ઋણને માટે જુદો રાખ્યો, એક ભાગ શ્રી વિઠ્ઠલનાથજીને આભૂષણ કરાવવા તેમના અધિકારીને આપ્યો, અને એક ભાગ બીજાં ધર્મકાર્યને માટે પોતાના મામાના હાથ-માં આપ્યો. તે પછી રાજાએ પોતાને સ્વધર્મ બતાવવાની પ્રાર્થના કરી, ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે:—

आश्रित्याश्रमधर्ममत्र भवतास्थेयं प्रजारक्षता
धर्मोपदेश, सेव्यः श्रीरमणःसदा हरिजनैः कार्याधिका संगतिः ।
आजीव्यं विदुषां विधाय जगतां योज्याश्रते शिक्षणे
दीनानां दयया नयेन विनयैः कीर्तिर्विधेयाचला ॥

અર્થ—પોતાના આશ્રમધર્મમાં રહો, પ્રજાની રક્ષા કરો, ભગવાનની સેવા કરો, ભગવદ્ભક્તનો સત્સંગ કરો, વિદ્વાનોને જીવિકા આપો અને તેમનો લોકશિક્ષણમાં ઉપયોગ કરો, દીનના ઉપર દયા કરો, અને નીતિ અને વિનયથી અચળ કીર્તિને વધારો.

**રાજવિભૂતી અને આચાર્યશ્રીનું પ્રયાણ.**

પછી કૃષ્ણદેવ રાજાએ હર્ષમા કેદી અને અપરાધીઓને છોડી મુકયા અને કેટલાએક કરો માફ કર્યા. કુટુંબની સ્ત્રીઓને તથા સ્વજનોને તથા સૈનિકો, નટો, નૃત્ય કરનારા, ચાકરો નોકરોને પોશાક, સરપાવ, દાન અને માન આપી સર્વને સંતોષ પમાડયો. સર્વ આચાર્યો અને સભાસદોએ આચાર્યશ્રીને નમસ્કાર કર્યા પછી રાજાએ આચાર્યશ્રીના આગળ પાદુકાઓ મુકી તે ધારણ કરી સર્વને નમસ્કાર કરતા આચાર્યશ્રી પોતાના સ્થાને પધાર્યા તે સમયે શ્વેત છત્રથી તથા ચામર અને વ્યજનથી આચાર્યશ્રી ઓળખાતા હતા. એમની આસપાસ રાજા અને વ્યાસાચાર્ય વગેરે આચાર્યો હતા, અને આગળ લશ્કર ચાલતું હતું; નાના પ્રકારનાં વાજીંત્રો વાગતાં હતા, નગરના પુરજનો અને સુંદરીઓ પોતાના આવાસોની બારીઓ, જાળીઓ, અગાશી, અને અટારીઓએથી પુષ્પની વૃષ્ટિ અને નમન કરતા હતા.

ત્યારબાદ આચાર્યશ્રીએ કૃષ્ણદેવરાજાના આગ્રહને માન આપી થોડા દિવસ વિદ્યાનગરમાં સ્થિતિ કરી. તે દરમ્યાન દેશ-દેશાંતરથી આવેલા આચાર્યો, પંડીતો, ધર્મગુરૂઓ વગેરે સાથે ધર્મ-શાસ્ત્રો સંબંધી ચર્ચા કરતા, ભગવદ્વાતો કરતા અને દેવ-

મંદીરોમાં દર્શનાર્થે જતા. પછી પોતાને વિદાય થવાનો દિવસ આવ્યો ત્યારે કૃષ્ણદેવરાજાએ તેઓશ્રીને પોતાના મહેલમાં અત્યંત માન અને ભાવપુરઃસર પધરાવી ઉપદેશ માટે પ્રાર્થના કરી આચાર્યશ્રીએ તે પ્રાર્થના સ્વીકારી મનુષ્યના સામાન્ય ધર્મ અને રાજાના વિશેષ ધર્મોનો હૃદયંગામી બોધ કરતાં જણાવ્યું કે:—

હે મહાભાગ રાજન્, તમો ધન્ય છો, કારણકે પરમાત્માએ તમોને ઐહિક ભોગ-વિલાસના સંપૂર્ણ સાધનો આપ્યા છતાં તમારી સંપત્તિથી મોહ નહિ પામતાં તમારી વૃત્તિ ભગવદ ભિમુખ રહે છે. જગતની સર્વ વ્યક્તિઓ અને સર્વ પદાર્થોના એકત્ર સામર્થ્ય અને સત્તા કરતાં એ પ્રભુનાં સામર્થ્ય અને સત્તા અનેક ગણા છે, કારણ કે પ્રભુ

विसर्गकर्ता सर्वेशः कोटिसूर्यसमप्रभः ।
अनंतगुणगंभीरो महापुरुषपूजितः ॥
अनंतसुखदाता च ब्रह्मकोटिप्रजापतिः ।
सुधाकोटिस्वास्थ्यहेतुः कामधुक्कोटिकामद ॥
समुद्रकोटिगंभीरस्तीर्थकोटिसमाह्वयः ।
सुमेरुकोटिनिष्कंपः कोटिब्रह्मांडविग्रहः ॥
कोट्यश्वमेधपापघ्नो वायुकोटिमहाबलः ।
कोटीन्दु जगदानन्दी शिवकोटिप्रसादकृत् ॥
सर्वसद्गुणमाहात्म्यः सर्वसद्गुणभाजनं ।

ભગવન્ જગતના ઉપાદાન, સમવાયી અને નિમિત્ત કારણ છે; વિશ્વસુજનાર બ્રહ્માદિ સર્વના ઇશ છે; તેઓનું તેજ કરોડો સૂર્ય સરખું છે, અપાર ગુણોથી ગંભીર છે; મહાપુરૂષોએ પૂજા કરાએલ છે, અનંત સુખના દાતા છે, બ્રહ્માંડ રચનાર કરોડો બ્રહ્માના પતિ છે; કરોડોવાર અમૃતપાન કરવાથી જે શાંતિ પ્રાપ્ત થાય તે શાંતિના હેતુરૂપ છે; મનોરથ પૂરવામાં કોટિ કામધેનુરૂપ છે; ગંભીરતા કોટિસમુદ્રના જેવી છે; તેમનું સ્મરણ માત્ર કરોડો

તીર્થ-યાત્રાનું ફલ આપનાર છે; તેમના દેહમા કોટિ બ્રહ્માડ અંશરૂપે રહેલા છે; તેમની પાપનાશક શક્તિ અસખ્ય અશ્વમેધ યજ્ઞ સમાન છે. તેમનું સામર્થ્ય કોટિ વાયુદેવ તુલ્ય છે, જગત્‌ને આનદ આપવામા કોટિ ઇન્દુ ( ચંદ્રમા ) સમાન છે, કૃપા કરવામા કોટિ સદાશિવ તુલ્ય છે; તેમનું માહાત્મ્ય સર્વ સદ્‌ગુણુ પૂર્ણ છે, અને તેઓ સર્વ સદ્‌ગુણુના આધારરૂપ છે માટે સર્વ આળપપાળ ધર્મોનો ત્યાગ કરી વિવેક, ધૈર્ય અને અનન્ય શરણુ ભાવના રાખી સદા સર્વદા શ્રીહરિનેજ ભજવા

માહાત્મ્યજ્ઞાન થવાથી પ્રભુમા સર્વથી અધિક અને સુદ્દઢ સ્નેહ થાય તે ભકિત ભણુવી એવી ભક્તિ સેવાથી પ્રાપ્ત થાય છે અને પોષાય છે. चेतस्तत्प्रवणंसेवा । પ્રભુના ચરણુારવિંદમા વૃત્તિ પરોવેલી રાખવી તેજ સેવા. સેવાના ત્રણ પ્રકાર છેઃ-(૧) તનુજા, (૨) વિત્તજા અને (૩) માનસી પ્રભુનિમિત્ત દૈહિક કર્મ કરવા તે તનુજા સેવા છે. પ્રભુનિમિત્ત દ્રવ્યનો વિનિયોગ કરવો તે વિત્તજા સેવા છે. પ્રભુમા મનોવૃત્તિનું અનુસંધાન રાખવું તે માનસી સેવા છે. આ ત્રણે પ્રકારમા માનસી સેવા સર્વોત્કૃષ્ટ છે, કારણુ કે માનસી સેવા તેજ પ્રેમ-ભક્તિ છે અને પ્રેમ-ભક્તિને વશજ ભક્ત-વત્સલ ભગવાન્ છે.

સેવા સિદ્ધ કરવા માટે નિવેદન-બુદ્ધિ રાખવી અને પદાર્થ માત્રનો ઉપયોગ તથા ક્રિયામાત્ર પ્રભુને અર્પણુ કરીનેજ કરવી. ગીતાજીમાં ભગવાન્ શ્રીમુખે કહે છે કે —

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यासि कौन्तेय तत्कुरुष्व मदर्पणं ॥

( અ. ૯ શ્લોક ૨૭ )

હે, કૌન્તેય, તું જે કાઇ ક્રિયા કરે, કાંઈ ભોજન કરે, કાઇ યજ્ઞ કરે, કાઇ દાન આપે કે કાંઈ તપ કરે તે સર્વ મને અર્પણુ કરીનેજ કરજે.

આવું અર્પણ આદિમાજ કરવું વિહિત છે, કારણ કે સામી ભુક્ત ( અર્ધ–ભોગવેલું કે વાપરેલું ) નું સમર્પણ પ્રભુને સંમત નથી.

આ ઉપરાત ત્રણ સામાન્ય નિત્ય નિયમ પાળવા.

स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ।
इन्द्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत् त्रयम् ॥
( નિ. સર્વ. નિ. ૨૩૮ )

૧ સ્વધર્મ ( અગ્નિ હોત્રાદિ ) નું યથાશક્તિ પાલન કરવું,

૨ વિધર્મથી નિવૃત્ત રહેવું, એટલે નિષિદ્ધ કર્મ કદી પણ કરવું નહિ;

૩ ઈંદ્રિયો રૂપી અશ્વને બહુ સારી રીતે નિગ્રહમા રાખવા.

આ ત્રણે નિયમનો સર્વથા ત્યાગ કરવો નહિ, ક્રીડાર્થે પણ કદી તે તજવા નહિ.

આ પ્રમાણે સદાચાર પાળી પ્રભુને ભજનારને પ્રભુ પ્રસન્ન થાય છે અને તેના યોગ ( ઈષ્ટ–પદાર્થની પ્રાપ્તિ ) અને ક્ષેમ ( પ્રાપ્ત-ઇષ્ટ-પદાર્થનું રક્ષણ ) નું વહન કરે છે એટલુંજ નહિ પરંતુ સર્વ પ્રાણી માત્ર પણ તેને નમે છે શ્રી શુકદેવજી કહે છે કે.—

यस्य प्रसन्नो भगवान् गुणैर्मैत्र्यादिभिर्हरिः ।
तस्मै नमन्ति भूतानि निम्नमाप इव स्वयं ॥
( શ્રીમદ્ ભાગવત ૪-૯-૪૯ )

સર્વ મનુષ્યને સામાન્ય એવા ઉપર જણાવેલા ધર્મો ઉપ-રાત પ્રત્યેક મનુષ્યને વ્યક્તિ-ગત વિશેષ ધર્મ પ્રાપ્ત થાય છે. એ સર્વ સામાન્ય અને વિશેષ ધર્મો શ્રીહરિએ નિયત કરેલા છે માટે સુખ દુઃખ, લાભ હાનિ, તથા જય અને પરાજયને સમાન ગણી તે ધર્મોનું સર્વથા પાલન કરવું. સ્વધર્મનું પાલન કરતા કદી મરણ થાય તો પણ તે શ્રેયસ્કર છે માટે કદી પણ સ્વધર્મનું ઉત્કટ સ્વરૂપ દેખી કંપવું નહિ.

એ દૃષ્ટિએ, હે રાજન્, નરદેવ તરીકે અનેક મહાધર્મોના પાલનની જવાબદારી તમારે શિર રહેલી છે. તે સફલ કરવા માટે શર-શય્યામા સૂતેલા ભીષ્મ પિતામહે મહાભાગ યુધિષ્ઠિર રાજાને આપેલા ઉપદેશનું મનન કરી તે ગ્રહણ કરવો; અને પૃથુ, જનક અંબરીષ ઈત્યાદિ મહાપ્રતાપી, ચક્રવર્તી નરેન્દ્રોના જીવન દૃષ્ટાંતો લક્ષ્યમા રાખી તેને અનુસરવા સતત્ યત્નશીલ રહેવું. તેમ કરશો તો તમોને આ વિષયમા વિશેષ શિક્ષાની આવશ્યકતા નથી, તદપિ તે સંબંધમાં તમારૂ મુખ્ય કર્તવ્ય શું છે તે દર્શાવીએ છીએ.

હે રાજન્ જગત્‌ના પાલક અને નિયામક શ્રીહરિ છે, અને નરાધિપો તે નિયામક અને પાલકની એક લૌકીક વિભૂતિ છે. માટે રાજાઓનું પ્રથમ અને મુખ્ય કર્તવ્ય પ્રજાપાલન છે.

श्रेयः प्रजापालनमेवराज्ञो यत्सांपरायेसुकृतात्षष्ठमंशम् ।
हर्ताऽन्यथाहृतपुण्यप्रजानामरक्षिता करहारोऽघमत्ति॰

( શ્રીમદ્ ભાગવત સ્કં ૪ અ. ૨૦ શ્લો. ૧૪ )

પ્રજાનું પાલન કરવું તેમાજ રાજાનુ શ્રેય. રહેલ છે, કે જેથી પ્રજાના પુણ્યના છઠ્ઠા ભાગનો તે પરલોકમા ભોકતા થાય છે. પ્રજાના પાલનરૂપી ધર્મથી વિમુખ રાજા કર ગ્રહણ કરતો નથી પરંતુ ( કરરૂપી ) પાપ ગ્રહણ કરે છે. એમ કરવાથી તેનુ પુણ્ય ક્ષીણ થાય છે.

વળી—यउद्धरेत्करं राजा प्रजाधर्मेष्वशिक्षयन् ।
प्रजानां शमलं भुंक्ते भगं च स्वं जहाति सः ।

( એજન અ. ૨૧ શ્લો. ૨૪ )

જે રાજા પ્રજાને કર્તવ્યનિષ્ઠ બનાવવા પ્રયત્ન ન કરે અને પ્રજા પાસેથી કર લેવા ઉપરજ માત્ર લક્ષ્ય રાખે તે પોતાના ઐશ્વર્ય, વીર્ય, યશ, શ્રી, જ્ઞાન અને વૈરાગ્ય એ સર્વની હાનિ કરે છે અને પ્રજાના પાપનો ભોકતા થાય છે; માટે દુષ્ટ અમાત્ય અને ચોર વગેરેથી પ્રજાનું સર્વદા રક્ષણ કરવું.

राजन्साध्वमात्येभ्यश्चौरादिभ्यः प्रजानृपः ।
रक्षन्यथा बलिंगृह्णन्निह प्रेत्य च मोदते ॥

( એજન અ. ૧૪ શ્લો. ૧૮ )

પ્રજાનું રક્ષણ કરી, પ્રજાએ આપેલો કર લેનાર રાજાને આલોક તથા પરલોક આનંદપ્રદ નીવડે છે.

માટે હે દીર્ઘબાહો! દીનવત્સલ પરમાત્મા દયાપૂર્ણ રીતે જે પ્રમાણે સૃષ્ટિનું પાલન કરે છે તે પ્રમાણે સર્વદા તમારી પ્રજાનું પિતાની માફક પાલન કરતાં પ્રેય અને શ્રેય: ઉભય પ્રાપ્ત કરો !"

એ પ્રમાણે આચાર્યશ્રીની ઉપદેશ–સુધાનું પાન કરતા રાજા અને સર્વમંડલ આનંદમગ્ન થઈ પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા. બાદ સર્વ મંડલનું પૂજન પ્રણામાદિ બહુ ભાવપૂર્વક સ્વીકારી આચાર્યશ્રી મુકામ પર પધાર્યા ત્યાર પછી વિદ્યાભૂષણ મામાની ઈચ્છાને માન આપી પોતાનાં માતુશ્રી તથા બેન વગેરેને તેમને ત્યા રાખી પૃથ્વીપરિક્રમા કરવા સારૂ રાજા અને પ્રજાનું સન્માન સ્વીકારતા સ્વીકારતા વિદ્યાનગરમાંથી આચાર્યશ્રી વિદાય થયા. તેઓના રક્ષણને માટે રાજાએ બસેં સૈનિકોને યોજ્યા હતા, પરંતુ ભક્તોને અભય કરનાર શ્રીહરિ સમર્થ હોવાથી તેમને બીજા રક્ષણની અપેક્ષા હોતી નથી તેથી આચાર્યશ્રીની આજ્ઞાથી દામોદર દાસે તેમને નગર છોડયા બાદ તરત રજા આપી.



# પ્રકરણ ૫.



## દક્ષિણયાત્રા-વિદ્યાનગરથી કન્યાકુમારી.



પરિક્રમામા આચાર્યશ્રી રોજ પ્રાતઃકાળનું આન્હિક કરી લેઈ ત્રણ મુહૂર્ત સુધી ચાલતા. વચ્ચે મધ્યાન્હિક ક્રિયા કરતા અને ઘણુંકરી રોજ બે યોજન ( આઠ ગાઉ ) ચાલતા

**કૃષ્ણદાસ મેઘન ક્ષત્રી.**

તુંગભદ્રાનદી ઉતરી આગળ ચાલતાં શૂકરક્ષેત્રમાં કૃષ્ણદાસ મેઘન ક્ષત્રી આચાર્યશ્રીને શરણે થયો. એણે આચાર્યશ્રીના વિજયની હકીકત પ્રયાગમા સાભળી હતી આચાર્યશ્રીએ એને શરણાષ્ટક મંત્ર આપી તુલસીની માલાનું દાન કર્યું. ત્યારથી કૃષ્ણદાસ પણ આચાર્યશ્રીની સાથે યાત્રામા સાથે રહ્યા.

**પંપાસરોવર.**

ત્યાંથી આચાર્યશ્રી પંપાસરોવર[1] પહોચ્યા. ત્યાં એક વડના ઝાડ નીચે પારાયણ કર્યું. દિવસે શ્રીમદ્ ભાગવતનું પારાયણ ચાલતું અને રાત્રિયે રામાયણની કથા ચાલતી આ કથામાં શબરીના, ઉપર શ્રીરામચંદ્રજીએ અનુગ્રહ કર્યો તે પ્રસંગનું વિવરણ કર્યું. અહિં કૃષ્ણદાસનો ભાવ જોઇને દામોદર વગેરે શિષ્યોએ આચાર્યશ્રીના પૂજન વખતે છત્ર ધરવાનો અધિકાર એને ( કૃષ્ણદાસને ) આપ્યો, અને શંભુભટ્ટને પૂજનનો અધિકાર આપ્યો. આ સ્થળમા આચાર્યશ્રી ત્રણ રાત્રિ રહી ઋષ્યમૂક

**ઋષ્યમૂક પર્વત અને રામભક્ત.**

પર્વત ગયા. ત્યાં એક રામદાસ નામનો ભક્ત મહાત્મા વિરક્ત વૈષ્ણવની સેના સહિત આવ્યો. તે વખતે આચાર્યશ્રીના શિષ્યો

---

૧ આ સ્થળની પાસે આચાર્યશ્રીની બેઠક છે અને તે કિષ્કિંધાના નામથી ઓળખાય છે.

આચાર્યશ્રીનું પૂજન કરતા હતા. શંખ, ઘંટા વગેરેનો નાદ સાંભળીને રામદાસે પોતાના શિષ્યોને કહ્યું કે જો આ આચાર્ય સંપ્રદાય વગરના હોય તો એમનો રોધ કરો. ત્યારે તે શિષ્યો રોધ કરવાને આવ્યા, એટલે આચાર્યશ્રીના શિષ્યો સામે થવા તૈયાર થયા. તે વખતે રામદાસે આચાર્યશ્રીના શિષ્યોને કહ્યું કે કલેશ ન કરતાં તમારૂં વૃત્તાંત જણાવો. ત્યારે શંભુએ કહ્યું કે લક્ષ્મણ દીક્ષિતના પુત્ર, વિદ્યાનગરની વિદ્વત્ સભામાં બ્રહ્મવાદ પ્રતિપાદન કરનાર શ્રીમાન્ અખંડભૂમંડલા ચાર્ય શ્રીમદ્ વલ્લભાચાર્ય આ ઠેકાણે વિજય કરે છે. આ પ્રકારનાં વચન સાભળીને તથા આચાર્યશ્રીના પ્રભાવથી દીન થઈ રામદાસ શિષ્યો સહિત આચાર્યશ્રીને ચરણે પડયા, ત્યારે આચાર્યશ્રીએ તેમના પ્રણિપાતનો સ્વીકાર કરતા તેમનાપર અનુગ્રહ કરી રામસ્મરણ તથા ભક્તિનું માહાત્મ્ય દર્શાવતા જણાવ્યું કે.—

"स्मरणस्य तु वाल्मिकेः स हि चांडाल एव मार्गघातकः ऋषेऋपदेशात् पूर्वं महर्षित्वभावनां कृत्वा पश्चाद्रामस्मरणेन तस्मिन्नेव वाल्मिकिर्जात इति । ( શ્રીસુબોધિની ૩–૩૩–૬. )

રામનામ રૂપ મંત્રના સ્મરણનો મહિમા વાલ્મિકના દૃષ્ટાંતથી સુપ્રસિદ્ધ છે. તે વાલ્મિક વાટપાડુ ચાંડાલ હતા. રૂષિના ઉપદેશથી પ્રથમ મહર્ષિત્વની ભાવના કરી, પછી રામસ્મરણવડે તેજ જન્મમાં આદિકવિ વાલ્મિક થયા. તેમાં કાંઈ આશ્ચર્ય કે અસંભવીત નથી કારણકે ભગવાન્ કહે છે કે:—

भक्तिः पुनाति मन्निष्ठान् श्वपाकानपि संभवात्.

( શ્રીમદ્ ભાગવત ૧૧–૧૪–૨૧ )

ભક્તિ મારામાં નિષ્ઠા રાખનાર ચાંડાલને પણ જાતિદોષથી પવિત્ર કરે છે.

**કાર્તિકેયસ્વામી.**

પછી ત્યાંથી આચાર્યશ્રી કાર્તિકેયસ્વામીનાં દર્શન કરવા કુમારપદ ગયા.[1] ત્યાંના આચાર્યે આચાર્યશ્રીનો આચાર્યપૂજાવડે સત્કાર કર્યો આચાર્યશ્રીએ કાર્તિકેયસ્વામીના દર્શન કરી ત્યાં વ્યાસસૂત્રની કથા કરી. પછી રાત્રિને વખતે તેમની પાસે ત્યાંના પંડિતો આવ્યા,

**પંડિતો સાથે સંભાષણ.**

અને તેઓએ अंतस्तद्धर्मोपदेशात् એ સૂત્રના ઉપર ચર્ચા કરી પ્રશ્ન કર્યો કે એ સૂત્રમાં કાર્તિકેયસ્વામીનો સમાસ કેમ ન થાય ? તે પ્રશ્નનું સમાધાન કરતાં આચાર્યશ્રીએ જણાવ્યું કે ઉપરનું સૂત્ર કાર્તિકેયને પ્રતિપાદન કરતું નથી, પણ આદિત્યમંડળસ્થ પરમાત્માને જ પ્રતિપાદન કરે છે, કેમકે एषोऽन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते ॥ એ શ્રુતિમાં પરમાત્માના જ ધર્મ બતાવેલા છે.

**કાપાલિકની કાયા નિરોધ.**

બીજે દિવસે મધ્યાન્હ સમયે કોઇ કાપાલિક ત્યાં આવ્યો અને જણાવ્યું કે હું યોગી છું અને સૂર્ય અને ચંદ્રની ગતિને રોકી જાણું છું. તમારૂં શું સામર્થ્ય છે તે કહો ? એ સાંભળીને આચાર્યશ્રીના સેવકે તેની કાયાનો નિરોધ કર્યો અને તેને કહ્યું કે હવે અહિંથી શી રીતે જાઓ છો તે બતાવો ? તે ત્યાંથી જવાને તૈયાર થયો પણ ઉઠી શકાયું નહિં, તેથી દીન થઈ પ્રાર્થના કરવા લાગ્યો. ત્યારે શંભુએ તેને કાયા નિરોધથી મુક્ત કર્યો, એટલે તે લજ્જા પામી પોતાને સ્થાનકે ગયો.

**શ્રીશૈલ.**

બીજે દિવસે આચાર્યશ્રી ત્યાંથી શ્રીશૈલ પધાર્યા. ત્યાં શ્રીમલ્લિકાર્જુનનાં દર્શન કર્યાં, અને ભેટ પ્રણામ અને ક્ષેત્રની પ્રદક્ષિણા કરી. ભોજન

---

૧ આ ધામ હોસ્પેટ સ્ટેશનથી ૧૦ ગાઉ ઉપર સોન્ડુર નામનું ગામ છે તેની પાસે એક પહાડ ઉપર છે.

કર્યા બાદ થોડીવારે સર્પો લેઇને એક યોગી અને કેટલાએક શૈવવિદ્વાનો આચાર્યશ્રીની પાસે આવ્યા. તેઓમાંથી એક જણે પુછયું કે તમે કોણ છો ? કયા જવાના

યોગી અને સિદ્ધિ.

છો ? અને કયાં બેઠા છો ? ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે અમે બ્રાહ્મણ છીએ, બ્રહ્મદેશથી આવ્યા છીએ, બ્રહ્મદેશ જવાના છીએ, અને બ્રહ્મમા જ વસીએ છીએ. ત્યારે યોગી બોલ્યો કે હું યોગના પ્રભાવથી ગાંધર્વ વેતાલ અને સિદ્ધલોકમાં જાઉં છું. આચાર્યશ્રીએ કહ્યું કે એ ક્ષુદ્ર સિદ્ધિથી શું થયું ? જે શ્રીહરિને ભજે છે તેને અણિમાદિ સિદ્ધિયો એનીમેળે પ્રાપ્ત થાય છે, પણ તે તેના સામું જોતો નથી. તમે સિદ્ધિનું અભિમાન રાખો છો તો તેનાં પ્રમાણ જણાવો. ત્યારે તે નિરૂત્તર થયો આચાર્યશ્રીના સેવક શેષભટ્ટે તેને કહ્યું કે આચાર્યશ્રીની સામે તમારી સિદ્ધિ ચાલવાની નથી. જો સિદ્ધિ હોય તો તમારે સ્થાનકે જાઓ. એટલે એ યોગી ક્રોધ કરી પોતાના માણસોની સાથે જવાને ઉઠયો, પણ ચડી જવાથી જઇ શકયો નહીં. પછી આચાર્યશ્રીને તેણે કહ્યું કે હું મહાદેવનો ગણ છું માટે મને ક્ષમા કરો. એ ઉપરથી શેષભટ્ટે તેને રજા આપી ત્યારે તે ઉડી શકયો અને પછી પોતાને સ્થાનકે ગયો. પછી આવેલા વિદ્વાનોમાંના કેટલાક આચાર્યશ્રીને શરણે થયા.

ત્રિપતિ.

આચાર્યશ્રી ત્યાથી ત્રિપતિગ્રામમાં આવ્યા ત્યાં શ્રીગોવિંદસ્વામીનાં દર્શન, નમન, અર્ચન વિગેરે કરી, કપિલધારામાં સ્નાન કરી, શેષાચલ ઉપર ચડયા. પછી વેદાચલ, ગરૂડાચલ, વૃષભાચલ, અંજનાચલ, નારાયણાચલ પર્વત ઉપર ચડી, વ્યંકટાચલ આવ્યા, અને ત્યા એક વૃક્ષ નીચે મુકામ કર્યો. સ્નાન અને આન્હિકથી પરવાર્યા એટલે લક્ષ્મણબાલાજીના સેવકો આચાર્યશ્રીનું આગમન સાંભળીને આદરસત્કારપૂર્વક

વ્યંકટેશ અને લક્ષ્મણબાલાજી. આચાર્યશ્રીને લેવાને આવ્યા. આચાર્યશ્રી એમની સાથે ગયા અને શ્રીવ્યંકટાધીશના દર્શન કર્યા. ભેટ ધર્યા પછી સ્નાન, પૂજા નૈવેદ્યાદિ કરાવીને તીર્થચરણામૃત લઇ ત્યાંની તીર્થયાત્રા કરી. વેદ અને ભાગવતનો પારાયણરૂપ કથાયજ્ઞ કર્યો. પછી ત્યાથી આચાર્યશ્રી પાપનાશિની ગંગા ઉપર ગયા. એ ગંગાની વિમળધારા મસ્તક ઉપર લઈને સ્નાન કર્યું બાદ અલંવાલંબાલક્ષ્મી અને અહોબલનૃસિંહજીના દર્શન કરી કામકોષ્ઠી થઈ પ્રેમધુરી ગયા.

પ્રેમધુરી. પ્રેમધુરીમા પરમાનંદાચાર્ય મળ્યા, એમણે આચાર્યશ્રીને નિવેદન કર્યું કે કાચીનિવાસી ત્રીજા વિષ્ણુસ્વામી અને શ્રીસંપ્રદાયના રામાનુજાચાર્યની આ જન્મ-ભૂમિ છે, તેથી તેનું નામ ભૂતિગ્રામ પડયું છે. ત્યાંથી શિવકાચી ગયા અને એકાબરેશ્વર મહાદેવજીના દર્શન કરી વેગવતીનદીને નમસ્કાર કરી તીર્થવિધિ કરી.

શિવકાંચી. પછી વિષ્ણુકાચી ગયા, અને નદીને કિનારે શમીવૃક્ષની નીચે મુકામ કર્યો. આચાર્યશ્રીને ત્યાના વરદરાજજીનાં દર્શન કરવાની ઘણા દિવસથી ઉત્કંઠા હતી, તો પણ એમના મંદિરમાં જતાં સીડીના પગથીયાં ઉપર જયદેવ કવિની અષ્ટપદી લખી છે એમ સાભળી તે

વિષ્ણુકાંચી અને અષ્ટપદી. ઉપર થઈને ચાલવાનું યોગ્ય ન લાગતા તેમના દર્શન કરવાનું માંડી વાળવાથી એમનું મન ધર્મ સંકટથી તપ્ત થયું. પછી હૃદયમા પ્રભુનું ધ્યાન ધર્યું ત્યારે રાત્રિમાં ભગવદાજ્ઞા થઇ કે:-" અક્ષરથી બાંધેલું કીર્તિરૂપી શરીર ભક્તજનના ચરણ સ્પર્શ રૂપી સેવાથી સદા

---

૧ મદ્રાસ ઇલાકામાં દક્ષિણ હિંદુસ્થાનના પૂર્વ કિનારા ઉપર કોંજેવરામ કરીને જે નગર છે તેને યાત્રાળુઓ શિવ અને વિષ્ણુકાચી કહે છે. ત્યાં વેગવતીનદીના કિનારા ઉપર આચાર્યશ્રીની બેઠક છે.

કૃતાર્થ થાય એ હેતુમાત્રથી વિષ્ણુસ્વામીના સંપ્રદાય અનુસાર જયદેવ કવિએ મંદીરની સીડી ઉપર અષ્ટપદી કોતરાવી છે, માટે સીડી ઉપર ચાલવાને બાધ નથી." ત્યારે આચાર્યશ્રીએ નિવેદન કર્યું કે –" હું સરસ્વતીના નામમાત્રનું પણ ઉલ્લંઘન કરતો નથી તો આ કીર્તિરૂપી સરસ્વતીને હું શી રીતે ઉલ્લંઘન કરૂં ? ત્યારે શ્રીહરિએ તેમનો વિક્ષેપ દૂર કરતાં જણાવ્યું કેઃ–"આપના ચિત્તનો અપૂર્વભાવ જાણી એ ગીતગોવિંદની પંક્તિઓને અમે સીડીમાથી ખસેડી ભીંતમા જડાવી દીધી છે, માટે આપ દર્શન કરવા આવો" એમ કહી શ્રીહરિ અંતર્ધાન થઇ ગયા. શ્રીમદાચાર્યજી બ્રાહ્મમુહુર્તમાં ઉઠી સ્નાનઆન્હિકાદિથી પરવાર્યા એટલામા શ્રીવરદરાજજીના આચાર્યના માણસો શ્રીમદાચાર્યજીને પધરાવવા આવ્યા તેમના કહેવાથી અષ્ટપદી સીડીમાંથી ખસેડયાની હકીકત જાણી આશ્ચર્યકાર્યકૃત્ હરિનું સ્મરણ કરતા કરતા આચાર્યશ્રી દર્શન કરવા પધાર્યા. ત્યા દર્શન કરી, ભેટ સહિત પ્રણામ કરી સ્તુતિ કરી ભોગ ધરાવી તીર્થનૈવેદ્ય લેઇ વરદરાજજીને પ્રસન્ન કર્યા. ત્યાં વેદનું અને શ્રીમદ્ભાગવતનું પારાયણ કરતા હતા

**ચક્રવર્તી નૃસિંહાચાર્ય અને નીલકંઠાચાર્યના મતાનુયાયી સાથે વાદ.**

એટલામા ચક્રવર્તી નૃસિંહાચાર્યના શિષ્ય અને નીલકંઠાચાર્યના મતાનુયાયી પંડિતો આચાર્યશ્રીની સાથે વિવાદ કરવા આવ્યા તેમને આસન દઇ નમસ્કાર કરી બેસાડયા પછી પુછવાથી આવેલા પંડિતોએ જણાવ્યું કે અમારો મત વિશિષ્ટાદ્વૈત છે. અમારા સિદ્ધાંત પ્રમાણે ઈશ્વર ચિત્ અચિત્ વિશિષ્ટ છે. ચિત્નો લય ચિત્મા થાય છે અને અચિત્નો લય અચિત્માં થાય છે, એટલે જીવ ઈશ્વર અને માયા ત્રણ ભિન્ન પદાર્થ છે, ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે,

एकमेवाद्वितीयं ब्रह्म । आत्मैव तदिदं विश्वं सृज्यते सृजति प्रभुः । त्रायते त्राति विश्वात्मा, ह्रियते हरतीश्वरः ॥

શ્રુતિ જણાવે છે કે બ્રહ્મ એકજ અદ્વિતીય છે એટલે સજાતીય, વિજાતીય અને સ્વગત–ભેદ રહિત છે. આત્માજ આ વિશ્વ રૂપે સજાય છે અને સાજે છે, પાલન કરાય છે અને પાલન કરે છે, સંહાર કરાય છે અને સંહાર કરે છે આ પ્રમાણે વેદો- પબૃંહણ પુરાણમા પણ કહેલું છે તેથી એકજ પદાર્થ સિદ્ધ થાય છે, માટે બ્રહ્મવાદ સિવાય ઈતર વાદ સિદ્ધ થતો નથી.

**પક્ષીતીર્થ**

રોજ આઠ કોસ મજલ કાપતા આચાર્યશ્રી પક્ષીતીર્થમાં આવ્યા. શાપને લીધે પક્ષીરૂપ ધારણ કરનાર તૃષા અને વિધાતા આ ક્ષેત્રમાં દુધ અને ધૃતનું ભોજન કરે છે, અને પુણ્યાત્માને દર્શન દે છે. આ ક્ષેત્રની યાત્રા કરીને તથા શિષ્યોને એ બે પક્ષીઓની કથા કહી ત્યાથી આચાર્યશ્રી ચિદંબર[1] પધાર્યા. ત્યા આકાશલિંગ

**ચિદંબર.**

મહાદેવનાં દર્શન કરી ભેટ સહિત પ્રણામ કરી પૂજા કરાવી, અને મહાદેવજીની સ્તુતિ કરી પછી મુકામપર આવી પોતાના શિષ્યોને આચાર્ય શ્રીએ શ્રીશંકરાચાર્યજીનું જીવનચરિત્ર સંક્ષેપમા શ્રવણ કરાવ્યુ

**વદ્યનાથ; ગૌર મયૂર.**

ત્યા રાત્રિ ગાળી પ્રાતઃકાળમા ઉઠી આન્હિકથી પરવારી આગળ ચાલ્યા, અને આચાર્યશ્રી વૈદ્યનાથ આવી પહોચ્યા. અહીં તીર્થવિધિ કરી ગૌર- મયૂરમાં આવ્યા અને તીર્થની યાત્રા કરીને તથા શિખિનાભિમહાદેવનાં દર્શન કરી આચા ર્યશ્રી કુંભકોણ ગયા આ સ્થળમા બાર મહાદેવજીનાં તથા ચક્રપાણિ આદિ ચાર વિષ્ણુની મૂર્તિનાં દર્શન છે. પછી આચા- ર્યશ્રીની પાસે વેદવિદ્યાના પંડિતો અને બીજા વિદ્વાનો આવ્યા તેઓ એમના બુદ્ધિવૈભવથી પ્રસન્ન થઈ એમના શિષ્યો થયા. એમાના કેટલાએકે કૃષ્ણદેવરાજાની સભામા આચાર્યશ્રીનો વિજય જોયો હતો, અને બીજાઓએ તે શ્રવણ કર્યો હતો.

---

૧ ચિદબર શ્રીમાન્ આદ્ય શંકરાચાર્યજીની જન્મભૂમિ છે.

ત્યાંથી આચાર્યશ્રી દક્ષિણ દ્વારકા (મન્નારગુડી) પધાર્યા, અને રાજગોપાલના પ્રેમપૂર્વક દર્શન કરી બે દિવસ રહ્યા. આ સ્થળના આચાર્યે આચાર્યશ્રીનું આચાર્ય તરીકે પૂજન કર્યું તે સ્વીકારી, ગોપાળજીની મૂર્તિ રાજવિષ્ણુસ્વામીએ સેવી હતી એ હકીકત પોતાના શિષ્યોને કહી. તેઓશ્રીનું આગમન સાભળી આ તરફના હજારો વૈષ્ણવ એમનાં દર્શન કરવા સારૂ આવ્યા. વૈષ્ણવોએ ભેટ કરી સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને જણાવ્યું કે આજે અમે સનાથ થયા છીએ. ત્યા તેમને ઉપદેશ સુધાનું પાન કરાવ્યુ. ત્યાથી દક્ષિણ અયોધ્યા, તંજાવર થઈ આચાર્યશ્રી કાવેરીના તટ ઉપર શ્રીરંગપટ્ટણ ધામ પધાર્યા. ત્યા ચોતરા 'વેદિકા' ઉપર નદી કીનારે મુકામ કર્યો. શિષ્યોને અધ્યયન કરાવવા વગેરેથી પરવારી આચાર્યશ્રી શેષશાયી ભગવાનના દર્શન કરવા પધાર્યા ત્યાના વૈષ્ણવોએ આચાર્યશ્રીનું સન્માન પૂજન બહુ ભાવપૂર્વક કર્યું શ્રીરંગજીનાં દર્શનાદિ કરી શ્રીમદ્ ભાગવતનું સપ્તાહ પારાયણ કર્યું અને શ્રીરંગજીનો પ્રસાદગ્રહણ કર્યો.

દક્ષિણ દ્વારકા, મન્નાર ગુડી.

શ્રીરંગજી.

અહિ ઉત્તમ વિદ્વાન્ શ્રીરાઘવાચાર્યે આવી આચાર્યશ્રીને પ્રણામ કર્યા અને વિદ્યાનગરના જયનું વૃત્તાંત પુછયુ, વિદ્યાર્થીઓએ તે યથાર્થ કહી બતાવ્યું.

પછી દ્વૈતાદ્વૈત વિષે રાઘવાચાર્યને આચાર્યશ્રીની સાથે ચર્ચા ચાલી. તે દરમ્યાન આચાર્યશ્રીએ જણાવ્યું કે વેદ, ગીતા, વ્યાસસૂત્ર અને શ્રીમદ્ ભાગવતના અનુસાર અવિકૃતપરિણામવાદ એટલે શુદ્ધાદ્વૈત સિદ્ધાંતજ પ્રતિપાદન થાય છે. "सोऽनुवीक्ष्य" ઇત્યાદિ મંત્રમા પહેલો એક આત્મા કહેલો છે, બીજાનો નિષેધ છે. ત્યાં જડ અથવા જીવ નથી "आत्मकृते" ઇત્યાદિક સૂત્રોમાં સર્વનું કારણ એક આત્માજ કહ્યો છે અને

રાઘવાચાર્યની સાથે સંવાદ.

अहं सर्वस्य प्रभवः એમાં પણ એજ પ્રમાણે કહેલું છે. સમાધિ-ભાષા પણ એક આત્માનેજ કારણ માને છે. એ પ્રમાણેનુ ભાષણ સાભળી રાઘવાચાર્યે આચાર્યશ્રીને પૂછ્યું કે સમાધિભાષા એ શુ છે કે જેને આપ પ્રમાણમાં શ્રેષ્ઠ ગણો છો? ત્યારે આચા-શ્રીએ કહ્યું કે વ્યાસજીએ સમાધિવડે જાણીને ભાગવતમાં જે કહ્યું છે એ અમારી સમાધિભાષા છે ત્યારે રાઘવાચાર્યે કહ્યું કે ભાગવતમા શું વિશેષ છે કે આપની તેમાં શ્રદ્ધા છે ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ભાગવતપુરાણ એ સર્વ પુરાણોમા શિરો મણિ છે અને વ્યાસજીને તુષ્ટિ-દેવાવાળું છે. ભાગવત ગ્રંથ એ વ્યાસસૂત્ર, અને ભારતના અર્થના નિર્ણય રૂપ છે, અને ગાયત્રીના ભાષ્યરૂપ છે. એ પ્રમાણે નિર્ણયરૂપ હોવાથી તે સર્વ કરતાં માન-નીય છે. ભક્ત વિદ્વાનોના હૃદયમા જોવાથી પણ તેમા વિશેષપણું પ્રત્યક્ષ થાય છે. શ્રુતિસૂત્રના વ્યાખ્યાનરૂપ અને ગીતાનો અર્થ વિસ્તાર કરનાર સમાધિભાષા પ્રમાણ છે. પછી આચાર્યશ્રીએ શ્રુતિસૂત્રાદિ શુદ્ધાદ્વૈતના લક્ષણ સમજાવ્યાં ત્યારે રાઘવાચાર્ય પ્રસન્ન થયા. બીજા વિદ્વાનો અને પંડિતો ત્યા આવ્યા હતા તેમાથી કેટલાએક આચાર્યશ્રીના શિષ્ય થયા. આચાર્યશ્રી શ્રીરંગજીની આજ્ઞા લેઈને ત્યાથી ઋષભાદ્રિ પર્વત. ઉપર ચાર ભુજાવાળા અલગર્દજીના દર્શન કરી પહાડની પ્રદક્ષિણા કરી દક્ષિણમથુરા આવી પહોચ્યા. આ ધામમા કૃતમાલા નદીમા

**દક્ષિણમથુરા અથવા મદુરા.**

સત્યવ્રત રાજા તર્પણ કરતા હતા તેમની અંજલિમા મત્સ્યભગવાન્ પ્રગટ થયા હતા. આચાર્યશ્રીએ અહિં પારાયણ કર્યું અને મી-નાક્ષિદેવી અને સુંદરેશ્વરનાં દર્શન કર્યાં. આચાર્યશ્રીની પાસે વિદ્વાનો આવ્યા તેઓએ વિદ્યાનગરના વિજયની વાર્તા પૂછતાં દામોદરદાસે કહ્યું કે એ વિજય મેળવનાર તેજ આ આચાર્ય શિરોમણિ છે. જ્યારે વૈષ્ણવોએ સંપ્રદાયના પ્રસ્થાનનો અને સદાચારનો વિચાર પૂછ્યો, ત્યારે આચાર્યશ્રીની આજ્ઞાથી એક

સંપ્રદાયનું દિવ્ય દર્શન.

વિદ્યાર્થીએ પ્રવચન કરતા જણાવ્યું કે અમારા દર્શનમાં વેદ, સૂત્ર, ગીતા અને શ્રીભાગવત એ ચાર મુખ્ય છે શરણાગતિ અને ભગવાનના મંત્રનું ગ્રહણ એ સંસ્કૃતિ છે. ધર્મ શાસ્ત્રને અનુસરી ભક્તિશાસ્ત્રીય આચાર છે, ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત અને દ્રવ્યાદ્વૈત એ ઉત્તમ વેદાંતને નિત્ય વિચારવું, અને કાર્ય કારણવસ્તુને એક પટતંતુના જેવું સમજવુ એ સિદ્ધાન્ત છે.

ભેદ ખોટો હોવાથી, પટતંતુની પેઠે કાર્ય અને કારણ વસ્તુના એકયનો વિચાર ભાવાદ્વૈત કહેવાય છે.

સાક્ષાત્ પરબ્રહ્મને વિષે મન વાણી અને શરીરથી સર્વ કર્મના અર્પણને ક્રિયાદ્વૈત કહે છે.

દેહ, સ્ત્રી, પુત્રો અને બીજાં પ્રાણી માત્રના સ્વાર્થ અને સુખને વિષે ઐકય જાણવું, તેનુ નામ દ્રવ્યાદ્વૈત કહેવાય છે.

ભાગવત ૭–૧૫–૬૩ થી ૬૫)

દક્ષિણકાશી; નવગ્રહ; રામેશ્વર.

પછી આચાર્યશ્રી ત્યાથી દક્ષિણકાશીના દર્શન કરી નવગ્રહ અને રામેશ્વર થઈ લક્ષ્મણતીર્થ પધાર્યા ત્યાં શિષ્યો સહિત તીર્થશ્રાદ્ધ કર્યું. તે વખતે તેમને જોઇને વીરશૈવો તેમનું હાસ્ય કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે તમે રૂદ્રાક્ષની માલા અને ભસ્મ ધારણ કરતા નથી માટે શૈવ જણાતા નથી, અને તપ્ત શંખ ચક્ર વગેરેના ચિન્હો ધારણ કરતા નથી તેથી તમે વૈષ્ણવ હો એમ પણ જણાતું નથી તો તમે પાખંડી છો? તે ઉપરથી શંભુની સાથે વિવાદ ચાલતા તેઓ દલીલોનો ઉત્તર આપી ન શક્યા ત્યારે કઠોર અને અયોગ્ય ભાષણ કરવા લાગ્યા. આવા સૌજન્યરહિત વીરશૈવો તેટલાથી નહિ અટકતા યુદ્ધ માટે તૈયાર થયા. ત્યારે આપદ્ધર્મનો સ્વીકાર કરી કેતુકમંડલુ તથા લકુટાલૌકીએ ‘ ભીંડીપાલ ” ( ગોફણ ) થી તેમને યોગ્ય ઉત્તર આપ્યો એટલે તેઓ ત્યાથી નાશી ગયા.

પછી આચાર્યશ્રી રામેશ્વરના મંદિરમા ગયા, અને ત્યા પ્રાપ્ત થયેલા ગંગાજલવડે વેદમંત્રોથી પૂજન કરી નમસ્કાર કરી રામેશ્વરની સ્તુતિ કરી વેદ અને ભાગવતનું પરાયણ કર્યું; બાદ ધનુષ્તીર્થ થઇ કોટિતીર્થ ગયા

**ધનુષ્તીર્થ; કોટિતીર્થ.**

ત્યાથી આચાર્યશ્રી દર્ભશયન ગયા અને નારાયણના દર્શન વિગેરે કરી પોતાના શાલગ્રામની પૂજા કરી પુરૂષ સૂક્ત ભણ્યા, અને શ્રીમદ્ભાગવતની કથા કરી પછી વીરવૈષ્ણુવ આવ્યા, તેઓમાનો જ્ઞાનેશ્વર નામનો વારવૈષ્ણુવ બોલ્યો કે પરાશ્રયને અને લોક અને વેદના ભયને છોડીને જે સ્વચ્છંદરીતે વર્તે તેના હાથમા ભુક્તિ અને મુક્તિ હોય છે, અને વિષ્ણુ તેના ઉપર પ્રસન્ન થાય છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે દૂર ઉભા રહો સ્વચ્છંદથી વર્તનાર હીન મનુષ્યોના ઉપર વિષ્ણુ કદી પ્રસન્ન થાય જ નહિ જે પોતાનો ધર્મ પોતાની શક્તિ પ્રમાણે પાળે, યથોચિત ભક્તિ કરે અને સર્વ પાપથી નિવૃત્ત રહે તેના ઉપર વિષ્ણુ પ્રસન્ન થાય છે. કર્મનો ત્યાગ, બ્રહ્મમા ભેદ, દેવતાનો દ્વેષ એ ધર્મ–યુક્ત નથી એમ કહી એમને રજા આપી.

**દર્ભશયન અને વીર વૈષ્ણુવને બોધ.**

આચાર્યશ્રી ત્યાથી તામ્રપર્ણી આવ્યા. ત્યા વિધાનથી સ્નાન કરી શ્રીભાગવતના પારાયણનો આરંભ કર્યો અને અનંતશયન ભગવાનની સેવા કરી આચાર્યશ્રી ત્યા સુખપૂર્વક વિરાજ્યા ત્યા એક ગરીબ તિરસ્કાર પામેલો બ્રાહ્મણ આવ્યો તેને દુ:ખી જોઇ શિષ્યોદ્વારા આચાર્યશ્રીએ પૂછાવ્યું કે તું કોણ છે? ત્યારે તેણે કહ્યું કે અહિંથી બે કોશ ઉપર એક પાલકોટા નામનું નગર છે ત્યાનો રાજા કાળજ્વરથી દુ:ખિત હોવાથી તેની શાન્તિને માટે રાજાના ગુરૂએ શાસ્ત્રની રીતે કુંડમંડપ બનાવી મંત્રવડે સુવર્ણનો

**તામ્રપર્ણી**

**કાળપુરૂષ**

એક મ્હોટો કાળપુરૂષ સ્થાપન કર્યો છે. તે કાળપુરૂષ જીવતો હોય તેની માફક તેને લેવા આવનારને એક આગળી બતાવી હુંકાર કરીને જુવે છે. એ કારણથી બધા પરદેશી વિદ્વાનો નાશી ગયા છે અને મને બધા કહે છે કે તમે રાજાના પુરોહિત છો તેથી તમારે તે કાળપુરૂષનું દાન લેવું પડશે. આ દુઃખથી તથા રાણીના ક્રોધથી મને શાન્તિ મળતી નથી અને એવું દાન લેનાર પાત્ર ક્યાંથી મળે એ હું શોધું છું. ત્યારે આચાર્યશ્રીએ દયા કરી પોતાના શિષ્યોમાંથી એક બ્રહ્મજ્ઞાનના તેજથી પ્રકાશમાન્ પાત્રને બતાવી, તેને તે બ્રાહ્મણની સાથે જવાનું કહ્યું, અને આજ્ઞા કરી કે ગાયત્રીનું મુખ અગ્નિ છે તેથી તેનું ધ્યાન ધરી તે દાન લેવું; એમ કરવાથી લેનારને કાંઇ હાનિ થશે નહિં. પછી તે શિષ્ય આજ્ઞા લેઇ ત્યા ગયો ત્યારે કાળપુરૂષે એક આંગળી દેખાડી, એટલે એણે બે આંગળિયો બતાવી, એટલે કાળપુરૂષે માથું નમાવ્યું, ત્યારે તેણે તેનું દાન લીધું. તેનો સ્પર્શ કરતાં હાથ કાળો થયો, પરંતુ તે શિષ્યે તરતજ રાજાને કહી સોનીઓને બોલાવી તે કાળપુરૂષની સુવર્ણમૂર્તિના કડકા કરાવી ત્યા હાજર હતા તે બધા બ્રાહ્મણોને તે સોનું વહેંચી આપ્યું, એટલે તેના હાથની શ્યામતા દૂર થઈ, અને રાજાને તરત આરામ થયો. એ જોઇ રાજાએ ચકિત થઈ પૂછયું કે આ બ્રાહ્મણ કોણ છે ? ત્યારે પુરોહિતે આચાર્યશ્રીની સઘળી હકીકત કહી. તે ઉપરથી રાણી અને રાજા બન્ને આચાર્યશ્રીને પોતાના નગર પાલકોટામા પધરાવી લાવવાને રાજવિભૂતિ સાથે ગયા. આચાર્યશ્રીને મુકામે આવી પહોંચતા રાણી બોલી કે આ મારા પતિ રોગથી દુર્બળ છે તે આપની અમૃતદૃષ્ટિથી શીઘ્ર આરોગ્યવાન્ થાય એને માટે હું એમને આપનાં ચરણકમળમાં લાવી છુ, માટે જેમ કાળપુરૂષથી મુક્ત કર્યા તેમ તેમને રોગાદિથી મુક્ત કરો. તેમજ અમારા કુટુંબને અને અમારા નગરને આપના ચરણાંકથી પાવન કરો. પછી રાજા અને મંત્રીએ પણ પધા-

કાળપુરૂષનું દાન ગ્રહણ કર્યું.

રવાની વિનંતિ કરી, ત્યારે આચાર્યશ્રી તામ્રપર્ણી પાસે થોડા દિવસ રહી રાજાના નગરમા પગે ચાલી પધાર્યા. ત્યા રાજા તથા રાણી અને તેમનાં માણુસો આચાર્યશ્રીને શરણે થયા. કાળપુરૂષે આંગળિયો બતાવ્યા બાબત સર્વે મંડલીએ ખુલાસો પુછતાં આચાર્યશ્રીએ કહ્યું કે, કાળપુરૂષ એક આંગળિ બતાવી સૂચવતો હતો કે જો તું એક કાળની પણ યથાવિધિ સંધ્યા કરતો હોઉં તો મને ગ્રહણ કર, નહિં તો તું ભસ્મ થઈ જઇશ. ત્યારે અમારા શિષ્યે બે આગળિયો બતાવી કહ્યું કે હુ બે વખત સંધ્યા કરૂં છું. તે સાભળીને કાળપુરૂષે માથું નમાવી કહ્યું કે તું મને ગ્રહણ કર, તને કાંઈ ઇજા થશે નહિ. વિના કારણ જાણી

**કુદાન.**

જોઈને કુદાન લીધું તેથી હાથ કાળો થયો, પણ તે સુવર્ણ વાટી દીધુ તેથી કાળાશ જતી રહી. જેમ યજ્ઞમાર્ગની હિંસા સ્વર્ગમા પણ દુઃખનું કારણ થાય છે તેમ દુષ્ટ દાન પણ દુઃખનુ કારણ થાય છે. જ્યાં પ્રતિગ્રહ લેનાર વિષ્ણુ છે, અને જ્યા દેવાનું દ્રવ્ય વિષ્ણુમય છે, ત્યાં દાન કરનાર અને ગ્રહણ કરનાર ઉભય ઊર્ધ્વ ગામી થાય છે.

**આચાર્યશ્રીનો ઉપદેશ.**

એ સાભળી રાજાએ કહ્યું કે હે, દીનબંધો ! અમારા ધર્મ વિષે અને પ્રજાનું રક્ષણ કરવા વિષે આપ ઉપદેશ કરો. આચાર્યશ્રીએ ઉપદેશ આપતા જણાવ્યું કે;—પ્રલ્હાદ, ઇન્દ્રસેન, જનક, શિબિ, એ રાજાઓ અહંકારરહિત અને હાનિલાભમા સમાન હતા. તેઓ પાપને માટે રાજ્ય કરતા નહિ, પણ હરિની ઇચ્છાને અનુસરી રાજ્ય કરતા. અંબરીષ રાજા પ્રજાનો કિંકર થઈ સર્વને સુખ દેતો હતો. તે સર્વ દોષથી રહિત, ન્યાયાધીશ સહિત ચાર અથવા આઠ વિદ્વાન્ બ્રાહ્મણ રાખતો અને ધર્મશાસ્ત્ર તથા દેશકાલને અનુસરીને તેમની પાસે ન્યાય કરાવતો.

રાજાએ પ્રજાના લાભને માટે અનેક પ્રકારના વ્યવહાર ચલાવવા. એમ કરવાથી લોક સુખી થાય છે.

રાજાના ધર્મ. ગો, બ્રાહ્મણ, દીન, રોગી, સ્ત્રી, બાલક, ગુરૂ અને જીવ માત્રના ઉપર સદા ઉપકાર કરવો. ભગવાનની ભક્તિ કરવી અને સર્વ સમયમાં પોતાની મર્યાદા પાલન કરવી. પાખંડ કરનારને, કપટી, ચોર અને ખરાબ આચરણ કરનારને તથા જાર અને દુષ્ટ માણસોને રોકવાં. દુષ્ટ અધિકારી, દુષ્ટ કામ કરવાવાળા અને રાજદ્વેષી એઓને પણ રોકવા. જે રાજ્યમા અને જે પુરમા ચોર, જાર અને દુષ્ટ શક્તિ વાળા માણસો વસતા નથી અને જયાં દીન લોકોને આસુ પડતા નથી ત્યાં રાજા છે એમ કહેવાય. ધર્મશાસ્ત્રને અનુસરી, ન્યાયાધિકારી ,અને સભ્યોના મતને અનુસરી રાજ ચલાવવું અને પોતે અતિથિના જેવું રહેવું. જે ધન ધર્મયુદ્ધમાંથી મળે અને જે ધર્મ-નિમિત્તાર્થે આવે તે ધન ધર્મકાર્યને માટે અર્પણ કરવું. જે કુવા, તલાવ મંદિર આદિ ધર્મકાર્યમાં દ્રવ્ય ખરચે, પર્વ, યાત્રા, મહોત્સવ કરે, બ્રાહ્મણ અને શરણાગતની રક્ષા કરે, સત્ય બોલે, શ્રવણ, કીર્ત્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય, આત્મસમર્પણ એવી નવ પ્રકારની ભગવાનની ભક્તિ કરે, બે પ્રહર રાજ્યકાર્ય કરે, એક પ્રહર ભોગમાં ગાળે, એક પ્રહર બલ અને સેના તપાસે, બે પ્રહર નિદ્રા કરે, દુઃખીઓની રક્ષા કરે, પરદ્રવ્ય, પરસ્ત્રી અને પરદ્રોહથી વિમુખ રહે, અને પ્રજા પાલનમાં જ તત્પર રહે, એને વૈષ્ણવ રાજા જાણવો

આચાર્યશ્રી શિષ્યો સહિત ત્યાથી શ્રીવૈકુંઠક્ષેત્ર પધાર્યા.

શ્રીવૈકુંઠક્ષેત્ર. આ ક્ષેત્રમા રામાનુજસ્વામીનું સ્થાન છે. અહિં આચાર્યશ્રીએ નારાયણપ્રભુનાં દર્શન કર્યાં, અને ત્યાના આચાર્યની સાથે વાર્તાલાપ કર્યો. શેષાચાર્યે પુછયું કે આપની ભક્તિનું સ્વરૂપ શું છે ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે અમારી ભાગવતાદિમાં કહેલી

નિર્ગુણ ભક્તિ :છે. ભગવત્સ્વરૂપમાં નિષ્કામ ભક્ત મોક્ષથી પણ અધિક છે. જેમ નાગીર્ણું (ખાધેલા અન્ન)ને જઠરાગ્ન હજમ કરે છે તે રીતે ભક્તિ જીવના આવરણને નાશ કરે છે.

સ્વભાવ, રૂપ, સત્વ, રજ, તમ એ સઘળાથી ઉત્પન્ન થતી વૃત્તિઓની ભિન્નતાને લીધે પુરૂષોના અભિપ્રાયોમા પણ ભેદ છે, અને તેથી પુરૂષોનાં સંકલ્પ, ગુણ અને પ્રમાણમાં પણ ભેદ રહે છે તેથી કરીને ભક્તિમાર્ગ પણ અનેક પ્રકારનો કહ્યો છે.

**તામસભક્તના ત્રણ પ્રકાર.**

કોઈને પીડા કરવાના અને કપટ કરવાના વિચારથી અથવા ક્રોધ કે ભેદદ્રષ્ટિ કરીને જે પ્રતિમાઆદિમા ભગવાનના પૂજા કરે તે ત્રણ પ્રકારના તામસભક્ત કહેવાય છે.

**રાજસભક્તના ત્રણ પ્રકાર.**

વિષયની ઇચ્છાથી અથવા યશ કે એશ્વર્યની ઇચ્છાથી ભેદ વડે જ પ્રતિમાઆદિમા ભગવાનનુ પૂજન કરે તે ત્રણ પ્રકારના રાજસભક્ત કહેવાય છે.

**સાત્વિક ભક્તના ત્રણ પ્રકાર.**

જે પાપનો નાશ કરવા માટે, અથવા પરમાત્માને કર્મો અર્પણ કરવા માટે, અથવા પૂજન કરવું જોઈએ એ બુદ્ધિથી મૂર્તિઆદિમા ભગવાનનું પૂજન કરે તેઓ ત્રણ પ્રકારના સાત્વિક ભક્ત કહેવાય છે.

**નિર્ગુણ-ભક્તિનું સ્વરૂપ**

જેમ ગંગાજળની સમુદ્રમા અવિછિન્ન ગતિ થાય છે તેમ સર્વના હૃદય-ગુહામા સ્થિતિ કરનાર પુરૂષોત્તમમા પ્રભુના ગુણ શ્રવણથી મનની ગતિ અવિચ્છિન્ન રહે તેનું નામ નિર્ગુણ ભક્તિ છે. નિર્ગુણ ભક્તિ કરવાવાળા મનુષ્યને સાલોક્ય ( એક લોકમા પ્રભુ સાથે રહેવું ), સાષ્ટિ તા ( પ્રભુના જેવું એશ્વર્ય પ્રાપ્ત કરવું), સામીપ્ય (પ્રભુની પાસે રહેવુ ), સારૂપ્ય (પ્રભુના જેવું રૂપ થવું ), અથવા એકત્વ ( પ્રભુના રૂપમા મળી જવું )

એ ભગવાન આપવા માંડે તો પણ પ્રભુની સેવા સિવાય બીજું લે નહિ એવા ભક્તની ભક્તિ તે નિર્ગુણ ભક્તિ છે.

ત્રણ ગુણનો ત્યાગ કરીને જે ભક્તિવડે મનુષ્ય પરબ્રહ્મને પામે તે ભક્તિ અમો બ્રહ્મવાદીએ શ્રેષ્ઠ માનેલી છે.

શેષાચાર્યનો સંશય. એ સાભળીને શેષાચાર્ય હસીને બોલ્યા કે, હે સ્વામિન્, ભેદનું અવલંબન કરવાવાળી ભક્તિ અભેદથી શી રીતે થઈ શકે ?

આચાર્યશ્રીએ કહ્યું કે ભેદ દૃષ્ટિ શ્રુતિ સ્મૃતિમાં નિંદિત છે, શુદ્ધાદ્વૈત જ્ઞાનજ ઉત્તમ છે. પ્રાણીમાત્રને પોતાનો આત્મા પ્રિય છે. પોતાનો જીવાત્મા પરમાત્માનો અંશ છે એવું અંશાંશી સંબંધનું જ્ઞાન થવાથી જીવ અને બ્રહ્મનો અભેદ સમજી જે ભક્તિ ભગવાનમાં થાય તે કદી ભેદબુદ્ધિથી સંભવેજ નહિ-

આલવાલ. ત્યારબાદ શેષાચાર્યની પૂજાનું ગ્રહણ કરી આચાર્યશ્રી ત્યાંથી પધાર્યા. અને આલવાલસ્થાનમાં આવી શ્રીભગવાનનાં દર્શન કર્યા ત્યા જીર્ણસ્વામી આવ્યા તેમણે આચાર્યશ્રીને રામાનુજાચાર્ય લક્ષ્મણમુનિ જેમણે શ્રીભાષ્ય વગેરે ગ્રંથો રચ્યા છે તેમનો તથા એ માર્ગના બીજા પ્રખ્યાત સતો અને આચાર્યોનો ઈતિહાસ કહ્યો, અને રામાનુજપ્રભુની પુરાણી આમલીનાં દર્શન કરાવ્યા. પછી આ આમલી નીચે કોઈ ભક્તે ચારસે વર્ષ સુધી દામોદર-લીલાનો અનુભવ કર્યાની વાત આચાર્યશ્રીને કહી, અને પોતાના સંપ્રદાયની આચાર્યપરંપરા વર્ણવી.

તે પછી જીર્ણસ્વામીએ કહ્યું કે મને આપના અભિમત શારીરકનું અધિકરણ સંભળાવો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે व्यतिरेको गन्धवत्॥ ( સૂ. ૨–૩–૨૧ ), गुणाद्वालोकवत् ( સૂ. ૨–૩–૨૫ ) आभास एवच ॥ ( સૂ. ૨–૩–૨૬ ) अंशो नानाव्यपदेशात् ॥ ( સૂ. ૨–૩–૪૩ ) ઈત્યાદિ સૂત્રોના આધારે હું જીવ વિશે મારા વિચારો કહું તે આપ સાંભળો.

જીવ હાંગેશ્વના કણુાગ્ર જેવડો છે પણ ગંધવત્ તેનો પ્રકાશ આખા દેહમા ફેલાય છે. શ્રુતિમાં તેનું વ્યાપકત્વ કહેલુ છે, તે ભગવદાવેશ થાય ત્યારે ઘટે છે. (નિ. શા. ૫૩) જીવમા જ્યારે

જીવ.

ભગવાનનો આનંદ અંશ પ્રકટ થાય છે ત્યારે તેમાં કરોડો બ્રહ્માંડ પ્રતીત થાય છે. આ પ્રમાણે જીવ પરિચ્છિન્ન છે અને વ્યાપક પણ પણ થાય છે. ( નિ. શા ૫૪ )

જીવનો ચૈતન્ય ગુણ પ્રકાશક છે, અને જીવના ચૈતન્ય ગુણને લીધેજ તેને તેજોવત્ કહેવામા આવે છે. જીવ પ્રાકૃત ઇન્દ્રિઓથી જોઈ શકાતો નથી, તેમજ બીજા પ્રકાશથી ત પ્રકાશિત થતો નથી. ( નિ. શા. ૫૬ )

જીવ ત્રણ પ્રકારથી જોઈ શકાય છે. ૧ યોગવડે સાધિત થયેલા મનથી, ૨ જે દૃષ્ટિવડે ભગવાન્ જોઇ શકાય છે તે દૃષ્ટિથી અને ૩ દિવ્યજ્ઞાનદૃષ્ટિથી.

द्वासुपर्णौ શ્રુતિ થકી તેમજ गुहाप्रविष्टावात्मानौ ॥ इ० ( ૧–૨–૧૧ ) એ શ્રુતિ થકી જીવ અને ઈશ્વરની સ્થિતિ એક સ્થળે હોવાથી પ્રતિબિંબવાદમાં વિરોધ આવે છે, તેમજ ગીતા વાક્યથી પણ વિરોધ આવે છે ( નિ. શા.. ૫૮ )

જો જીવને પ્રતિબિંબ માનીએ તો જીવના સ્વરૂપનો નાશ એ મુક્તિ કહેવાય, અને લિંગ શરીર વિદ્યમાન્ હોવાથી જીવને મુક્તિ ઘટી શકે નહિ. અવિદ્યામા પ્રતિબિંબ કહેવામા આવે તો પણ તેમાં તેનો તે બાધ કાયમ રહે છે ( નિ. શા. ૫૯ )

જીવમા આનંદ અંશ નહિ હોવાથી તેને આભાસ કહેવામાં આવે છે. જે બ્રાહ્મણનામા બ્રાહ્મણના ગુણો ન હોય તેને બ્રાહ્મણા ભાસ કહે છે, તેમ જીવમા ભગવાનનો જે આનંદ ગુણ છે તે ન હોવાથી તેને સૂત્રમા આભાસ કહેલો છે. ગીતાજીમા તો એને સ્પષ્ટરીતે ભગવાનનો અંશ કહેલો છે. એ રીતે જીવ વિષે સંક્ષેપમા આચાર્યશ્રીએ પોતાના વિચાર કહી બતાવ્યા.

પછી આચાર્યશ્રી ત્યાંથી તોતાદ્રિ પધાર્યા[1]. ત્યાંના આચાર્યે આચાર્યશ્રીને સત્કારપૂર્વક વિષ્ણુનાં દર્શન કરાવ્યાં. પછી આચાર્યની સાથે સૂત્ર ઉપર ચર્ચા ચાલી. તે સમાપ્ત થયા પછી આચાર્યશ્રીએ બહાર આવી વનમાં એક વડના વૃક્ષની નીચે પારાયણ કર્યું. ત્યા કોઈ વિદ્યાર્થીએ કહ્યુ કે અહિં જળ નથી ત્યારે આચાર્યશ્રીએ એક શિલા ઉઠાવડાવી તો તે નીચેથી જળ નીકળ્યું.

**તોતાદ્રિ.**

ત્યાંથી આચાર્યશ્રી (દીર્ઘ) લંબેનારાયણ પધાર્યા. ત્યાં ચતુર્ભુજ દેવના દર્શન કર્યા. ત્યાના આચાર્ય જીર્ણસ્વામીએ પુછ્યુ કે માળા એ પૂજાનું અંગ છે, તેથી તે પૂજામા ધારણ કરવી જોઇએ, પણ સર્વકાળમા શા માટે ધારણ કરવી જોઈએ ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે પ્રહ્લાદસંહિતા વગેરેમાં માળા ધારણ કરવાનું લખ્યું છે. તુલસી-કાષ્ટની માળા ભગવાનને અર્પણ કરી જે મનુષ્ય ભક્તિથી ધારણ કરે છે તેનાં પાતક રહેતાં નથી. પદ્મપુરાણમા પણ કહ્યુ છે કે તુલસીકાષ્ટની માળા યજ્ઞોપવીતની પેઠે ધારણ કરવી. જે તુલસીકાષ્ટની માળા સદા ધારણ કરે છે તેના શરીરમા પ્રાયશ્ચિત કે આશૌચ રહેતું નથી. માળા એ બ્રહ્મરૂપિણી છે તેથી તેને આશૌચ વળગતું નથી

**લંબેનારાયણ; તુલસી માલાનો મહિમા.**

**તુલસીની માલા.**

શાણ્ડિલ્યસંહિતાના ભક્તિકાંડના ત્રીજા અંશમા કહ્યું છે કે મુનિએ મંજરીની માળા ધારણ કરવી, દેવતાઓએ તુલસીપત્રની માળા ધારણ કરવી, અને મનુષ્યોએ તુલસીકાષ્ટની માળા ધારણ કરવી. ધ્યાન વખતે મંજરીની માળા, પૂજા પછી પત્રોની માળા અને જન્મથી મરણપર્યંત તુલસીકાષ્ટની માળા અવશ્ય ધારણ

૧ અહીં રામાનુજાચાર્યની મુખ્ય ગાદી છે

કરવી જોઈએ. મરણ સમયે અવશ્ય માળા ધારણ કરવાનો ધર્મ છે, માટે તે સર્વકાળ ધારણ કરવી, કેમકે મૃત્યુ ડગલે ડગલે છે.

ભોજન સ્નાન વગેરેમા તુલસી ધારણ ન કરવાનું લખ્યું છે, તે માત્ર તુલસીપત્રની માળાને લાગુ પડે છે. એ પ્રમાણે માળા સંબંધી વિસ્તારપૂર્વક વર્ણન સાભળી જીર્ણસ્વામી ઘણા પ્રસન્ન થયા. બાદ આચાર્યશ્રી આ ધામમાં બે દિવસ રહ્યા.

**કન્યાકુમારી.**

લંબેનારાયણથી આચાર્યશ્રી કન્યાકુમારી પધાર્યા. આ ક્ષેત્રમા શ્રીકૃષ્ણની ભગિનીને દાન અને માનથી સંતોષી આચાર્યશ્રી આગળ ચાલ્યા.

**સુંદરેશ્વર.**

આચાર્યશ્રી સુંદરેશ્વર પધાર્યા. સુંદરેશ્વર મહાદેવના દર્શન કરી ત્યાથી આદિકેશવ પધાર્યા પછી શેષનાગ ઉપર શયન કરતા આદિ કેશવના દર્શન કરી ત્યાંથી જલશાયીજી પધાર્યા. ત્યાંની યાત્રા કરી પદ્મતીર્થ [ તિખનપુરં ] આવ્યા

**પદ્મતીર્થ.**

આ ક્ષેત્રમાં આચાર્યશ્રીએ ત્રણ દ્વારથી પદ્મનાભ ભગવાનના દર્શન કર્યાં, દંડવત્ પ્રણામ કરી સ્તુતિ કરી, અને પ્રદક્ષિણા કરી ભોગ ધરાવ્યો. પદ્મનાભજીની સેવા કરવાવાળા આનંદઆદિ સેવકો આચાર્યશ્રીના શિષ્ય થયા પછી ત્યા શમીવૃક્ષની નીચે બિરાજી વેદનું પારાયણ કર્યું. આચાર્યશ્રીનું પધારવું સાભળીને ત્યાંના રાજાએ આવી દંડવત્ કરી આચાર્યશ્રીને પોતાને ત્યા પધારવાની વિનતિ કરી કહ્યું કે મને કુટુંબ સહિત શરણે લ્યો. આપના પધારવાથી મારૂ દુઃખ દૂર થઈ જશે. ત્યારે દામોદરદાસે

**બ્રહ્મરાક્ષસ.**

રાજાને પુછ્યું કે આપને શું દુઃખ છે? રાજાએ કહ્યું કે, મારી રાણીને બ્રહ્મરાક્ષસ વળગ્યો છે તે એને ઘણુ દુઃખ દે છે. ત્યારે દામોદરદાસે કહ્યું કે ભગવાનની કૃપાથી આપનું દુઃખ દૂર થશે. પછી

આચાર્યશ્રી શિષ્યોસહિત રાજભવન પધાર્યા ત્યા રાજા પુરોહિત, રાણી અને સભ્ય મહાજનોના પૂજનનો સ્વીકાર કર્યો. પછી દામોદરદાસે રાજાને ચરણામૃત આપ્યું અને રાજાએ લઇ રાણીને આપ્યું. તેનું પાન કરતા તરતજ રાણીના શરીરમાંથી બ્રહ્મરાક્ષસ નીકળી દિવ્ય સ્વરૂપ ધારણ કરી આચાર્યશ્રીને પગે લાગી બોલ્યો કે આપના ચરણામૃતના સ્પર્શથી મારો રાક્ષસી દેહ છુટી ગયો. શ્રીપદ્મનાભજીના સુવર્ણની ચોરી કરવાથી હું આ દેહને પામ્યો હતો, તે આપના આગમનથી મારો ઉદ્ધાર થયો. એમ કહી પોતાના મસ્તકથી પ્રણામ કરી આકાશ માર્ગે ચાલ્યો ગયો. આચાર્યશ્રી ત્યા થોડો વખત ભગવદ્ધર્મ સંબધી ઉપદેશ આપી પોતાને મુકામે પધાર્યા અને ત્યાથી બીજે દિવસે શ્રીજનાર્દનક્ષેત્ર પધાર્યા.

**જનાર્દનક્ષેત્ર.**

એમનું આગમન સાભળીને ત્યાના વૈષ્ણવો આચાર્યશ્રીને પધરાવવા આવ્યા. આચાર્યશ્રીએ મદિરમા જઇ દર્શન કરી એક વૃક્ષ નીચે મુકામ કર્યો અને પારાયણનો પ્રારંભ કર્યો. અહિં વિષ્ણુસ્વામીના શિષ્ય શ્રોતનિધિયે વાસ કર્યો હતો. સેવકોની પ્રાર્થનાથી આચાર્યશ્રીએ જનાર્દનની સેવા કરી અને ભોગ ધરાવ્યો. આચાર્યશ્રી ત્યા આઠ દિવસ રહ્યા અને ત્યાના સેવકો અને બીજાઓને પોતાના શિષ્યો કર્યા.

**દેવનારાયણ, જગન્નારાયણ અને મલયાચલ.**

પછી આચાર્યશ્રી દેવનારાયણ અને જગન્નારાયણ ભગવાનના દર્શન કરી ત્યા એક બે દિવસ રહી મલયાચલ ઉપર ચઢયા. ત્યાં હિમગોપાળ હરિનાં દર્શન કરી અજામિલ આખ્યાનનું વ્યાખ્યાન કર્યું. પછી આચાર્યશ્રી મલયાચલ પાસેના કૌંડિન્યઋષિના આશ્રમ પ્રત્યે ગયા. આ આશ્રમ નીલાદ્રિ અને મલયાદ્રિ એ બે પર્વતોની વચ્ચે

**કૌંડિન્યાશ્રમ.**

કૌડનીનદી પાસે પર્વત ઉપર છે. ત્યા જવાનો માર્ગ ઘણો વિકટ છે. આ આશ્રમમા દાવાનલનું પાન કરનાર વ્રજેશ શ્રીનાથજીની બીજી

મૂર્ત છે અહિં હિમઋતુ વસે છે અને વર્ષાઋતુ આ મૂર્તિની સેવા કરે છે. આસપાસ ચદનનાં વૃક્ષો છે. આ સ્થળમા વિષ્ણુ-સ્વામીએ વિરહનો અનુભવ કરી કૌડિન્યઋષિ પાસેથી વિજ્ઞાન મેળવ્યું હતું, અને પછી વૈકુઠમા ગયા હતા. આ ક્ષેત્રમા આચાર્યશ્રીએ શ્રીહરિની સેવા કરી પારાયણ કર્યું, ત્યારે કૌડિન્ય ઋષિયે ત્યાં પ્રગટ થઈ આચાર્યશ્રીને દર્શન દીધા. આચાર્યશ્રીએ એમને પ્રણામ કર્યા. કૌડિન્યઋષિએ બહુ પ્રસન્ન થઈ પોતાના ગુરૂ શાડિલ્ય ઋષિનું નીચે મુજબ વૃત્તાત કહ્યું —

**શાંડિલ્યઋષિનું વૃત્તાંત.**

અમારા ગુરૂ શાડિલ્યઋષિ છે. એમણે શ્રીગોવર્દ્ધન પર્વત માં શ્રીહરિની લીલાના દર્શન કરવા સારૂ ઘણી ભક્તિથી તપશ્ચર્યા કરી, ત્યારે તપોમૂર્તિ શ્રીલલિતાદેવી નામની એક મુનિકન્યાએ ભગ વાનની આજ્ઞાથી પ્રગટ થઈ એમને ભક્તિજ્ઞાન આપ્યું તથા પચાક્ષરમંત્ર અને તુલસીની માલા આપી પણમુદ્રા તિલકની વિધિ બતાવીને કહ્યું કે શ્રીપુરૂષોત્તમથી પર બીજુ કાંઈ નથી. એમને વેદ અને દેવતા પણ પૂર્ણરીતે જાણતા નથી એ પુરૂષોત્તમનો દૃઢ આશ્રય કરવો, એમના સિવાય બીજા કોઈ નો આશ્રય કરવો નહિં. આલસ્યને છોડીને પ્રતિક્ષણ હરિની લીલાની ભાવના કરવી "હું હરિનો દાસ છુ, હરિ એજ મારા પ્રભુ છે, સકામ, લૌકિક અને વૈદિક સાધનોથી શું ફળ છે? દુઃખ દેવાવાળા સસારના ભોગોમા શો સાર છે? હરિ ક્યારે મળશે? હરિ ક્યારે કૃપા કરશે? કોટિકંદર્પના અહંકારનો નાશ કરવાવાળા પ્રભુના શ્રીમુખના ક્યારે દર્શન થશે?" એ પ્રમાણે વિરહ કરતા, અને જગત્‌ને હરિરૂપ જોતા હે મહામુને, તમે અહિંજ હરિલીલા જોશો. એ પ્રમાણે ઉપદેશ કરી એ મુનિકન્યા અંતર્ધાન થઇ ગઇ એ ઉપદેશ પ્રમાણે વર્તવાથી થોડા કાળમા શાંડિલ્યમુનિને શ્રીહરિના દર્શન થયા, અને હરિ એમને પ્રસન્ન થયા.

પછી કૌડિન્યઋષિયે કહ્યું કે આપ શ્રીહરિની પ્રાપ્તિના જે

સંપ્રદાયનો ઉપદેશ કરો છો તે કરતાં બીજો કોઈ સંપ્રદાય વધારે લાભકારી નથી પછી આચાર્યશ્રીએ ફૂલ પુષ્પ વગેરે ભેટ ધરીને કૌંડિન્યઋષિની સ્તુતિ કરી. બાદ કૌંડિન્યઋષિ અંતર્ધાન થઇ ગયા

પછી આચાર્યશ્રી હિમગોપાલને દંડવત્ કરી એમની પરિક્રમા કરી શિષ્યો સહિત મલયાચલ પર્વત ઉપરથી ઉતર્યા.

મધ્ય શ્રીરંગજી.

ત્યાંથી કાવેરી નદીના દ્વીપમા મધ્યશ્રીરંગજી છે ત્યા આવ્યા. અહિં ભગવાનના દર્શન કરીને આચાર્યશ્રી આગળ ચાલ્યા.

માહિષપુર.

ત્યાથી માહિષપુર (મ્હૈસુર) ગયા અને નગર બહાર એક સુંદર જગામા મુકામ કર્યો. અહિનો રાજા માહેશ્વર હતો. આ નગરમાં શક ચલાવનાર શાલિવાહનનો જન્મ થયો હતો એના વંશનો કર્ણાટક દેશનો રાજા, પોતાના પુરોહિત તરફથી આચાર્યશ્રીનું આગમન સાંભળીને, પોતાને મેહેલે પધરાવી લાવવા, રાજવિભૂતિ, રાજપુરૂષ, તથા સેના સહિત, આચાર્યશ્રીની પાસે ગયો, અને એમને સાષ્ટાગ પ્રણામ કરી પોતાને મહેલે પધારવાની

રાજાની પ્રાર્થના.

પ્રાર્થના કરતા કહ્યું કે અમારા આવાસને પવિત્ર કરો, તથા અમારા વંશનો અને નગરનો ઉદ્ધાર કરી પાપને દૂર કરો દેવતાઓનું ચરિત્ર લોકમા સુખને માટે તેમજ દુ:ખને માટે હોય છે પણ મહાત્માઓનું ચરિત્ર તો લોકના સુખને માટે જ હોય છે. હું રાજા છું, રજોગુણી છું, મદાંધ છું, ભોગમા લંપટ છું, વખતે પ્રજાને દુ:ખરૂપ પણ થાઉં છુ. રજોગુણથી ઉન્મત્ત થયેલાને આપનાં દર્શન થયા એ સદ્ભાગ્યની નિશાની છે, માટે મને તથા મારા સ્થળને પાવન કરવા પધારો. એ પ્રમાણે રાજાની વિનંતિ સાભળીને આચાર્યશ્રી પોતાના શિષ્યો સહિત રાજા અને રાજવિભૂતિ સાથે રાજમહેલમા ચાલતા પધાર્યા.

રાજમહેલમાં પધાર્યા પછી રાજા અને પુરોહિતે ધર્મસંબંધી ઉપદેશ સાભળવાની ઇચ્છા જણાવવાથી

રાજાનો ઉપદેશ. આચાર્યશ્રી બોલ્યા.—

दुष्टस्य दंडः सुजनस्य पूजा न्यायेन कोशस्य च संप्रवृद्धी ।
अपक्षपातो रिपुराष्ट्ररक्षा पंचैवयज्ञाः कथिता नृपाणाम् ॥

અર્થ—અપરાધીને દંડ, સત્પુરૂષનો સત્કાર, ન્યાયમાર્ગથી ભંડારનો વધારો, અપક્ષપાત ન્યાય, તથા શત્રુઓથી દેશનું રક્ષણ એ પાચ રાજાઓના યજ્ઞ કહ્યા.

પ્રજાની રક્ષા કરવાસારૂ ભગવાને મને રાજ્ય આપ્યું છે, તેથી હુ પ્રજાનો પાલક છું અને સર્વ સૃષ્ટિ ભગવદાજ્ઞાને આધીન છે એમ નિત્ય વિચારવું.

ત્રિવર્ગ ( ધર્મ, અર્થ અને કામ ) ની ઇચ્છા કરવાવાળા રાજાએ ધર્મશાસ્ત્રના મત પ્રમાણે વિદ્વાનોની સલાહથી રાજ્ય ચલાવવું, અને રાગદ્વેષ છોડી દેઈને પોતાના મનને વશ કરી વિદ્વાન્ અને પુરૂષાર્થી બની પ્રજાના હિતના કાર્ય કરવા. સેના, મંત્રી, પુરોહિત, સ્વજન અને પ્રજાને સુખી રાખી નીતિથી તેમને વશ રાખવા.

धर्माय यशसेऽर्थाय कामाय स्वजनाय च ।
पंचधा विभजन् वित्तमिहामुत्र च मोदते ॥

( શ્રીમદ્ ભાગવત ૭–૨૦–૩૭ )

ધનનો ધર્મ, યશ, અર્થ, કામ અને સ્વજન માટે એમ પાચ પ્રકારે વ્યય કરનાર આ લોક અને પરલોકમા આનંદ પ્રાપ્ત કરે છે.

કલિયુગમા સર્વ ધર્મો કરતા હરિની સેવા મોક્ષ દેવાવાળી છે માટે તે કરવી. બ્રાહ્મણ, સ્ત્રી, બાળક, અશક્ત કે ગમે તેવી સ્થિતિનો માણુસ હોય તે ભગવાનનું કીર્તન કરવાથી સંસારસાગર તરી શકે છે.

मार्गोऽयं सर्वमार्गाणामुत्तमः परिकीर्तितः ॥
अस्मिन् पातभयं नाऽस्ति मोचकः सर्वथा यतः ॥

અર્થ—આ માર્ગ સર્વ માર્ગ કરતા ઉત્તમ કહેલો છે કારણ કે એ માર્ગમાંથી પાત થવાનો ભય નથી. એ સર્વ રીતે મોક્ષપ્રદ છે.

એ પ્રમાણે આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળીને રાજા અને સર્વ સભાસદો પ્રસન્ન થયા. રાજા પોતાના કુટુંબ અને પુરોહિત તથા કેટલાએક સભાસદો સાથે આચાર્યશ્રીનો શિષ્ય થયો પછી એણે ઘણું સુવર્ણ, એક મોતીનો હાર અને એક સફેદ છત્ર ચામર વગેરે આચાર્યશ્રીને ભેટ આપ્યા. ત્યારે દામોદરદાસે કહ્યું કે આચાર્યશ્રી મોતી કે રત્નોને ધારણ કરતા નથી, તેમજ દ્રવ્યાર્થી નથી, માત્ર શિષ્યોએ આપેલુ ધાન્ય અને વસ્ત્રાદિ ગ્રહણ કરેછે, માટે આ સઘળું દ્રવ્ય બ્રાહ્મણોને કે ભગવાનને અર્પણ કરો. ત્યારે રાજાએ તથા પુરોહિતે કહ્યું કે, અમે આપના શિષ્ય છીએ, માટે વિદ્યાનગરના રાજા ઉપર જેમ કૃપા કરી હતી તેમ આપ ભેટ સ્વીકારો, અને બ્રાહ્મણોને અમે બીજું દ્રવ્ય આપીએ છીએ. આ હાર આપ ભગવાનને અર્પણ કરજો. તે ઉપરથી ભગવદર્થ ફક્ત હાર સ્વીકાર્યો. પછી રાજાએ ત્યા આવેલા બ્રાહ્મણોને તે દ્રવ્ય આપ્યું.

**શ્રીરંગપટ્ટણ.**

પછી આચાર્યશ્રી ત્યાથી શ્રીરંગપટ્ટણ પધાર્યા. ત્યા ત્રીજા શ્રી રંગનાથજીના દર્શન કર્યા. આ ધામની ચારે તરફ કાવેરી નદીને વિંટાયેલી જોઇ ત્યાં સ્નાન અને આન્હિક કરી આચાર્યશ્રી ત્યાથી યાદ વાદ્રિ ઉપર માંહેલાકોટ નગર છે ત્યાં પધાર્યા. અહિં ગરૂડજીએ વૈકુંઠમાંથી સારી સફેત માટી લાવી, એક ખાણમા નાંખી હતી તે તિલક કરવાની વસ્તુ થઇ ગઇ છે.[1]

---

૧ શ્રીસપ્રદાયી નૃસિંહાચાર્ય ત્રિદંડીના શિષ્ય, રામભક્તિમાં તત્પર એવા રામાનંદ, આ ધામમાં થયા હતા.

આ ધામમાં શ્રીચપલરાય નામના નારાયણની મૂર્તિ બિરાજે છે. આ મૂર્તિ યોગિનીપુરનો કોઇ યવનરાજા લેઈ ગયો હતો. તે રાજાની પુત્રી એ નારાયણની મૂર્તિ સેવતી હતી એ મૂર્તિને રામાનુજમુનિયે મેળવી મંદિરમાં પધરાવી (જુઓ રામાનુજાચાર્યજીનું વૃત્તાન્ત (ઇંગ્રેજી) ગોવિંદાચાર્ય કૃત પૃષ્ટ ૧૭૭) એ નારાયણના આચાર્યશ્રીએ દર્શન કર્યાં.

**શ્રીચપલરાય.**

પછી ત્યાના જીર્ણસ્વામીએ આચાર્યશ્રીને કહ્યું કે આપ વૈષ્ણવાચાર્ય છો તેમ છતાં તપ્તમુદ્રા કેમ ધારણ કરતા નથી? આચાર્યશ્રીએ જવાબ દીધો કે તપ્તમુદ્રા ધારણ ન કરવી એ શાસ્ત્રને અનુસરતું છે, કેમકે કોઈ ઠેકાણે તપ્તમુદ્રા ધારણ કરવાની આજ્ઞા નથી. પણ કેટલીએક સ્મૃતિઓમા તેવી મુદ્રા ધારણ કરનારને, તથા જેના શરીર ઉપર ડામ હોય તેને, શ્રૌત અને સ્માર્ત કર્મને માટે અયોગ્ય ગણેલા છે. વૈષ્ણવ ધર્મના આચારને અનુસરી તેવી મુદ્રા ધારણ કરવાની ઇચ્છા હોય તો મૃત્તિકાની શીતલ મુદ્રા ધારણ કરવી

**તપ્તમુદ્રાવાદ.**

માલા સબંધીની શંકાનુ સમાધાન કરતાં આચાર્યશ્રીએ જણાવ્યું કેઃ—

માલા એ વિષ્ણુને ઘણી પ્રિય છે. માટે તુલસીકાષ્ટની માલા ઉપવીતની માફક હમ્મેશ ધારણ કરવી જોઇએ મળમૂત્રાદિ સમયમા કેટલેક ઠેકાણે માલાનો નિષેધ જોવામા આવે છે, તે નિષેધ તુલસીપત્રની માળાને લાગુ છે, પરંતુ તુલસીકાષ્ટની માલાને લાગુ પડતો નથી. આચાર્યશ્રી પછી સુબ્રહ્મણ્યક્ષેત્રમા ગયા.

**માલા.**

આ સ્થળમા આચાર્યશ્રીએ દૈત્યોની સેનાને જીતવાવાળા મહાત્મા કુમારને પ્રણામ કર્યો. ત્યા આચાર્યશ્રીની પાસે રામાનુજમતના અનુયાયી અને પવિત્રાં પહેરનાર કર્મનિષ્ઠ બ્રાહ્મણો આવ્યા.

**સુબ્રહ્મણ્યક્ષેત્ર**

તેઓમાં કેટલાએક અગ્નિહોત્રી, દીક્ષિત, પાંચ અને ત્રણ અગ્નિના ઉપાસક, છન્નુ શ્રાદ્ધ કરવાવાળા, ઋગ્વેદી, યજુર્વેદી, આથર્વણુ વગેરે હતા. તેમને દામોદરદાસે આસન વગેરે આપ્યા પછી આચાર્યશ્રીએ તેમનો યોગ્ય સત્કાર કર્યો. પછી તેઓમાંનો જે મુખ્ય હતો તે બોલ્યો કે આપ રાજાવડે પૂજાએલા આચાર્ય કોણુ છો અને ક્યાંથી આવ્યા છો ? ભાગવત બ્રહ્મચારીના જેવું આપનું ચરિત્ર વિચિત્ર જણાય છે. ત્યારે ભટ્ટાર્યે તેમને કહ્યું કે કાંકરગ્રામના વાસી, ભારદ્વાજ તૈત્તરીયશાખાધ્યાયી, સોમયાજી, યજ્ઞનારાયણુના વંશજ, લક્ષ્મણુભટ્ટજીના પુત્ર, કૃષ્ણુદેવરાજાની સભામાં દિગ્વિજય કરનાર શ્રીમાન્ વલ્લભાચાર્યજી નામથી પ્રસિદ્ધ છે. ત્યારે બૃહસ્પતિ નામનો બ્રાહ્મણુ બોલ્યો કે શું આચાર્યશ્રી યલ્લમાજીના પુત્ર થાય ? યલ્લમાજી તો અમારા કુટુંબની દૌહિત્રી છે ભટ્ટાર્યે હા કહી ત્યારે તેણે ખુશી થઈ સર્વ વૃત્તાંત પુછ્યું ત્યારે ભટ્ટાર્યે રાજસભાનું અને યાત્રાનું સર્વ વૃત્તાંત કહ્યું. પછી બૃહસ્પતિએ પ્રશ્ન કર્યો કેઃ-“ આપ વૈદિક બ્રહ્મચર્ય-વ્રત આચરો છો તો પછી ભાગવત ધર્મનું આચરણુ શામાટે કરો છો ? પોતાના સ્વધર્મનું પાલન કરનારને ભાગવત-ધર્મ નહિ આચરવાથી શો દોષ છે ? ત્યારે આચાર્યશ્રીએ તેની શંકાનું સમાધાન કરતાં જણાવ્યું કેઃ—

શ્રુતિઓ ભક્તિ વા જ્ઞાન રહિત કેવળ કર્માચારનો નિષેધ કરે છે.

प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म।
एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरा मृत्युं ते पुनरेवापि यन्ति ॥

( મુંડક પ્રથમ દ્વિતીયખંડ )

ભાવાર્થઃ-કર્મમાર્ગમાં સોળ ઋત્વિક્, યજમાન અને યજમાન પત્ની એવા અઢારથી થતું (યજ્ઞરૂપી) હીનકર્મ કરવામાં આવે છે, તે યજ્ઞરૂપ નાવ અદૃઢ છે ( એટલે સંસાર સમુદ્ર તરવાને માટે સહીસલામત નથી ). જે મૂઢ પુરૂષો તેને શ્રેયઃ કહે છે તે ફરીથી

જન્મ-મૃત્યુનેજ પામે છે. તેમજ શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં પણ જણાવેલું છે કેઃ—

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ।
ते पुण्यमासाद्य सुरेंद्रलोक
मश्नंति दिव्यान् दिवि देवभोगान ॥ अ. ९-२०
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ॥
एवं त्रयीधर्म मनुप्रपन्ना
गतागतं कामकामा लभंते ॥

( એજન ૨૧ )

( ભાવાર્થઃ—રૂગ્ યજુસ અને સામ એ ત્રણે વેદમાં નિપુણ, સોમપાન કરનાર, અને પાપથી રહિત જનો યજ્ઞોથી મારૂં યજન કરીને સ્વર્ગલોકની માગણી કરે છે. તેઓ તે પવિત્ર સુરેંદ્રલોકને પામે છે અને સ્વર્ગમાં દેવતાને યોગ્ય દિવ્ય ભોગો ભોગવે છે. તે વિશાલ સ્વર્ગ લોક ભોગવીને પુણ્ય ક્ષીણ થતાં મૃત્યુ લોકમા પુનઃ આવે છે. આ રીતે જ્ઞાન-ભક્તિ રહિત કેવળ વૈદિક કર્મ કરનાર કામની ઈચ્છાવાળા પુરૂષો ગતાગત ( નાશવંત ) ફળ પ્રાપ્ત કરે છે

આવી વસ્તુસ્થિતિ હોવાથી ભગવાન્ શ્રીમુખે ભાગવત ધર્મનો ઉત્કર્ષ દર્શાવતા જણાવે છે કેઃ—

अनन्याश्चिंतयंतो माम् ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

( એજન ૨૨. )

( ભાવાર્થઃ—જે જનો અનન્ય ભાવ રાખી મારામા ચિત્ત પરોવી કેવળ મારીજ ઉપાસના કરે છે તેવા નિત્ય મારામાં

બુદ્ધિ રાખનાર જનોનાં યોગ (ઇષ્ટપ્રાપ્યની પ્રાપ્તિ) અને ક્ષેમ (પ્રાપ્તઈષ્ટનું રક્ષણ)નું હું વહન કરૂં છું.

માટે

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैव मात्मानं मत्परायणः ॥ (એજન ૩૪)

એ ભગવદાજ્ઞાને અનુસરી અમો બ્રહ્મચારીધર્મ પાલન સાથે ભાગવત ધર્મનું પણ આચરણ કરીએ છીએ જો તેમ ન કરીએ તો અમારૂં કર્મહીન હોઈ ફક્ત જન્મમરણ આપનારૂં નીવડે.

ત્યારબાદ બૃહસ્પતિએ ઊર્ધ્વપુંડ્ર અને તુલસીમાલા ઇત્યાદિ શાસ્ત્ર વિહિત નથી એમ જણાવી વિવાદ કરવા માંડયો. તેના અંતે આચાર્યશ્રીએ બહુ પ્રસન્ન વદનથી જણાવ્યું કેઃ—

માલા, તિલકાદિ ધારણ શ્રુતિ–સ્મૃતિ પુરાણાદિ સર્વ શાસ્ત્રોને સંમત છે

મહોપનિષદ્‌માં કહે છે કેઃ—

शंखचक्रधरो विद्वान् मालां तुलसीजां दधान् स जीवनमुक्तः॥
तुलसीकाष्टसंभूतां मालां यो वहते नरः ॥
प्रायश्चित्तं न तस्यास्ति न पापं तस्य विद्यते । (મહોપનિષદ)

શંખ ચક્રાદિ મુદ્રાને ધારણ કરનાર જે વિદ્વાન્ તુલસી કાષ્ટની માલાને ધારણ કરે છે તે જીવનમુક્ત થાય છે. જે મનુષ્ય તુલસીકાષ્ટની માલાને ધારણ કરે છે તેને પ્રાયશ્ચિત નથી, કેમકે તેના દેહમા પાપ રહેતું નથી.

અથર્વણ વેદની કઠ શાખામા કહ્યું છે કેઃ—

धृतोर्ध्वपुंड्रकृतचक्रधारी विष्णुं परं ध्यायति यो महात्मा ॥
स्वरेण मंत्रेण सदा हृदि स्थितं परात्परं यन्महतो महान्तम् ॥

ઊર્ધ્વપુંડ્ર અને ચક્રાદિ મુદ્રાને ધારણ કરતાં પ્રણવની સાથે મંત્રપૂર્વક હૃદયમા સ્થિત થયેલા પર થકી પણ પર અને

મોટાથી પણ મોટા એવા સર્વોત્કૃષ્ટ વિષ્ણુ ભગવાનનું જે ધ્યાન કરે છે તે મહાત્મા છે.

એજ વેદની બાલ્હવ શાખામાં કહ્યું છે કે:—

अर्चनादौ यज्ञमूर्तें ऊर्ध्वपुंड्रं य आरभेत् ॥
कुलं तारयते सप्त सगच्छेद्वैष्णवं पदम् ॥
अन्य देवस्य ये भक्ता जपहोमपरायणा ऊर्ध्वपुंड्रं धारयंते ॥

અર્ચનાદિકમા યજ્ઞમૂર્તિ હરિનું ઊર્ધ્વપુંડ્ર જે ધારણ કરે છે તે પોતાથકી સાત પેઢીને તારીને વિષ્ણુ ભગવાનના પદમાં જાય છે જપ અને હોમ કરનારા બીજા દેવતાઓના ભક્ત પણ ઊર્ધ્વપુંડ્ર ધારણ કરે છે

વળી અથર્વણમા કહ્યુ છે કે:—

हरेःपादाकृतिमात्मनो हिताय मध्ये छिद्रं ऊर्ध्वपुंड्रं यो धारयति स परस्य प्रियो भवति स पुण्यवान् भवति स मुक्तिभाग् भवति ॥

શ્રીહરિના ચરણારવિંદની આકૃતિવાળુ મધ્યમા છિદ્રયુક્ત એવું ઉર્ધ્વપુંડ્ર પોતાના હિતને માટે જે ધારણ કરે છે તે શ્રીભગવાનને પ્રિય થાય છે, તે પુણ્યવાન્ થાય છે, અને મુક્તિને પામવા યોગ્ય થાય છે

મહોપનિષદ્મા કહ્યું છે કે.—

धृतोर्ध्वपुंड्रः परमेशितारं नारायणं सांख्ययोगाधिगम्यम् ॥
ध्यात्वा विमुच्येत नरः समस्तैः संसारपाशैरिहचैति विष्णुम् ॥

ઉર્ધ્વપુંડ્ર ધારણ કરીને સાખ્ય અને યોગશાસ્ત્રથી જાણવામાં આવે એવા પરમેશ્વર નારાયણનું ધ્યાન કરીને મનુષ્ય આ જન્મમા સંસારપાશથી મુક્ત થાય છે અને વિષ્ણુને પામે છે.

સ્કદ પુરાણમાં કહ્યું છે કે:—

तस्माद्वै यत्नयत्नेन मालास्तुलसीसंभवाः ।
तदूर्ध्वपुंड्रशंखाद्यैर्युक्तस्तुलसीभूषणैः ॥

એટલા માટે પ્રયત્ન વડે તુલસી થકી ઉત્પન્ન થયેલી માલા ધારણ કરવી તુલસી માલાથી સુશોભિત થઇને શંખ વગેરે ચિન્હવાળું ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું.

પદ્મપુરાણમા કહ્યું છે કે —

कृष्णायुधांकितं विप्रं तुलसीकाष्टभूषितं ॥
दृष्ट्वा निंदापरो यस्तु स वै नरकभाग्भवेत् ॥

શ્રીકૃષ્ણ ભગવાનના આયુધે કરીને ચિન્હિત અને તુલસીકાષ્ટની માલાથી શોભાયમાન એવા બ્રાહ્મણને જોઇને જે નિંદા કરે છે તે નરક ભોગવનાર થાય છે.

વળી એજ પુરાણમા કહ્યું છે કે.—

ऊर्ध्वपुंड्रं तु सर्वेषां न निषिद्धं कदाचन ॥
धारयेयुः क्षत्रियाद्याः विष्णुभक्ता भवन्ति ये ॥

ઊર્ધ્વપુંડ્ર સર્વ વર્ણોને કદી નિષિદ્ધ નથી. ક્ષત્રિયો વગેરે જે વિષ્ણુ ભક્તો હોય તેઓએ ઊર્ધ્વપુંડ્ર ધારણ કરવું.

સ્કંદ પુરાણમા કહ્યું છે કે:—

मंत्रेणैवाभिमंत्र्याथ ललाटादिषु वैष्णवः ।
धारयेदूर्ध्वपुंड्राणि यथा संख्यमतंद्रितः ॥
ब्रह्मन् द्वादशपुंड्राणि ब्राह्मणः सततं धरेत् ॥
चत्वारि भूभृतां पुत्रः पुंड्राणि द्वे विशां स्मृते ॥
एकं पुंड्रं तु नारीणां शूद्राणां च विधीयते ॥

વૈષ્ણવ સાવધાન થઈ મંત્રથી અભિમંત્રણ કરી લલાટાદિ સ્થાનમા સંખ્યા પ્રમાણે ઊર્ધ્વપુંડ્ર ધારણ કરે. હે બ્રહ્મન્! બાર પુંડ્ર બ્રાહ્મણ ધારણ કરે, ચાર ક્ષત્રિય, બે વૈશ્ય, અને સ્ત્રી તથા શૂદ્ર એક ધારણ કરે.

યમ રાજા કહે છે કેઃ—

यस्य भाले भगवतः प्रसादकुंकुमं शुभम् ॥
ते वै भागवता ज्ञेया नात्र नेया ममांतिकम् ॥

જેઓના કપાળમાં ભગવાનનું શુભ પ્રસાદી કુંકુમ છે, તેઓને ભગવાનના ભક્ત જાણવા અને તેમને મારી પાસે લાવવા નહિ.

એ અને એવાં અનેક પ્રમાણોથી બ્રાહ્મણને માટે શ્રીહરિના ચરણની આકૃતિ જેવું ઊર્ધ્વપુંડ્ર કરવાનું અને તુલસીકાષ્ટની માલા તથા શંખચક્રાદિ ચિન્હ ધારણ કરવાનું વિહિત છે.

પછી આચાર્યશ્રીને પ્રશ્ન કરવામા આવ્યો કે બ્રહ્મચારીને માટે તીર્થયાત્રા વિહિત નથી તો આપ શા માટે તીર્થાટન કરો છો ? તે પ્રશ્નનો ઉત્તર આપતા આચાર્યશ્રીએ જણાવ્યું કે.—

બ્રહ્મચારીને માટે તીર્થયાત્રાનો કોઇ સ્થળે નિષેધ જણાતો નથી. મનુસ્મૃતિ (અધ્યાય બીજા) માં બ્રહ્મચારીને તજવાના વિષયો જણાવ્યા છે તેમા તીર્થયાત્રાનો સમાસ થતો નથી.

વળી મારે જણાવવું જોઇએ કે હું જે તીર્થયાત્રા કરૂ છું તે માત્ર તીર્થયાત્રાની ખાતરજ કરૂ છુ એમ નથી પણ દેશની ધર્મ સંબંધી સ્થિતિનો અભ્યાસ કરવાને, આપના જેવા વિદ્વાનોના સમાગમનો અનુપમ લાભ મેળવવાને, તથા યથાશક્તિ સદ્ધર્મના પ્રકાશ અર્થે ઉપદેશ દ્વારા હરિરૂપ જગત્‌ની સેવાને અર્થે હું ફરૂં છું. આવા પ્રકારના કર્મનો કોઇ પણ શાસ્ત્ર નિષેધ કરતું નથી એ વાત આપ સ્વીકારશો.

બાળકને હરિસેવા વિહિત ન હોય એમ કોઇ કહે તે અયોગ્ય છે.

ભગવાન્ ગીતાજીમાં સ્પષ્ટ કહે છે કે જીવ એ મારો અંશ છે. શ્રુતિઓ પોકારીને કહે છે કે ભગવાને સર્વ જગત્ પોતામાંથી સર્જ્યું છે. દરેક પ્રાણીને સ્રીપુત્રાદિ સર્વ પદાર્થો પ્રિય

લાગે છે તે સકર પદાર્થોમા રહેલા ભગવદંશને લીધે પ્રિય લાગે છે. એ પ્રમાણે હોવાથી અશે અંશીની સેવા કરવી એ એનો સહજ ધર્મ છે.

શ્રીહરિમા ચિત્ત એકતાન રહે તેને સેવા કહે છે. જે ભગવાનથી આપણી ઉત્પત્તિ છે, જેમા આપણી સ્થિતિ અને જેમાં આપણો લય થવાનો છે, જે ભગવાન જન્મથી મરણ પર્યંત આપણા ઉપર અનંત ઉપકારો કરે છે, જે નિદ્રા વગેરે સર્વ અવસ્થાઓમા આપણું રક્ષણ કરે છે, જે આપણને યોગ અને ક્ષેમ આપે છે, તે ભગવાનમાં મન પરોવાયલું રાખવું એને સેવા કહે છે. શ્રીહરિનું માહાત્મ્ય જાણીને અને દૃઢ પ્રેમ સહિત જે સેવા કરવામાં આવે છે તે ભક્તિ છે. કર્મ હરિને અર્પણ કરીને કરવા એ પણ ભક્તિનું એક અંગ છે.

જીવ માત્રને ભગવાનની સેવા કરવાની જરૂર છે, તો મારા જેવો બાલક તે કેમ ન કરે ? હરિસેવા કરવાની કોઈ શાસ્ત્રોમાં મના નથી. ધ્રુવ, પ્રહ્લાદ, શુકદેવજી આદિના દૃષ્ટાંતોનેજ હું અનુસરું છું.

જન્માદિકની પ્રાણભૂત ભક્તિ છે, તો તે ભક્તિને અભાવે જન્મ, વિદ્યા, વ્રત, સર્વજ્ઞતા, વગેરેનો દાહ જ ઉચિત છે ( जन्मादिनाप्राणभूताभक्तिः तदभावे दाह एवोचितः ॥ સુબોધિની)

એટલા માટે અમો શ્રીહરિની સેવા કરીએ છીએ. મન, વાણી અને કાયાથી થતા તમામ કર્મો ભગવાનને અર્પણ કરીએ છીએ. એમા કોઇ પ્રકારનો દોષ હોય તો બતાવો.

એ સાભળી એક બ્રહ્મભટ્ટ નામનો વિદ્વાન્ હસીને બોલ્યો કે એ ભાગવતી વાર્તા સ્ત્રીશૂદ્રોના આનંદને માટે છે, પણ વેદાનુયાયી બ્રાહ્મણને માટે નથી. શ્રુતિમાં જે કહ્યું છે તેજ કર્તવ્ય છે, બીજું નથી. ભગવદર્પણ-કર્મ આપે કહ્યાં તે स्वर्गकामो यजेत એ શ્રુતિથી વિહિત નથી, પણ સકામકર્મ વિહિત છે. કોઈ ક્રિયા

નિષ્કામ થતી નથી એમ મનુનું વચન છે. વેદમાં જે કહ્યું છે તે બ્રાહ્મણને કલ્યાણદાયી છે. વેદમાં તો કર્મ કરવાનું કહ્યું છે ભક્તિ કે જ્ઞાન કહ્યાં નથી. તે કારણથી વેદના વચન વડે આપની ભક્તિ પ્રતિપાદન કરો. પુરાણાદિકમા કહેલી મનુષ્યવાણીને જૈમિની પ્રમાણ માનતા નથી. કલ્પ કલ્પમા બનતા શ્રુતિ સ્મૃતિમા આપ કહો છો તે ભાગવતી ભક્તિ દેખાતી નથી, તેથી એ વાતનો ખુલાસો કરવાનું મિત્રતાથી પુછીએ છીએ, દુષ્ટબુદ્ધિથી અથવા માત્સર્યથી પૂછતા નથી અમારી જાતિમા આપ સાક્ષાત્ વૈશ્વાનર પ્રગટ થયા છો. આપે જે સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે તેનો નિર્ણય કરવાની અમારી બુદ્ધિ ઈચ્છા કરે છે. એ પ્રમાણેનો પ્રશ્ન સાભળી આચાર્યશ્રી બોલ્યાઃ—

ભાગવતી વાર્તા સ્રીશૂદ્રાદિના આનંદને માટે છે એમ સમજવું એ કર્મજડતા બતાવે છે, પણ કર્મ કુશળતા બતાવતું નથી. एतस्यै वानंदस्यान्यानि भूतानि मात्रामुपजीवन्ति ॥ ( બ્રહ્દારણ્યક ૪–૩–૩૨–૨૦૯ ) એ શ્રુતિથી જણાય છે કે પરમાત્માના આનંદના અંશ માત્રથી બીજાં પ્રાણીઓ જીવે છે, તો કર્મસાધ્ય સ્વર્ગાદિ ફલમા પણ એ પરમાત્માનો આનંદાંશ માત્ર રહેલો છે. એ આનંદાશને ફલરૂપ માનવા કરતા પૂર્ણાનંદ પરમાત્માને ફલરૂપ માનવા એ ઉત્તમ છે. ભક્તિમાર્ગમાં પૂર્ણાનંદ પરમાત્માને ફલરૂપ માની એમનું ભજન કરવામાં આવે છે, તે કારણથી એ ભાગવતી કથા કર્મમાર્ગ કરતા શ્રેષ્ઠ છે, અને તે કલ્યાણ ઇચ્છનાર સર્વ વર્ણ અને જાતિને માટે છે.

આપ કહો છો કે જૈમિનિ પુરાણોને પ્રમાણ માનતા નથી, આ વાત ખરી નથી. विरोधे त्वनपेक्षं स्यादसतिह्यनुमानं ॥ ( શાસ્રાર્થ પૃષ્ઠ ૭૨ ) એ જૈમિનિસૂત્ર ઉપરથી જણાય છે કે જૈમિનિએ માત્ર વેદવિરૂદ્ધ સ્મૃતિઓનું અપ્રામાણ્ય કહેલું છે, પણ અવિરૂદ્ધ સંવાદી અંશ પ્રમાણ માનેલો છે અવિરૂદ્ધ સંવાદી અંશ મતાર્થ છે, પણ અપ્રમાણ નથી.

આપ કહોછો કે ભક્તિ કે જ્ઞાન વેદમા નથી, તેમાં તો માત્ર કર્મ કરવાનું કહેલું છે. આ કહેવું માત્ર અજ્ઞાન સૂચવે છે. જે વેદનો ખરો અર્થ અને અભિપ્રાય સમજ્યો હોય તે આવું કદી કહે નહિ.

तमृस्तोतारः पूर्व्यं यथाविद् ऋतस्य गर्भ जनुषा पिपर्तन ॥

ऋक्शाखा ॥

અર્થ—હે સ્તોતારો ! સર્વ કારણના કારણ, વેદના ઉત્પન્ન કરનાર, તે પ્રસિદ્ધ પરમાત્માને તમે તમારા જન્મથી સંતુષ્ટ કરો (અર્થાત્ તમે એમની ભક્તિ કરો). (અણુભાષ્ય પૃષ્ટ ૧૧૦૯)

अस्य जानन्तो नामचिद्विविक्तनमहस्ते विष्णो सुमति भजामहे ॥

ऋग्वेद.

અર્થ—તે પરમાત્માના નામનું સ્વરૂપ જાણતા છતાં સચ્ચિદાનંદાત્મક તે વિષ્ણુના નામનું તમે કીર્તન કરો. હે વિષ્ણુ ! તમારા તેજને (સ્વરૂપને) સુંદર બુદ્ધિવડે અમે ભજીએ છીએ. (ઋગ્વેદ અણુ. ૧૧૦૯)

પૂર્વે જણાવેલાં, આ તથા ઈતર અનેક વાકયોથી વેદમાં ભક્તિ પતિપાદિત કરેલી છે એ સારી રીતે જાણો.

तमेव विदित्वातिमृत्युमेति ॥ તેને (પરમાત્માને) જાણીને અધિકારી મૃત્યુનું ઉલ્લંઘન કરે છે. (શ્વેતાશ્વતર ૩–૮ પૃષ્ટ ૬૮૯)

ब्रह्मविदाप्नोति परम् ॥ તૈત્તિરીય. ब्रह्मविद् ब्रह्मैव भवति.

ઈત્યાદિ શ્રુતિ વાકયોથી સિદ્ધ થાય છે કે વેદમા જ્ઞાનમાર્ગપણ કહેલો છે એ રીતે વેદમા કર્મ, જ્ઞાન અને ભક્તિ એ ત્રણે માર્ગો કહેલા છે, માત્ર કર્મમાર્ગ કહેલો છે એમ નથી.

मर्ता अमर्त्यस्य ते भूरि नाम मनामहे विप्रासो जातवेदसः ॥

(સ્કંધ ૯–૮ શ્રીધર પૃષ્ટ ૨૯)

અર્થ—જાતવેદસ્ એવા મરણધર્મનિર્વર્તક આપનું નામ

અમે મરણધર્મવાળા બ્રાહ્મણો તપ, યજ્ઞ, ધન વગેરે કરતાં અધિક માનીએ છીએ.

આ શ્રુતિ સ્પષ્ટ રીતે બતાવે છે કે ભાગવતી વાતો માત્ર સ્ત્રીશૂદ્રોને માટે નથી પણ બ્રાહ્મણોને માટે છે.

વળી ગીતાજીમાં ભગવાન્ કહે છે કેઃ—

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा ॥
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम् ॥

ભાવાર્થઃ—મારા ભક્તો પવિત્ર બ્રાહ્મણો તથા રાજર્ષિઓ પરમગતિને પામે છે, એમાં ફરીથી શું કહેવું ? આ અનિત્ય અને મનુષ્ય લોક પામીને સુખરહિત મને ભજ. (ગી. ૯—૩૩).

બ્રાહ્મણને માટે ભક્તિમાર્ગ છે એ વાત વેદ જાણનાર આપ ન જાણો એ આશ્ચર્યજનક છે

શ્વેતાશ્વેતર ઉપનિષદ્માં કહ્યું છે કેઃ—

ऋचो अक्षरे परमेव्योमन्यस्मिन्देवा अधि विश्वे निषदुः
यस्तन्न वेद किमृचा करिष्यति य इत्तद्विदुस्तइमे समासते ॥
(શ્વે. શ્વ. ૪—૮)

ભાવાર્થઃ—ઋચાઓ (ઋગાદિવેદો) જે અવિનાશી પરમ આકાશમા રહે છે, અને જેમાં સર્વે દેવો (મનુષ્ય લોકની ઉપર) આશ્રય પામીને રહે છે તે બ્રહ્મને જે પુરૂષ જાણતો નથી તે પુરૂષ ઋચાઓના અધ્યયન વડે શું કરશે ? જેઓ એવી રીતે તેને જાણે છે તેઓ કૃતાર્થ થઈને સ્થિત થાય છે.

આપ કહો છો કેઃ—

अकामस्य क्रिया काचिद् दृश्यते नेह कर्हिचित् ॥
यद्यद्धि कुरुते किंचित्तत्तत्कामस्य चेष्टितम् ॥ (મનુસ્મૃતિ ૨—૪)

નિષ્કામ કર્મની કોઈ ક્રિયા થતી નથી. મનુષ્ય જે જે કર્મ કરે છે તે તે કર્મ કામનાને લીધે કરે છે. આ વાકયથી

સાધારણ મનુષ્યો જે કરે છે તે કહેવામાં આવે છે; આ વાક્યમાંથી નિષ્કામ કર્મ નજ થઇ શકે એવો સિદ્ધાન્ત નીકળતો નથી. જો એવા સિદ્ધાન્તનો બોધ કરવાનો મનુનો ઈરાદો હોત તો એજ અધ્યાયના ૯૫ મા શ્લોકમા કહેત નહિ કેઃ—

यश्चैतान्प्राप्नुयात्सर्वान्यश्चैतान्केवलांस्त्यजेत् ॥
प्रापणात्सर्वकामानां परित्यागो विशिष्यते ॥

જે મનુષ્ય જગતની સર્વ કામનાઓને પૂરી પાડે છે, અને જે પુરૂષ જગત્‌ની સર્વ કામનાઓનો કેવળ ત્યાગ કરે છે એ બંનેમા કામનાઓ મેળવીને તેઓનો ઉપભોગ કરનાર કરતાં તેઓનો ત્યાગ કરનાર વધારે શ્રેષ્ઠ છે.

વળી એ પછીના શ્લોકમાં વિષયોમાં આસક્ત થયેલી ઈન્દ્રિયોને જ્ઞાનથી વશ કરી શકાય છે એમ કહેલું છે. વળી એજ અધ્યાયના બીજા શ્લોકમાં કહ્યું છે કે "ફળની કામનાથી ધર્માચરણ કરવું એ સારૂં નથી. ( कामात्मता न प्रशस्ता મનુ ૨–૨ )

વળી કહ્યું છે કેઃ—

समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥

બ્રહ્માર્પણ બુદ્ધિથી જ્યોતિષ્ટોમાદિયજ્ઞ કરનારો પુરૂષ સ્વારાજ્ય ( મોક્ષ ) ને પામે છે.

વળી એજ અધ્યાયમા કહ્યું છે કે આ લોકના સુખની તથા સ્વર્ગાદિકના સુખની કામના માટે કરવામાં આવતું કર્મ પ્રવૃત્તકર્મ કહેવાય છે, અને દૃષ્ટ તથા અદૃષ્ટ ફળની કામના વગર બ્રહ્મજ્ઞાનના અભ્યાસપૂર્વક કરવામાં આવતું કર્મ નિવૃત્ત કર્મ કહેવાય છે. (૧૨–૮૯). પ્રવૃત્તિવાળું કર્મ કરવાથી દેવલોકમા જવાય છે અને નિવૃત્તિવાળું કર્મ કરવાથી મોક્ષ પ્રાપ્ત થાય છે. (૧૨–૯૦)

મુંડકોપનિષદમાં કહ્યું છે કેઃ–

आत्मक्रीड आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः । (३–१)

જે આત્મક્રીડ, આત્મરતિ અને ક્રિયાવાન્ છે તે બ્રહ્મવેત્તાઓમાં મુખ્ય છે. એ પ્રમાણોથી આપની ખાત્રી થશે કે

નિષ્કામપણાથી કોઇ ક્રિયા થતી નથી એ ધારવું ભૂલભરેલું છે.

વેદનો અર્થ સર્વ પુરાણોમાં પ્રતિષ્ઠિત છે; પુરાણો વેદાર્થનો પ્રકાશ કરનાર છે. એટલા માટે કૂર્મપુરાણમાં કહ્યું છે કે પુરાણ જાણ્યા વગર ધર્મ અને વૈદકધર્મવિદ્યા સમજાતી નથી. બ્રહ્માન્ડ પુરાણમાં કહેલું છે કે અલ્પશ્રુત પુરૂષથકી વેદ ભય પામે છે કે મને આ ખોટા અર્થ કરી પ્રહાર કરશે. બૃહદારણ્યક ઉપનિષદમા કહ્યું છે કે ઈતિહાસ, પુરાણ, ઉપનિષદ્ વગેરે પરમાત્માના નિઃશ્વાસરૂપ છે. છાંદોગ્ય ઉપનિષદ્મા કહ્યું છે કે પુરાણ એ પાચમો વેદ છે. એ રીતે પુરાણને વેદતુલ્ય કહ્યું છે. જેમ વેદમાં અગ્નિહોત્રાદિ પાંચ યજ્ઞો અનેક રૂપભેદસહિત સાગ કહેલા છે તેમ પુરાણમા ધર્મ, અર્થ, કામ, મોક્ષ અને ભક્તિ એ પાચ અર્થ કહેલા છે.

શ્રુતિમાં ભક્તિ દેખાતી નથી એ કહેવું ખોટું છે એમ અમે સાબીત કરી આપ્યું છે. સ્મૃતિઓમા ગીતા એ શિરોમણિ છે, અને તેમાં ભક્તિનો પ્રવાહ સતત્ ચાલા રહેલો છે.

ધર્મના બે ભાગ પાડવામા આવે છેઃ—(૧) જેમાં કાંઈ કર્મ કરવાનું હોય છે તે, અને (૨) જેમા કાંઈ કર્મ કરવાનુ હોતું નથી તે. પહેલાને પ્રવૃત્તિમાર્ગ કહે છે અને બીજાને નિવૃ[ત્તિમાર્ગ] કહે છે. પેહેલામાં યજ્ઞ યાગ વિગેરે ક્રિયાઓ કરવાની હોય છે. તે ક્રિયાઓ કરવાથી બીજાને ઉપદ્રવ થવાનો સંભવ છે. બીજામા એટલે નિવૃત્તિમાર્ગમા પોતાનેજ ઉપદ્રવ કરવાની જરૂર રહે છે. એ રીતે કર્મમાર્ગ અને જ્ઞાનમાર્ગમા બને છે, પણ ભક્તિમાર્ગમાં તેમ થતું નથી.

દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, કર્તા અને કર્મ એ છ પદાર્થો શુદ્ધ હોય ત્યારેજ વૈદિક કર્મકાન્ડની ક્રિયાઓ શુદ્ધ રીતે થઈ શકે છે, પણ આ કલિયુગમાં તે બનવું મુશ્કેલ છે માટે ભક્તિમાર્ગજ સાધ્ય છે. એટલા માટે કર્મ કે જ્ઞાનમાર્ગનું અભિમાન તજી સર્વ શ્રીહરિની ભક્તિ કરો એજ અમારૂ કહેવું છે.

ભગવાને શ્રીમુખથી કહ્યું છે કે,–

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ॥
शक्य एवंविधो द्रष्टुं द्रष्टवानसि मां यथा ॥
भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ॥
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥

(ગીતા. અ૦ ૧૧–૫૩–૪)

અર્થ—તેં મને જેવો દીઠો તેવો જોવાને, વેદથી, તપથી, દાનથી, યજ્ઞ વિગેરે ક્રિયા કરવાથી પણ બની શકતું નથી.

હે પરંતપ ! બીજા કશાથી નહિં પણ ફક્ત મારી ભક્તિથીજ એવી રીતે મને જાણી શકાય છે, મને જોઇ શકાય છે અને વાસ્તવિકરૂપે કરીને મારામાં પ્રવેશ કરી શકાય છે.

પોતાના ભક્ત ઉપર કૃપા કરી ઇશ્વર પોતાના સ્વરૂપનું દર્શન દે છે. જે જન એમની સેવા કરે છે તેને એ પોતાના સાકાર રૂપનું દર્શન આપે છે. એ પ્રમાણે શ્રુતિમાં ભક્તિ વિહિત છે. સત્ય, શૌચ વિગેરેની માફક, ભક્તિ એ સર્વનો સાધારણ ધર્મ છે. ભક્તિથી બ્રહ્માનંદ કરતાં પણ અધિક આનંદ મળે છે. શ્રુતિમાં કહ્યું છે કે તેજ આનંદ આપે છે. एषह्येव आनंदयति. તે ફળ જ્ઞાનીને પણ દુર્લભ છે તો દુરાગ્રહી કર્મજડને તો કયાંથી મળે ?

એ પ્રમાણે આચાર્યશ્રીના સંક્ષેપમાં જણાવ્યા બાદ શેષભટ્ટ આદિ શિષ્યોએ એ વિષયોનું વધારે નિરૂપણ કર્યું. તે સાભળીને સર્વ વૈદિક બ્રાહ્મણો સંતુષ્ટ થયા. તેઓએ આચાર્યશ્રીને પ્રણામ કરી એમણે કહેલો આચાર ગ્રહણ કર્યો. હરિસેવા, જગત્ બ્રહ્મની એકતારૂપ સિદ્ધાંત અને સત્કાર્યવાદમાં તેઓ દૃઢ થયા. કેટલાએક શરણ થયા. પછી આચાર્યશ્રી બ્રાહ્મણોની સભામાં વેદનું પારાયણ કરી એમના તરફના સત્કારનું ગ્રહણ કરી ત્યાંથી વાયવ્ય દિશા તરફ પધાર્યા.

# પ્રકરણ ૬ ઠું.

## સુબ્રહ્મણ્યક્ષેત્રથી વિદ્યાનગર.

સુબ્રહ્મણ્યક્ષેત્રથી જ્યાં પૂર્ણપ્રજ્ઞ, મહામુનિ, દ્વૈતસિદ્ધાંતનો પ્રચાર કરવાવાળા મધ્વાચાર્ય પ્રગટ થયા હતા તે ઉડુપ સ્થાનમાં આચાર્યશ્રી પધાર્યા. આચાર્યશ્રી મંદિરોમાં દર્શન કરવા ગયા ત્યાં દર્શન વિગેરે કરી માધ્વસંપ્રદાયી યતિયો તરફથી સત્કાર પામી એક મંદિરમાં બેઠા. ત્યારે યતિયોએ દિગ્વિજયની હકીકત પૂછી તેનો શિષ્યો તરફથી ઉત્તર મળતાં એક યતિયે કહ્યું કે ભેદવાદ અને તપ્તમુદ્રા એતો વૈષ્ણવોને સદા ઉચિત છે. તો આપે અભેદવાદ કેમ સ્વીકાર્યો અને તપ્તમુદ્રાથી દોષ લાગે છે એ પક્ષનો વૈષ્ણવાચાર્ય થઇ આપે કેમ સ્વીકાર કર્યો ?

**શ્રીમધ્વની જન્મભૂમિ.**

આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે શ્રુતિ સ્મૃતિમા સર્વત્ર અભેદનુંજ કથન છે અને ભકિતમાર્ગમા તો અભેદભાવથી ભકિત કરવામા આવે એ જ ઉત્તમ અથવા નિર્ગુણ ભકિત કહેલી છે.

**અભેદ.**

શ્રુતિમાં કહેલું છે કેઃ—

एकमेवाद्वितीयं ब्रह्म नेह नानास्ति किंचन ॥
मृत्योः स मृत्युमाप्नोति य इहनानेव पश्यति ॥

એક અને અદ્વિતીય બ્રહ્મજ છે તેમા કાંઇ જુદું નથી. જે ભેદ જુએ છે તે મૃત્યુ થકી મૃત્યુ પામે છે.

यदाह्येवैषएतस्मिन् उदरमन्तरं कुरुते अथतस्यभयंभवति ।

ભાવાર્થઃ—જ્યારે આ જીવાત્મા પોતાને અને ભગવાનને વિષે ભેદ કરે છે ત્યારે તેને ભય થાય છે.

એ રીતની શ્રુતિઓ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભગવાનને આત્મભાવથીજ ભજવા જોઇએ. એમને આત્મભાવથી જાણવાથીજ એમનામાં નિરૂપધિ પ્રેમ થાય છે.

" तत्त्वमसि " ઇત્યાદિ વાકયોમાં પ્રેમ અથવા સ્નેહને માટે આત્મત્વથી નિરૂપણ કરવામા આવ્યું છે.

બૃહદારણ્યક ઉપનિષદ્‌માં અગ્નિવિસ્ફુલિંગનું દૃષ્ટાંત આપી જીવને ઇશ્વરનો અંશ કહેલો છે. તેમજ ગીતાજીમાં પણ ममैवाशो जीवलोके એ વાકયમાં જીવને બ્રહ્મનો અંશ કહેલો છે. જીવ અંશ અને પરમાત્મા અંશી હોવાથી અંશાશીભાવને લીધે બન્નેનું ઐકય સંભવે છે. પોતાના સ્વરૂપમાં સર્વને સ્નેહ હોય છે. દેહમા સ્નેહ હોય છે તે આત્માને લઇનેજ. મુખ્ય સ્નેહસ્થાન પોતાનું સ્વરૂપ છે. માટે મુખ્ય સ્વરૂપભુત ભગવાન મુખ્ય સ્નેહસ્થાન હોવા જોઇએ.

ભગવાનના ગુણો સાભળતા ગંગાજીના જળની જેમ સાગર તરફ અવિચ્છિન્ન ગતિ થાય છે તેમ સર્વના અંતર્યામી રૂપ શ્રીપુરૂષોત્તમને વિષે મનુષ્યના મનની અવિચ્છિન્ન (ત્રુટે નહિ તેવી) જે ગતિ તેને નિર્ગુણ ભક્તિ કહે છે. એ ભક્તિ મુક્તરૂપ શ્રીહરિને વિષે હોવી જોઇએ. આ પ્રકારની ભક્તિ લોકવેદપ્રસિદ્ધ છે. એમા ભેદનો ગંધ પણ નથી. અંશઅંશીની વચ્ચે અભેદ હોવાથી તેમા કોઇ પ્રકારનો ભેદ નથી.

" હરિના સાલોકયની કામનાથી સર્વ વર્ણોના મધ્યે વૈષ્ણવ તપ્તમુદ્રા. અગ્નિમુક્ત ચક્ર ગ્રહણ કરી તપ્તમુદ્રા ધારણ કરે "

આ શ્લોકમા તપ્તમુદ્રા ધારણ કામ્ય છે એમ કહેલું છે.

शंखचक्रादिचिह्नरहितः पूजांयस्तु समाचरेत्
निष्फलं पूजनंतस्य हरिश्चापि न तुष्यति ॥

("ભાવાર્થઃ—શંખ ચક્રાદિ રહિત જે પૂજા કરે તેનું

પૂજન નિષ્ફલ છે, અને હરિ તેને પ્રસન્ન થતા નથી "). આ શ્લોકમાં શંખચક્રાદિને પૂજાનું અંગ કહેલું છે અને તે ભગવાનની પ્રસન્નતાને માટે અવશ્ય ધારણ કરવાનું કહેલું છે. સદર પ્રમાણ વાક્યોનો અર્થ એ છે કે શંખ ચક્ર મૃત્તિકાથીજ કરવું, તપ્ત લોહાથી શંખચક્રનું કામ્ય ધારણ નિષિદ્ધ છે. (નિ. સ. ૨૪૪)

એ પ્રમાણે આચાર્યશ્રીએ પોતાનું બોલવું બંધ કરતા યતીશ અને ભટ્ટાર્ય પ્રભૃતિ શિષ્યોની વચ્ચે ઘણો સંવાદ થયો, તેમા યતીશોની સર્વ શંકાઓનું નિરાકરણ થઈ ગયું. પછી ત્યા થોડા દિવસ બિરાજી આચાર્યશ્રી સપ્તર્ષિ પધાર્યા.

ગોકર્ણ

ત્યાંથી આચાર્યશ્રી ગોકર્ણ પધાર્યા. ત્યાં તીર્થવિધિ કરી મુકામ કર્યો પછી વેદનું પારાયણ કર્યું ત્યા ત્રિપુડ્ર વિભૂતિ લગાવી, શિવનો મંગળ મંત્ર બોલતા શૈવ બ્રાહ્મણો આવ્યા તેમણે આચાર્યશ્રીને જણાવ્યું કે આપ વૈષ્ણવ વિદ્વાન્ બ્રાહ્મણ છો. તીર્થયાત્રાને માટે આવ્યા છો. આપે રામેશ્વરમાં વીરશૈવનું નિરાકરણ કર્યું છે આપને જે પુછવુ હોય તે પુછો. શંકરને શરણે જે લોકો છે તે સર્વમા હમે નિર્ણય છીએ. શંકરની વિધિની જે નિંદા કરે છે તે પામર છે. અઢાર પુરાણમાથી દશ પુરાણમા અને વેદ ઉપનિષદ્મા મહેશનો મહિમા વર્ણવ્યો છે

આચાર્યશ્રીએ કહ્યું કે સત્ય છે, સત્ય છે. મહેશ એ સર્વ દેવના ઇશ્વર છે. એમના મહત્વમા શો સંદેહ છે? પરંતુ તમારા આચારમાં વિવાદ છે. તમારો આચાર કેવા પ્રકારનો છે અને પ્રમાણ શું છે? ત્યારે શિવશર્મા વિદ્વાન્ બોલ્યા કે:—

માહેશ્વર.

માહેશ્વર બે પ્રકારના છે.—વૈદિક અને તાન્ત્રિક, તેમા વૈદિકના બે ભાગ છે:—તાન્ત્રમિશ્ર અને કેવળ તાંત્રિક ચાર પ્રકારના છે:—શૈવ, પાશુપત, મહાશૈવ અને શાક્ત. વળી એમા પણ અનેક પ્રકારના ભેદ છે.

**વૈદિકશૈવ.**

વૈદિકશૈવ વેદમાર્ગની રીતે મહાદેવજીનું પૂજન કરે છે; અને ધર્મમા રહીને વખતે બીજા દેવોનું પણ પૂજન કરે છે; પૂર્વ એકાદશી અને જન્માષ્ટમી વ્રત કરે છે; તીર્થયાત્રામાં વિષ્ણુની પણ પૂજા કરે છે, તેમજ દેવતાઓની મહાદેવજીની બુદ્ધિથી પૂજા કરે છે; આન્હિકમા ભસ્મનું ત્રિપુંડ્ર અને રૂદ્રાક્ષની માળા નિત્ય ધારણ કરે છે; પાર્થિવ પૂજનમા તત્પર રહે છે; પચપૂજા અથવા એકપૂજામા નર્મદાજીમાથી મળેલા ઉત્તમ લિંગની પૂજા કરે છે, મહાદેવનું નિર્માલ્ય ગ્રહણ કરે છે; પચાક્ષરીમત્રનો જપ કરે છે, રૂદ્રાધ્યાયનો પાઠ કરે છે, શિવજીની યાત્રા અને ઉત્સવ કરે છે; દરેક મહિનામા શિવરાત્રિ કરે છે; શનિ સોમનો પ્રદોષ કરે છે અને દ્વાદશીને દિવસે શૈવબ્રાહ્મણનું પૂજન કરે છે.

**મિશ્રશૈવ.**

મિશ્રશૈવ ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરી શિવની પૂજા કરે છે; વૈદિક ધર્મને ગૌણ ગણી શૈવધર્મની પ્રશંસા કરે છે; પંચાક્ષરી વગેરે મંત્રથી દીક્ષિત થઈને એમના વ્રતમા રહી વેદતન્ત્રવડે શિવજીની પૂજા કરે છે, નિર્માલ્યનું ભક્ષણ કરે છે, પવિત્રકાળમા ભુજામા નર્મદાનું લિંગ ધારણ કરે છે, પ્રદોષ, શિવરાત્રિ, શિવયાત્રા અને શિવજીનો મહોત્સવ કરે છે; ગગા નર્મદાને માને છે બીજાને માનતા નથી, શિવક્ષેત્રમા જાય છે; જ્યોતિર્લિંગના દર્શન કરે છે; શિવજીને પ્રસન્ન કરે છે, એમનું નિર્માલ્ય ખાય છે; નિત્ય શિવપૂજન કરે છે; ત્રણ પ્રકારથી લિંગ ધારણ કરે છે; શિવ મત્રનો જપ કરે છે, હાથમા પાર્થિવપૂજન કરે છે, અને વિભુતથી ત્રણે વખત સ્નાન કરે છે. એવી રીતના ભવવ્રતને જે ધારણ કરે છે તે મિશ્રશૈવ છે.

પાશુપત પણ બે પ્રકારના છેઃ—વૈદિક અને તાંત્રિક તેઓ પોતાના ધર્મમા રહેવાવાળા, ગૃહસ્થ, અને

**વૈદિક પાશુપત.** શિવપૂજનમા તત્પર હોય છે, પચપાદ પાશુપત ચોગનો આશ્રય કરે છે; ભીતર શૈવ, બહાર શાક્ત અને લોકાચારમાં વૈદિક હોય છે; નાળિયેરીના ફળની માફક જેઓ સાર ગ્રહણ કરી રહ્યા છે તે વૈદિક છે.

**તાંત્રિક પાશુપત.** તાત્રિક તો નગ્ન, કાષાયવસ્ત્ર અને તલવાર ધારણ કરવાવાળા છે; તેઓ શ્મશાનમા વિચરે છે, મુંડ મુડાવી જટા રાખી ભસ્મ ધારણ કરે છે, અને ચિમટા લેઈ ચોગમાં સ્થિત રહે છે. તેઓ વેદકર્મથી બહાર છે

**કપાલિયા પાશુપત.** કપાલિયા પાશુપત સ્મશાનની અગ્નિમા પાક કરવાવાળા, શિવ ભક્તિમા તત્પર અને મધુમાંસને સેવનારા છે નિગ્રહ અને અનુગ્રહમા એમના જેવા બીજા શૈવ સમર્થ હોતા નથી. તેઓ કાનમા મુદ્રા ધારણ કરી કાપાલિક થાય છે તેઓ શૃંગીવાદ્ય, ગોદડી ગેરૂવસ્ત્ર વગેરે ધારણ કરે છે, અને અયોગ્ય પદાર્થોનું સેવન કરે છે. તેઓ ચોગ ધારણ કરવાવાળા મહાશિવ છે. તેઓ તપથી મત્રઔષધિ સિદ્ધ કરે છે; અને પૃથ્વીમાં તથા આકાશમા ઇચ્છા પ્રમાણે ફરે છે.

**વૈદિક અને તાંત્રિક શાક્ત.**

શાક્ત પણ બે પ્રકારના છેઃ-વૈદિક તથા તાત્રિક. નિષિદ્ધાચારથી રહિત એવા વૈદિક બે પ્રકારના હોય છેઃ-શુદ્ધ અને મિશ્ર.

શુદ્ધ હોય છે તે વેદધર્મમા રહેવાવાળા, વેદમંત્રથી શિવનું પુજન કરવાવાળા, લાલ ત્રિપુંડ્ર, રૂદ્રાક્ષ તથાવિદ્રુમની માળા ધારણ કરવાવાળા, શૈવાચારમા આસક્ત અને શક્તિ દીક્ષામા દીક્ષિત હોય છે.

મિશ્ર હોય છે તે શક્તિમંત્રથી દીક્ષિત અને શક્તિની ઉપાસનામાં તત્પર હોય છે.

તાંત્રિક ન્યાસપૂજન કરે છે, અને પૌરાણિક, વૈદિક, અને તાંત્રિક સ્તોત્રથી જગજ્જનની બ્રહ્મશક્તિને પ્રસન્ન કરે છે. તેઓ નવરાત્રવ્રત, દેવીનો ઉત્સવ, વ્રત, તથા પીઠયાત્રા, કરે છે. તાંત્રિકના ત્રણ ભેદ છેઃ-દક્ષ, વામ અને કૌલ.

દક્ષતાંત્રિક. દક્ષતાંત્રિક તાંત્રિક દીક્ષા લેઇને મહાલક્ષ્મીની ઉપાસના કરે છે, અને વિદ્રુમની માળા, ત્રિપુંડ્ર વગેરે ધારણ કરે છે, તેઓ મદ્યમાંસાદિ વાપરે છે.

વામતાંત્રિક. વામ તો વીરકલ્પથી શ્યામાની પૂજા કરે છે. વૈદિક માર્ગ છોડી દેઇ તાંત્રિકી દીક્ષા લઇ તંત્રમાર્ગમાં તત્પર રહે છે, અને સ્વેચ્છાચારી બની કશાથી ડરતા નથી.

ઉત્તમતાંત્રિક. ઉત્તમતાંત્રિક મદ્યને અમૃત, માંસને શુદ્ધ દ્વિતીયા, મત્સ્યને જલપુષ્પ, અંબુફળ કે તૃતીયા, મુદ્રાને બટિકા, પ્યાજને વ્યાસ, લસણને શુક, કલાલને દીક્ષિત, ધોબણને પુષ્કર, ભગિની કે પુત્રીને દૂતી, અને અત્યજા કે ભાવનાને શક્તિ કહે છે. શક્તિનું ઉચ્છિષ્ટ મનુષ્યમાત્ર વીરની સાથે ખાય છે. “મદ્યપાન કરીને વમન કર્યા પછી મદ્ય પીવાથી પુનઃ જન્મ થતો નથી,” અને “પૂજન ડાબે હાથે કરવું” એવું વામશાસનમાં લખ્યું છે.

વામમાર્ગી પૂજાકાળમા વિશેષે કરીને મદ્ય વિગેરેથી પૂજા કરે છે. તેઓ સ્રીની સાથે સદા રહી તેની સાથે હાંસિ અને ક્રીડા કરે છે, અને એનેજ પરદેવતા માને છે.

પોતાની ઇચ્છા પ્રમાણે આચરે તે કૌલ. તેમના સાત પ્રકાર છે, અને દરેક પ્રકારના ઘણા ભેદ છે.

કૌલ. તેઓ દિવસને પાશવકલ્પ અને રાત્રિને વીર-
કલ્પ કહે છે. તેઓ નિંદકને કંટક, અને મંત્ર વગરનાને પશુ કહે છે. તેઓ પૂજા વખતે વૈષ્ણવીમુદ્રા બતાવે છે, તેઓ ભિતર શાક્ત, બાહેર શૈવ, અને સભામા વૈષ્ણવનો ડોળ રાખે છે.

શાક્ત

શાક્ત પણ, સાત, પ્રકારના છેઃ—વૈદિક, વૈષ્ણવ, સૌર, ગાણેશ, વામમાર્ગી, સિદ્ધાંત અને કૌલ.

દક્ષિણશાક્ત વૈદિક ગાયત્રીની ઉપાસના કરે છે. વૈષ્ણવ નૃસિંહસુંદરી આદિની ઉપાસના કરે છે. એ પ્રમાણે બીજાઓ પણ શક્તિની પૂજા કરે છે.

દક્ષિણશાક્ત.

આ પ્રમાણે, તંત્રોમાં બતાવેલો આચાર તંત્રમાર્ગવાળા પાળે છે તો એના પ્રમાણની બાબતમા શો સદેહ રહે છે?

એ સાભળી આચાર્યશ્રી બોલ્યા કે,—તમારૂં કહેવુ યથાર્થ છે, એમા કાંઇ સદેહ નથી. પરંતુ તંત્રમાર્ગ વેદથી જુદોજ છે તેથીજ તે ભ્રષ્ટ છે. ચારે વર્ણથી ભ્રષ્ટ મનુષ્યોનો તાંત્રિક આચાર છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ ચારે વર્ણ વેદથી સિદ્ધ છે. તેમા તત્રનો અધિકાર નથી. જેમ યવન, ચીના, મ્લેચ્છ, વગેરે અલગ છે તેમ મદ્ય, માસને સેવનાર તાંત્રિક પણ અલગ છે. વેદથી અવિરૂદ્ધ જે તંત્રમાર્ગ છે તેને વૈદિક પ્રમાણ મળે છે અને તે માર્ગના સકામ કામનાવાળા વેદના અધિકારી છે. જેમાં વેદ વિરૂદ્ધનો ગધ પણ હોય તો નથી તેમાં શિવ કેશવનું પૂજન પ્રમાણ છે. નિષિદ્ધાચાર તંત્રમા જે વિધાદિક છે તે ભ્રષ્ટ છે એમ સમજવું.

તંત્રમાર્ગ

જે વૈદિક, શૈવ, શાક્ત, પાશુપત, કહેવામા આવ્યા તે બધા નામભેદથી હરિના પૂજક છે. શિવે કહેલા માર્ગથી શિવરૂપી

ભગવાનની ઘણા આચાર્યોએથી એવો ઉપાસના કરે છે. શ્રીમદ્ ભાગવતમાં ભગવાનને કલ્પવૃક્ષ કહ્યા છે, અને એમનું અર્ચન એ સર્વનું અર્ચન છે. શક્તિ એ બ્રહ્મનો ધર્મ છે, પરંતુ તેનું નિષિદ્ધ પૂજન ઇષ્ટ નથી.

સાત્વિક, રાજસ, અને તામસ, એ ત્રણ પ્રકારના મનુષ્યો છે, તેમજ દેવ, દાનવ, તથા મનુષ્ય એ ત્રણ પ્રકારના જીવ છે.

જે જે પ્રકૃતિવાળો જે જે દેવતાનું એના આચારથી પૂજન કરે છે તે તે દેવતાને તે પામે છે. દેવતાનું પૂજન કરવાવાળો દેવલોકને પામે છે, પિતૃનું પૂજન કરવાવાળો પિતૃલોકને પામે છે ભૂતપૂજક ભૂતલોકને, અને હરિનું પૂજન કરવાવાળો હરિને પામે છે (ગીતા અ ૯ શ્લો. ૨૫)

ભગવાન્ કહે છે કે જે જે ભક્ત જે જે રૂપને શ્રદ્ધાથી પૂજે છે તેની શ્રદ્ધા હું અચળ કરૂં છું. જે જે શ્રદ્ધાથી તે દેવનું પૂજન કરે છે તે તે શ્રદ્ધાથી હું તેની કામના પૂર્ણ કરૂં છું; પણ એથી અલ્પબુદ્ધિવાળાને નાશવાળું ફળ પ્રાપ્ત થાય છે. ( ગીતા અ. ૭ શ્લો. ૨૧–૨૩)

મહાત્માઓ દૈવી પ્રકૃતિનો આશ્રય કરી મને ભજે છે અને મને સર્વ ભૂતનું આદિ કારણ તથા અવ્યય (નાશ રહિત) જાણીને અનન્ય ચિત્તથી ભજે છે. ( ગીતા અ. ૯ શ્લોક ૧૩ )

**ભક્તિ.**

આ ઉપરથી સમજાશે કે હરિસેવા એ શ્રેષ્ઠ છે બ્રહ્મ પુરાણમાં જણાવ્યું છે કે શુદ્ધ વૈદિક માર્ગથી શિવ, શક્તિની પૂજા કરવાવાળા વિષ્ણુભક્તિને પામે છે. અન્ય દેવમાં જેને ભક્તિ ઉત્પન્ન થાય છે તેને તે દેવના પૂજનમાં પ્રીતિ થાય છે અને પછી તે અગ્નિની ભક્તિ કરે છે, અગ્નિ પ્રસન્ન થાય છે ત્યારે તેને સૂર્યમાં ભક્તિ ઉત્પન્ન થાય છે; નિરંતર સૂર્યની પૂજા કરવાથી શિવમાં ભક્તિ ઉત્પન્ન થાય છે; શિવ પ્રસન્ન થયેથી ભગવાનમાં ભક્તિ

ઉત્પન્ન થાય છે અને તે વડે વાસુદેવની પૂજા કરવાથી ભુક્તિ અને મુક્તિ મળે છે.

શિવ મહેશ આદિ પદ મહેશવાચક છે. સ્વરૂપભેદે બ્રહ્મ એ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ છે. નારાયણોપનિષદ્ આદિ પ્રમાણો અનુસાર ત્રિમૂર્તિથી પર એવું સ્વરૂપ તે નારાયણ કહેવાય છે.

મહેશ આદિક શબ્દો યૌગિક છે, રૂઢ નથી. પણ નારાયણ ગોવિંદ એ પદ તો વિષ્ણુને માટે રૂઢ છે. તેટલા માટે બ્રાહ્મણો વેદમાર્ગથી ભગવાનની સેવા કરે છે. તેમા નિષિદ્ધાચારના ગંધનો સ્પર્શ પણ નથી.

કેશવ, શિવ, શાક્ત, સૂર્ય ગણપતિ, સ્કન્દ, મહેન્દ્ર, ગમે તેની જા કરો, અમે તેનો નિષેધ કરતા નથી. અમે નિન્દિત પૂજન અને નિન્દિત આચારનો નિષેધ કરીએ છીએ, અને અમે હરિનું પૂજન કરવાનો બોધ કરીએ છીએ કારણ કે હરિ-સેવાથી નિર્ગુણમુક્તિ મળે છે. અન્ય દેવની સેવાથી સગુણમુક્તિ મળે છે.

એ પ્રમાણેના આચાર્યશ્રીના ભાષણથી સર્વ પ્રસન્ન થયા. પછી સર્વ જનો એમનો પ્રભાવ દેખી પ્રણામ કરી પરસ્પર બોલ્યા કે—જે માર્ગમાં હરિનું પુજન થાય છે તે નિષ્કંટક માર્ગ છે; ગોવિંદરહિત આગમને કુપથ સમજવું જોઇએ; આચાર્યશ્રીને કેશવ અને શિવસ્વરૂપમા ભેદબુદ્ધિ નથી, તો પણ એઓ કેશવ સ્વરૂપ સેવે છે માટે આપણે પણ કેશવનું પૂજન કરીશું. ત્યારબાદ ઘણા બુદ્ધિવાનો આચાર્યશ્રીને શરણે થયા.

ગોકર્ણથી આચાર્યશ્રી આગળ પધારવાનો વિચાર કરતા હતા તેવામા વિદ્યાનગરથી કૃષ્ણદેવ મહારાજા

કૃષ્ણદેવ તરફથી તરફથી આચાર્યશ્રીને વિદ્યાનગર પધારવાનું આમંત્રણ. આમંત્રણ કરવા પુરોહિત આવ્યો. તેણે કહ્યું. કે રાજાઓમાં શ્રેષ્ઠ એવા આપના શિષ્ય શ્રીમાન્ કૃષ્ણદેવ મહારાજા, જેમ ચાતક પક્ષી સ્વાતી નક્ષત્રના બિંદુને માટે આતુર હોય છે તેમ, આપના દર્શનને માટે આતુર છે.

બ્રાહ્મણ્યક્ષેત્રમાં આપે વિદ્વાનોના ઉપર વિજય મેળવ્યો એ કથા સાંભળી મને હાથી, રથ, ઘોડા, પાલખી વગેરે અસબાબ સાથે આપને પધરાવવા મોકલ્યો છે. રાજાએ વિનંતિ કરી છે કે આપ દર્શન આપો. પછી આચાર્યશ્રીએ વિદ્યાનગર જવાનું આમંત્રણનો સ્વીકાર કરી આવેલા પુરોહિત વગેરેનો યોગ્ય સત્કાર કરી તેમને વિદાય કર્યા.

બાદ આચાર્યશ્રી શૃંગીઋષિના ઉત્તમ સ્થાન ચંદ્રગિરિમાં પધાર્યા. ત્યાં શ્રીશંકરાચાર્યજીનું સિંહાસન છે.

ચંદ્રગિરિ.

તુંગભદ્રા નદીમાં સ્નાન કરી સાંજની વખતે આચાર્યશ્રી ચંદ્રમૌલિનાં દર્શન કરવા પધાર્યા. ત્યાંના યતિરાજે આચાર્યશ્રીનું આગમન સાંભળી વિદ્વાનોને તેમને પધરાવી લાવવા સામા મોકલ્યા. આચાર્યશ્રી એમની સાથે ગયા, અને દર્શન કરી દેવાલયમાં બેઠા. તે વખતે એ દંડ ધારણ કરવા વાળા, મુંડિત, ગેરૂના રંગનાં વસ્ત્ર ધારણ કરવાવાળા સંન્યાસીઓએ એમને નમો નારાયણ કહી નમસ્કાર કર્યા. આચાર્યશ્રીએ પણ નારાયણ કહી એમનો સત્કાર કર્યો. પછી નૃસિંહાચાર્ય

નૃસિંહાચાર્યનો વિવેક.

બોલ્યા કે આપ પ્રાતઃકાળમાં પધાર્યા એ વાત મેં સાભળી નહોતી, તેથી આપને આમંત્રણ અથવા આતિથ્ય કરવાનું બની શકર્યું નથી આપ સન્માનની અપેક્ષા રાખ્યા વગર ચંદ્રમૌલિના દર્શન કરવા પધાર્યા એ આપનું સૌજન્ય દાખવે છે. આપ બ્રહ્મચારી છો, હું ચતુર્થાશ્રમી છું. આપ બાળક છો, હું વૃદ્ધ છું; તો પણ આપ માનને પાત્ર છો, કેમકે જે વિદ્યાથી વૃદ્ધ છે તેજ ખરો વૃદ્ધ કહેવાય. આપ વિદ્યાવૃદ્ધ છો, તપોવૃદ્ધ છો, પ્રભાવવૃદ્ધ છો, આપ હુતાશન આચાર્ય છો તેથી જગતમાં અને જગતના પૂજ્ય છો; તો પણ આપ સત્સમ્પ્રદાયની રક્ષા કરીને તીર્થ, દેવતા અને બ્રાહ્મણને માન આપો છો એ આપનો લોક સંગ્રહ છે.

**પંચદેવની પૂજા.** એક દેવની પૂજા કરવી અને બ્રાહ્મણને માટે તો એજ સદાવિહિત છે એવો સિદ્ધાંત આપે સુબ્રહ્મણ્ય ક્ષેત્રમાં પ્રતિપાદન કર્યાનું અમોએ શ્રવણ કર્યું છે તો તે સંબંધમાં અમારા એક પ્રશ્નનું નિરાકરણ કરવા અમારી વિજ્ઞપ્તિ છે પ્રશ્ન એ છે કે:—જો એક દેવનીજ સેવા વિહિત છે તો પછી પંચદેવની પૂજા શા માટે શાસ્ત્રસંમત માનેલી છે? અમારા આચાર્યે અમારા માર્ગમાં પંચદેવની પૂજા સ્વીકારી છે. ધર્મશાસ્ત્ર જણાવે છે કે શિવ, સૂર્ય, અગ્નિ, કેશવ, અને કૌશિકી (દેવી) એમની જે મનથી પૂજા કરતો નથી તે સ્વર્ગથી અધોગતિને પામે છે. માટે સર્વ દેવોની પ્રસન્નતા કરવા માટે બુદ્ધિમાનોએ પંચ પૂજા કરવી જોઇએ.

**પંચપૂજાનો નિષેધ.** એ પ્રશ્નનું સમાધાન કરતા આચાર્યશ્રીએ જણાવ્યું કે:— પંચપૂજા એ સકામ મનુષ્યો માટે છે પરંતુ નિષ્કામ મનુષ્યો માટે હરિનું પૂજન સર્વ સર્વ સમ્મત છે. સર્વ મનુષ્ય સકામ છે એમ ધારવું યથાર્થ નથી. મનુએ કામાત્માનું વિધાન કરી પાછી નિષેધ કર્યો છે. નારાયણશ્રુતિ તથા ગીતા આદિ સ્મૃતિઓમા પણ તેનો નિષેધ કર્યો છે, કામાત્મા પણ પાંચને ઇશ્વર કહેતો નથી. પણ એક સિવાય બીજાને ઇશ્વરના અંગ કહે છે. અંગની પુજા કરવાથી પરસ્પરના અભેદથી અથવા મિત્રતાથી અંગીની પુજા કેમ ન થાય? એ શંકાનું સમાધાન એ છે કે ભેદથી અભેદ, દ્વેષથી અદ્વેષ સિદ્ધ થાય નહિ. અભેદવડે એકતા પૂજનથી બધાનું પૂજન થાય છે. વ્યાસ સૂત્ર અને લાઘવથી એક ઈશ્વર માન્ય છે. પૃથક પૂજા શાસ્ત્રમાં નથી, પરંતુ દર્શનના ભેદથી શૈવ, વૈષ્ણવ, શક્તિ સૌર ગાણુપત, સ્કાન્દ એ ભક્તિમાર્ગના ભેદ છે. શિવરહસ્ય તથા શિવપુરાણ અને લિંગાદિ પુ[illegible]માં બીજા દેવોના પૂજનનો નિષેધ કરી કહ્યું છે કે શિવની અર્ચા કરવી. એજ પ્રમાણે વિષ્ણુરહસ્ય, પંચરાત્ર

ભાગવત વગેરેમાં વિષ્ણુની પૂજાનું વિધાન છે. સૌર, ગાણપત્ય, શક્તિ એમાં પણ એકનીજ પૂજાનું વિધાન છે. પંચપૂજા ભારતાદિમાં પણ દેખાતી નથી. તીર્થ વ્રત, યજ્ઞ એ સર્વમાં એક જ દેવની પૂજા કહેલી છે. કેટલે ઠેકાણે એકમુખ, દ્વિમુખ, ત્રિમુખ, ચતુર્મુખ, એમ માન્યતા લખી છે, પરંતુ ધર્મશાસ્ત્ર તપાસતાં પાંચ વગર નજ ચાલે તેમ નથી.

કૂર્મ પુરાણમાં કહ્યું છે કેઃ—એક પ્રભુની ત્રણ મુર્તિ છે, તેથી કરીને પ્રયત્નવડે એ ત્રણે પૂજવા યોગ્ય છે.

ભવિષ્ય પુરાણ એકલા બ્રહ્માજીનું પુજન કરવાનું જણાવે છે દેવ અને સર્વ પ્રાણીના પિતામહ બ્રહ્મા છે માટે એ સદા પૂજ્ય છે. જે ભક્તિથી ચતુર્મુખનું પૂજન ન કરે તે સ્વર્ગ, રાજ્ય અથવા મોક્ષને પાત્ર થતો નથી; પણ જે ભક્તિથી પૂજન કરે તે સ્વર્ગ, રાજ્ય કે મોક્ષને માટે પાત્ર થાય છે. દેહ છોડવો અથવા નરકમાં પાત થવો એના કરતા બ્રહ્માજીની પૂજા કર્યા સિવાય ભોજન કરવું એ વધારે દુષ્ટ છે. જે બ્રહ્માજીનો મોહથી દ્વેષ કરે છે તેનો સંગ કરવાથી કે તેની સાથે ભાષણ કરવાથી માણસ નરકગામી થાય છે તો પછી આપ બ્રહ્માજીની પૂજાનો ત્યાગ કરી પંચપૂજાનું કેમ વિધાન કરોછો ?

પૂજા એ શું, પૂજ્ય કોણ છે, પૂજાનો અધિકારી કોણ છે, પૂજા શી રીતે થાય છે અને તેનું શું ફળ છે એ વિષયોની બાબતમા ઘણો વાદ છે, માટે તે વિષે હું થોડું કહું છું.

**પૂજાનો અર્થ.** દેવના ઉદ્દેશથી દ્રવ્યના ત્યાગને પૂજા કહે છે, જેમ રાજસૂય યજ્ઞ.

**પૂજ્ય કોણ.** તાંત્રિક લોક દેવને મંત્રરૂપ કહે છે. ઉત્તરતાંત્રિક કહે છે કે દેવ એ ઈશરૂપ ચેતન છે. નારદીય પુરાણમાં જણાવેલું સ્વરૂપ પૂજ્ય છે. અક્ષર, અનંત, સર્વવ્યાપી, નિરંજન, નારાયણવડે ચરાચર સર્વ વ્યાપ્ત છે. સહુની આદિમાં સ્વપ્રકાશ, જગદ્રૂપ

મહાવિષ્ણુ ગુણભેદનો આશ્રય કરી ત્રણ મૂર્તિ ધારણ કરતા થયા સૃષ્ટિની આદિમા જગત્‌ની રચનાને માટે દક્ષિણ અંગથી પ્રજાપતિનું, મધ્યમાંથી જગત્‌નો પ્રલય કરનાર મહેશ રૂદ્રનું, અને જગતના પાલનને માટે વામ અંગથી વિષ્ણુનું રૂપ મહાવિષ્ણુએ ધારણ કર્યું. એ આદિ દેવને કોઈ બ્રહ્મા કહે છે, કોઈ રૂદ્ર કહે છે ને કોઈ વિષ્ણુ કહે છે. જગત્ કાર્ય કરવામાં એ વિષ્ણુની સમર્થ ભાવાભાવસ્વરૂપશક્તિને વિદ્યા અને અવિદ્યા કહે છે. કોઈ પરમર્ષિ અને પ્રકૃતિ કહે છે, એ પ્રમાણે એ દેવ સદા પૂજ્ય અને સર્વ દેવમય છે.

મત્સ્ય પુરાણ. કામ વિશેષને લીધે બીજા દેવોની પૂજા મત્સ્ય પુરાણમા કહી છે.

કૂર્મપુરાણ. કૂર્મપુરાણમા વિષ્ણુ પૂજાની શ્રેષ્ઠતા લખી છે. વિષ્ણુના આરાધન કરતાં કોઈ પણ વૈદિક કર્મ વધારે પવિત્ર નથી; તેટલા માટે આદિ મધ્ય અને અંત રહિત હરિનું રોજ આરાધન કરવું.

ગરૂડપુરાણ. ગરૂડપુરાણમા કહે છે કે બ્રહ્મા, રૂદ્ર, દિવાકર, એ વિષ્ણુ છે. તેટલા માટે જનાર્દનને છોડી હુ કોઈ બીજાને અતિ પૂજ્ય માનતો નથી. ભાગવ

ભાગવત. તમાં જણાવ્યું છે કેઃ—જેમ વૃક્ષના મૂળમાં પાણી સિંચવાથી સઘળી શાખા ડાળી વગેરેને તૃપ્તિ મળે છે, તથા જેમ પ્રાણની તૃપ્તિથી સર્વ ઇન્દ્રિયોનુ પોષણ થાય છે તેમ ભગવાનની સેવાથી સર્વનું પૂજન થાય છે.

ગીતા. ગીતાજીમા કહ્યું છે કેઃ—કામથી જેનું મન હરાઈ જાય છે તે બીજા દેવને પ્રાપ્ત થાય છે, અને તે તેજ દેવતાની પૂજા કરે છે.

ભાગવતમાં કહ્યું છે કેઃ—મોક્ષની જેને ઈચ્છા છે તે ભૂત-
પતિને છોડી, શાંત થઈ ભગવાનને ભજે છે.

ભાગવત. જે રજોગુણી અને તમોગુણી છે તે લક્ષ્મી,
ઐશ્વર્ય અને પુત્રની ઈચ્છાથી પિતૃ, ભૂત,
પ્રજેશ વગેરેને ભજે છે.

એ પ્રમાણે શાસ્ત્રમાં એક દેવતા વિષ્ણુનું મુખ્યત્વે કરીને
પૂજન કરવાનું કહ્યું છે. દ્વેષ કરવાનું કાંઈ કારણ નથી.

વર્ણાશ્રમ પાળનાર અને પાપ રહિત જનો પૂજાના અધિ-
કારી છે. ગુણભેદથી તેમના સકામ અને
પૂજાના અધિકારી. નિષ્કામ એવા બે પ્રકાર ગણી શકાય.

વેદ, તંત્ર, પ્રયોગ અને વિધિથી પૂજા દેહ, મન અને વાણી
વડે ઉપચાર સહિત થઈ શકે. પૂજા કર-
પૂજા શી રીતે થાય? વામાં શ્રદ્ધા અને ભક્તિ સાધનરૂપ છે.
શાસ્ત્ર વચનની સત્યતાનો અને ગુરૂની આજ્ઞાના
પાલનરૂપી ધર્મનો સ્વીકાર એનો શ્રદ્ધામા સમાવેશ થાય છે.
ભગવાનના માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વથી અધિકતમ અને સુદૃઢ
સ્નેહ ભગવત્સ્વરૂપમા થાય તે ભક્તિ. જેમ સર્વ પ્રાણીનાં જીવનનો
આધાર પ્રાણ—વાયુ છે તેમ સર્વ સિદ્ધિનો આધાર ભક્તિ ઉપર
છે. પૂજા એ સેવાનું અંગ છે. પૂજારૂપી અંગ કર્માંગ કહેવાય
છે તે અપરા ભક્તિ છે. પ્રેમૈક લક્ષણાભક્તિ પરા છે.

વિધિ પુરઃસર અને શ્રદ્ધા તથા ભક્તિથી કરેલી પૂજા કર-
પૂજાનું ફળ. નાર ભોગ અને મોક્ષનો અધિકારી થાય છે.

સકામ પૂજા કરનારને પ્રત્યેક દેવ પૃથક્ પૃથક્ ફલનું દાન
કરે છે. અગ્નિથી ધન, શંકરથી ભોગ જ્ઞાન, યશ અને સિદ્ધિ
સૂર્યથી પુત્ર, આરોગ્ય અને સંકલ્પ—બળ, ત્રિવિક્રમથી ઇષ્ટ પ્રતિ

અને જનાર્દનથી મોક્ષ પ્રાપ્ત થાય છે. ગણેશની પૂજા કરનાર નિર્વિઘ્ન રહે છે. માતૃગણના પૂજનથી સર્વને મહાસિદ્ધિ મળે છે. દુર્ગા પૂજનથી સ્વર્ગ મોક્ષની સિદ્ધિ મળે છે. લક્ષ્મીનું પૂજન કરનારની સર્વ કામનાઓ પૂર્ણ થાય છે અને વિષ્ણુનું પૂજન કરનાર ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચારે પુરૂષાર્થ સિદ્ધ કરે છે.

ગીતાજીમાં ભગવાન્ કહે છે કે–"મને ભજનારની ગતિ મારામાં થાય છે. દેવોને ભજનાર દેવોને પામે છે. જ્યારે મને ભજનાર જન્મ–મરણના બંધનમાંથી મુક્ત થઈ મને પામે છે ત્યારે ઈતર દેવોને ભજનાર અલ્પ બુદ્ધિવાળાઓ ફક્ત નાશવંત ફલ પ્રાપ્ત કરે છે માટે મારે શરણે આવ. હું તને સર્વ પાપોમાંથી છોડાવીશ."

**आनंदमयो ऽभ्यासात्**

આચાર્યશ્રીના વ્યાખ્યાનથી પરમ પ્રસન્ન થઈ યતિરાજે "आनंदमयो ऽभ्यासात्" (બ્રહ્મસૂત્ર અ૦ ૧ પાદ ૧ સૂ૦ ૧૧ પૃ૦ ૧૬૬) એ સૂત્ર ઉપર ચર્ચા ઉપસ્થિત કરી તે દરમ્યાન આચાર્યશ્રીએ જણાવ્યું કે—પરમાત્મા આનંદમય છે. અન્નમય, પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયની માફક પદાર્થાન્તર નથી, કારણકે શ્રુતિઓ પુનઃ પુનઃ આનંદમયનુંજ કીર્તન કરે છે. અન્નમયાદિથકી તે ભિન્ન છે. જે પ્રમાણે પૂર્વ મીમાંસામાં શબ્દાન્તર, અભ્યાસ, સંખ્યા, ગુણ, ક્રિયા અને નામધેય, એ છએ કરીને કર્મના ભેદ કહેવાય છે તેજ પ્રમાણે "અભ્યાસ" થી આનંદમયનું પણ પૂર્વથી વૈલક્ષણ્ય છે, એથી કરીને અન્નમયાદિ સાથે તુલ્ય નહિ હોવાથી આનંદમયનું બ્રહ્મત્વ પ્રતિપાદિત થાય છે એજ પ્રમાણે "અભ્યાસ" શ્રવણ થાય છે. આનંદમય સિવાય કોણ જીવન કરાવે? આનંદમયજ આનંદ પમાડે છે. तस्मात् आनंदमयं ब्रह्मैव । એ પ્રમાણે લંબાણથી વિવરણ કરી ચર્ચાનો ઉપસંહાર કરતા જણાવ્યું કે—

एवं विचारयाद्र्यवद्भिः सद्भि र्व्रजाधिपे ।
आनन्दमयतानन्दसंदोहायाऽवधार्यते ॥

( અણુભાષ્ય પૃ. ૧૯૩ )

ત્યારબાદ સર્વ આનંદથી છુટા પડયા. બીજે દિવસે આચાર્યશ્રીનો મુકામ ત્યાંથી ઉઠી વિદ્યાનગર તરફ ગયો.

વિષ્ણુપૂજા.

વિષ્ણુ, શિવ, બ્રહ્મા વગેરેમાંથી ગમે તેની પૂજા કરો તેમાં અમે કોઇને રોકતા નથી, પણ સત્વ ગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે સત્વ મૂર્તિ સ્વયં હરિ છે, માટે જે પરમગતિ ઇચ્છતા હોય તેમણે વિષ્ણુની પૂજા કરવી જોઇએ. અનન્ય ઇશ્વરને મુકી આપ ઘણાને જાણો છો તે શું !



# પ્રકરણ ૭ મું.

## વિદ્યાનગરથી પંઢરપુર.

**વિદ્યાનગરની બીજી વખતની મુલાકાત.**

કૃષ્ણદેવરાજા આચાર્યશ્રીનું પધારવું સાંભળી રાજવિભૂતિ સાથે સામો ગયો, અને યોગ્ય સત્કાર કરી આચાર્યશ્રીને પોતાને મહેલે પધરાવી લાવ્યા. ત્યારબાદ આચાર્યશ્રીની તીર્થયાત્રાનું વૃત્તાંત શેષભટ્ટાદિયે વર્ણવી બતાવ્યું, તે સાંભળી સઘળાં આનંદ પામ્યાં. પછી સંધ્યાનો સમય સાચવવા માટે આચાર્યશ્રી ત્યાંથી પોતાના નાનાને ત્યાં પધાર્યા. ત્યાં પોતાનાં માતુશ્રી, માતામહ, મામા વગેરે સર્વને મળી આચાર્યશ્રીએ તુંગભદ્રા નદીને કાંઠે એક રમ્ય સ્થળમા મુકામ કર્યો. ત્યાં સ્નાન સંધ્યા તથા દેવસેવા કરી શ્રીઠાકોરજીને ભોગ ધરાવી આચાર્યશ્રીએ ભોજન કર્યા બાદ ભાગવતની કથા કરી.

**કૃષ્ણદેવની વિનંતિ.**

બીજે દિવસે અંતઃપુરની બાકીની સ્ત્રીઓને તથા બીજા માણસોને દીક્ષા આપવાની અને પોતાને સંપ્રદાયના અર્થનું વિશુદ્ધ જ્ઞાન સમજાવવાની રાજાની પ્રાર્થના સ્વીકારી આચાર્યશ્રી રાજભવનમાં પધાર્યા. ત્યા દીક્ષાને માટે તૈયાર થઇ રહેલાંને ભગવાનની સાન્નિધ્યમાં અષ્ટાક્ષર મંત્ર અને માલા સહિત દીક્ષા આપી આચાર્યશ્રીએ તેમને શ્રીહરિની ભક્તિ કરવાનો બોધ આપ્યો.

પછી આચાર્યશ્રીનો ઉપદેશ સાંભળવાને માટે એક એકાંત સભાગૃહમાં અંતઃપુરની સ્ત્રીઓ, મંત્રીઓ, નાયકો વગેરે ખાસ મંડળીને માટે બેસવાની ગોઠવણ કરી હતી ત્યાં રાજાએ આચાર્યશ્રીને પધરાવ્યા. આચાર્યશ્રીએ ઉપદેશ કરતાં જણાવ્યું કે—

હે રાજન્ ! પ્રાણીમાત્ર સુખની ઇચ્છા કરે છે, પણ શું કર-વાથી નિત્ય સુખ—આનંદ—ની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ થાય એ તેઓને જાણવામાં નથી, તેથી તેઓ દુનિયાદારી વિષયોમાંથી આનંદ મેળવવા યત્ન કરે છે. દુનિયાદારી વિષયોમાં કેવળ આનં-દાભાસરૂપ ક્ષણિક સુખ હોવાથી તેઓમાંથી સ્થાયી સુખ—આનંદ—ની પ્રાપ્તિ થતી નથી, પણ ઘણી વખત ઉલટું દુઃખ પ્રાપ્ત થાય છે.

શાશ્વત સુખ—આનંદનું મૂળ શ્રીહરિજ છે. એજ પૂર્ણાનંદ રૂપ હોવાથી આનંદ આપવાને સમર્થ છે. શ્રુતિ પણ એમજ કહે છે.

શ્રીહરિના માહાત્મ્યજ્ઞાનપૂર્વક, સર્વ પદાર્થો કરતાં એમના ઉપર અધિક, સ્નેહ રાખવામાં આવે અને એમને જ પોતાના શરણ્ય માની ભજવામાં આવેથી એમની કૃપાથી આનંદની પ્રાપ્તિ થઇ શકે છે અને દુઃખમાંથી મુક્ત થઇ શકાય છે. બીજી રીતે ખરા સુખની અથવા આનંદની પ્રાપ્તિ થઈ શકતી નથી. એટલા માટે હંમેશ શ્રીકૃષ્ણભગવાનની સેવા કરવી જોઇએ.

શ્રીકૃષ્ણ એટલે સદાનંદ પરબ્રહ્મ. એમનામાં પ્રેમસહિત ચિત્તને પરોવવું એનું નામ સેવા છે. સેવાના ત્રણ પ્રકાર છેઃ— (૧) તનુજા, (૨) વિત્તજા અને (૩) માનસી.

તનુજા સેવા એટલે શ્રીહરિની જે સેવા શરીરવડે કરવામાં આવે તે.

વિત્તજા એટલે જે સેવા ધન વડે કરવામાં આવે તે.

માનસી સેવા માત્ર મનથી થઇ શકે છે. તે તનુજા અને વિત્તજા સેવા કરવાથી સિદ્ધ થાય છે, અને તે તનુજા અને વિત્તજા સેવાથી ઉત્તમ છે. આ ત્રણ સેવા કરવાથી સંસારનાં દુઃખોની નિવૃત્તિ અને ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ થાય છે.

ભગવાનની સેવામાં ચિત્ત રહે એને માટે અંતઃકરણ શુદ્ધ થવાની જરૂર છે

ભક્તિમાર્ગમાં અંતઃકરણ શુદ્ધ થવાને માટે મુખ્ય સાધન શ્રવણ કીર્તન અને સ્મરણ છે.

શ્રવણ એટલે ભગવાન્ સંબંધી કથાઓ સાંભળવી એ. જેવું ભગવાનનું સામર્થ્ય છે તેવું એમની કથાઓનું સામર્થ્ય છે. તે મોક્ષદાયિની અને પરમાનંદરૂપ છે. ભગવાનની કથાનું શ્રવણ કરવાથી ભગવાનના ગુણો કર્ણદ્વારા હૃદયમાં પ્રવેશ કરી તેમાં રહેલાં પાપોને વલોવી કીર્તનદ્વારા મુખથી બહાર કાઢી નાખે છે.

ભગવદ્વાચક શબ્દોની શક્તિનો અને તાત્પર્યનો બીજાને બોધ કરવો અથવા સ્વય તેનો નિશ્ચય કરવો એનું નામ કીર્તન છે.

ભગવાનના માહાત્મ્ય અને એમના અનેક કલ્યાણકારી નામોના સ્મરણથી અતઃકરણમા ભગવાનના ગુણોની છાપ પડે છે.

એ રીતે શ્રવણ, કીર્તન અને સ્મરણ એ ત્રણે કેટલાક વખત સુધી જારી રાખવાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને અંતઃકરણ ભગવાનને બિરાજવાને માટે યોગ્ય સ્થાન થાય છે. ભગવાન્ જ્યારે અંતઃકરણમાં નિરંતર બિરાજે છે ત્યારે જ આનંદનો અનુભવ થાય છે.

દરેક મનુષ્યે પોતાના વર્ણાશ્રમના ધર્મો યથાશક્તિ પાળવા વિધર્મથી હમેંશ દૂર રહેવું, અને ઇન્દ્રિયરૂપ અશ્વોને સદા રોકવા આ ત્રણે કર્તવ્યોનો કદી ત્યાગ કરવો નહિ.

મન્વાદિસ્મૃતિ, મહાભારત વગેરેમા રાજાના જે ધર્મો કહ્યા છે તે પ્રમાણે રાજાએ યથાશક્તિ પોતાના ધર્મો પાળવા. પોતાની પ્રજાને પોતાના સંતાન તરીકે ગણી તેમને ધર્મમાર્ગમાં યોજવાં, અને સાધુ સંતોનું રક્ષણ કરવું. વિશુદ્ધ ન્યાય મળે એમ ગોઠવણ કરવી અને એ ગોઠવણ પ્રમાણે વર્તન થાય છે કે નહિ એ જોવું.

રાજ્યની ઉપજનો થોડો ભાગ વિષમ વખતને માટે સંગ્રહી રાખી, આત્મવૈભવને માટે ઘણું ધન ન ખરચતાં પ્રજાનાં કલ્યાણ

અને હિતને માટે બાકીનો ઉપયોગ કરવો. પ્રજાનો સંતોષ અને આબાદી એ રાજ્યનું બળ અને સમૃદ્ધિ છે.

ધર્મનું સ્વરૂપ ધ્યાનમાં રાખી સર્વ કાર્યો શ્રીહરિને નિમિત્તે કરવાં અને તે સર્વ શ્રીહરિનેજ અર્પણ કરવાં.

પ્રાણિમાત્રના આત્મા ભગવાન્ છે. માટે કોઈ પ્રાણીનો કામ, ક્રોધ કે લોભને લીધે દ્રોહ કરવો નહિ. શિક્ષા કરવાનો પ્રસંગ આવે ત્યારે તેના અપરાધનું સ્વરૂપ મુકરર કરી દયાળુ હૃદયથી ન્યાયશાસ્ત્રને અનુસરી શિક્ષા કરવી.

હે રાજન્ ! જ્યાં મંદિરો, દેવાલયો વગેરે ન હોય ત્યાં તે કરાવવા, તેમના નિભાવને માટે યોગ્ય બંદોબસ્ત કરવો; પ્રભુ નિમિત્તે દુઃખીઓના દુઃખ કાપવાં; ભૂખ્યા, ગરીબ, અતિથિ વગેરેને અન્ન આપવું; અનાથાશ્રમો બંધાવવાં; જ્યાં દેવાલયો હોય ત્યાં સત્સંગને માટે કથાવાર્તાની યોજના કરવી, હરિભક્તિનાં ઉદય અને વૃદ્ધિ થાય એવા ઉપાય યોજવા; તપસ્વી અને વિદ્વાન્ બ્રાહ્મણોનું દાન અને માનથી સન્માન કરવું; દુઃખી હોય તેને અન્નવસ્ત્ર આપવાં; અને સજ્જન વૈષ્ણવોનો યોગ્ય સત્કાર કરવો; બ્રહ્મચારી અને સંન્યાસી રાંધેલા અન્નના સ્વામી છે તેમનું પૂજન કરી ગૃહસ્થે અન્ન વસ્ત્ર આપવું, અતિથિ બ્રાહ્મણને જમાડી પોતાના બંધુઓની સાથે ભોજન કરવું; જેના ઘરમાં કુળનો પોષ્યવર્ગ ભોજન કરે છે, અને પર્વ, યાત્રા, ઉત્સવ થાય છે તે શ્રીમાન્ ગૃહસ્થ છે. માતા, પિતા, ગુરૂ, પુત્ર, બંધુ, સ્ત્રી, કિંકર, અભ્યાગત અને અતિથિ એ પોષ્ય કહેવાય છે.

વિવેક, ધૈર્ય, અને આશ્રય સદા ધારણ કરવા.

विवेकस्तु हरिः सर्वं निजेच्छातः करिष्यति ।

પ્રભુ સર્વ કરવાને સમર્થ છે એવી બુદ્ધિને વિવેક કહે છે.

त्रिदुःखसहनं धैर्यमामृतेः सर्वतः सदा ।

સર્વ દુઃખો આમરણાંત સહન કરવાં તેને ધૈર્ય કહે છે.

अशक्ये वा सुशक्ये वा सर्वथा शरणं हरिः

અશક્ય કે સુશક્ય વસ્તુને વિષે, તેમજ દુ,ખ, હાનિ, પાપ, ભય, ભક્તદ્રોહ, અહંકાર, પોષ્યવર્ગનું અતિક્રમણ વિગેરે વિષયોમાં હરિનો જ આશ્રય રાખવો એનું નામ આશ્રય છે.

જેના ઉપર સત્વ, રજ અને તમોગુણની સત્તા ચાલતી નથી અને જે આદિ મૂર્તિ શ્રીકૃષ્ણભગવાન્ છે તેમનો જ આશ્રય અને તેમની જ ભક્તિ કરવી. અન્ય દેવોનો એમનામાં સમાસ થાય છે, તેથી શ્રીકૃષ્ણની ભક્તિ કરવાથી જ સર્વ દેવની ભક્તિ થાય છે.

यथा तरोर्मूलनिषेचनेन तृप्यन्ति तत्स्कंधभुजोपशाखाः ॥
प्राणोपहाराच्च यथेन्द्रियाणां तथैव सर्वार्हणमच्युतेज्या ॥

ભા. ૪-૩૧-૧૪.

અર્થ—જેમ ઝાડના મૂળને પાણી પાવાથી તેના સ્કંધ, શાખા, ઉપશાખા, ફૂળ તથા પાંદડા વગેરે પણ તૃપ્ત થાય છે, અને જેમ પ્રાણને ભોજન આપવાથી સઘળી ઇન્દ્રિયોને તૃપ્તિ મળે છે તેમ ભગવાનનું પૂજન કરવાથી સર્વ દેવતાઓનું પૂજન થાય છે.

જે શ્રીહરિને જ શરણે રહે છે, અને જે શ્રીહરિનો જ આશ્રય કરે છે, તેને કોઇ પ્રકારનો ભય રહેતો નથી.

यस्य प्रसन्नो भगवान् गुणैर्मैत्र्यादिभिर्हरिः ॥
तस्मै नमन्ति भूतानि निम्नमाप इव स्वयम् ॥

ભા. ૪-૭-૪૭,

અર્થ—મૈત્રી વગેરે ગુણોથી ભગવાન્ જેને પ્રસન્ન થાય તેને જળ જેમ નીચી જગ્યામાં જાય તેમ સર્વ પ્રાણીઓ પોતાની મેળે જ નમે છે.

तितिक्षया करुणया मैत्र्या चाखिलजंतुषु ॥
समत्वेन च सर्वात्मा भगवान्संप्रसीदति ॥

ભા ૪-૧૧-૧૩.

અર્થ—મોટાઓનું સહન કરવાથી, હલકા ઉપર દયા રાખવાથી, સમોવડીઆ સાથે મૈત્રી રાખવાથી, અને સર્વ પ્રાણીઓ તરફ સમતા રાખવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે.

यत्फलं नास्ति तपसा न योगेन समाधिना ॥
तत्फलं लभते सम्यक् कलौ केशवकीर्तनात् ॥

ભા. મા. ૧-૧-૬૮.

અર્થ—યોગથી, તપથી કે સમાધિથી જે ફળ મળતું નથી તે ફળ કલિયુગમાં ભગવાનના કીર્તનથી મળે છે.

માટે હે રાજન્! સર્વ કર્મો અને ક્રિયાઓ કરતાં શ્રીહરિની ભકિત જ ઉત્તમ છે.

સર્વ મનુષ્યોએ સદાચરણવાળા ગુરૂને શરણે થવું અને ગુરૂ કહે તે પ્રમાણે શ્રીહરિની ભક્તિ કરવી.

ઉત્કર્ષ વાચ્છનાર જને જે કામમા ધર્માદિ ન હોય તેનો આરંભજ કરવો નહિ. માત્ર જેનાથી ધર્મ સધાય એવાંજ કાર્ય કરવ.

સ્ત્રીએ પિતા, ભર્તાર, અથવા તો પુત્રોથી જુદા પડીને રહેવાની ઇચ્છા કરવી નહિ. એઓના વિયોગથી પતિ અને પિયર એ બન્ને કુળને તે સ્ત્રી નિંદાપાત્ર કરે છે.

સ્ત્રીઓએ ગૃહ સંતતિ તથા પોષ્યવર્ગની ખાસ સંભાળ રાખવી.

પોતાનો પતિ જીવતો હોય ત્યાં સુધી સ્ત્રીએ તેની સેવા કરવી. અને તેના મરી ગયા પછી બ્રહ્મચર્ય પાળવું, તથા તેણે જીવતાં કરેલી આજ્ઞાનું ઉલ્લંઘન કરવું નહિ.

આ પ્રમાણેનો વ્યવહારિક ધર્મ સાચવતા છતાં સ્ત્રીઓએ સર્વદા શ્રીહરિમા ચિત્ત રાખવુ અને એમના ગુણનું શ્રવણ કીર્તન અને સ્મરણ કરવું.

धर्मार्थकाममोक्षाख्यं य इच्छेच्छ्रेय आत्मनः ॥
एकमेव हरेस्तत्र कारणं पादसेवनं ॥

ભા. ૪-૮-૪૧

ભાવાર્થઃ—ધર્મ, અર્થ, કામ કે મોક્ષ એમાંના કોઈ પણ શ્રેયની ઈચ્છા હોય તો તે કેવળ ભગવાનના ચરણના સેવનથી જ મળે છે.

પ્રહ્લાદજી અસુરોના છોકરાઓને કહે છે કેઃ-

नालं द्विजत्वं देवत्वमृषित्वं वासुरात्मजा । 
प्रीणनाय मुकुन्दस्य न व्रतं न बहुज्ञता ॥
न दानं न तपो नेज्या न शौचं न व्रतानि च ।
प्रीयतेऽमलया भक्त्या हरिरन्यद्विडंबनम् ॥

ભા. ૭-૭-૫૧, ૫૨

હે દૈત્યોના પુત્રો ! બ્રાહ્મણપણું, દેવપણું, ઋષિપણું, વ્રત, જ્ઞાન, દાન, તપ, યજ્ઞ, પવિત્રતા, કે વ્રતો કોઈ પણ ભગવાનને પ્રસન્ન કરવાને માટે સમર્થ નથી ભગવાન્ તો કેવળ નિર્મળ ભક્તિથી પ્રસન્ન થાય છે બાકીનાથી માત્ર વિડંબના છે.

એટલા માટે હે રાજન્,

यत्कीर्तनं यत्स्मरणं यदीक्षणं यद्वंदनं यच्छ्रवणं यदर्हणम् ।
लोकस्य सद्यो विधुनोति कल्मषं तस्मै सुभद्रश्रवसे नमोनमः ॥

ભા. ૨-૪-૧૫.

અર્થ—જેનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ તથા પૂજન લોકના પાપને તરત નાશ કરે છે એવા કલ્યાણકારી યશવાળા ભગવાનને હું પુનઃ પુનઃ નમું છું

એ પ્રમાણે ઉપદેશ કરી આચાર્યશ્રીએ કહ્યું કેઃ—

હે રાજન્! સત્સંગ અને સલાહને માટે આપની પાસે નિસ્વાર્થ બુદ્ધિવાળો, પાકટ અનુભવથી દૃઢવિચારવાળો અને વિશદ દૃષ્ટિવાળો અને ભગવાનનો આશ્રય કરનાર એવા સાક્ષરને રાખો.

એ પ્રમાણે ઉપદેશ કર્યા પછી રાજા વગેરેએ જે જે સંદેહના ખુલાસા પુછયા તે આચાર્યશ્રીના સેવકો શેષભટ્ટ વગેરેએ ક્રમવાર બતાવ્યા પછી આચાર્યશ્રીએ શ્રીવિઠ્ઠલનાથજીની સેવાનો ક્રમ રાજા, રાજમાતા તથા રાણીઓને સારી રીતે બતાવ્યો. રાજાના કહેવાથી શેષભટ્ટને રાજાની પાસે મુકીને આચાર્યશ્રી પોતાના આશ્રમમા આવ્યા અને રાત્રે કથાવાર્તા કરી.

ત્યાથી બીજે દિવસે શ્રીવિઠ્ઠલનાથજી તરફ પ્રયાણ કરતી વખતે એ દેશના જે શિષ્યો આચાર્યશ્રીની સાથે હતા તેમને આચાર્યશ્રીએ કહ્યુ કે તમારામા જેઓ ઉત્કંઠા રાખવાવાળા હોય તેમની ઇચ્છા પૂર્ણ થાઓ, અને પોતપોતાને સ્થાનકે જાઓ હરિની ઇચ્છા હશે તો અમારો સમાગમ પુનઃ થશે. એમ કહી તેઓને આચાર્યશ્રીએ વિદાય કર્યા

કોલ્હાપુર અહોબલેશ્વર.

પોતાનું આન્હિક, હરિની સેવા, અને કથા કરતા, અને રોજ બે પહોર ચાલતા, આચાર્યશ્રી થોડા દિવસમાં કોલ્હાપુર પહોચ્યા ત્યા શ્રીલક્ષ્મીજીના દર્શન કરી, ભેટ ધરી, એક દિવસ રહી, ત્યાના લોકને ઉપદેશ કરી, ત્યાથી સહ્યપર્વત પર ગયા. ત્યા અહોબલેશ્વર અને કૃષ્ણા નદીનું મૂળ છે. ત્યાથી વિરાજક્ષેત્રમા ગયા, અને ત્યાં

વિરાજક્ષેત્ર.

જે જે તીર્થો પાસે હતા ત્યાં સ્નાન કર્યું પછી સેવા વગેરેથી પરવાર્યા એટલે હિત્વાકર નામનો આન્ધ્ર બ્રાહ્મણ ત્યા આવ્યો અને બોલ્યો કે, હે આચાર્યવર્ય! કર્મની કેવી ગતિ છે તે કૃપા કરીને કહો. ત્યારે

આચાર્યશ્રી બોલ્યા કે તમે શાસ્ત્ર જાણવાવાળામા ઉત્તમ છો, અને જાણ્યા છતા અજ્ઞાનીઓની જાણ માટે પ્રશ્ન કરો છો, તો સાભળોઃ—

**કર્મ-નિષ્ઠની ગતિ.** વેદાભ્યાસ કરવાવાળા, અગ્નિહોત્રપરાયણ, ષટ્કર્મ કરવાવાળા કર્મનિષ્ઠને સત્યલોકની પ્રાપ્તિ થાય છે; અને તે જતા આવતાં ભૂલોકમા પણ રહે છે. ભૂલોકમા તેઓનો બ્રાહ્મણને ત્યાંજ જન્મ થાય છે, અને બંને ઠેકાણે તેઓ સુખમાં રહે છે. એ પ્રમાણે વૈદિકકર્મ કરવાવાળાની ગતિ છે. કદાચ તે કર્મો છુટી જાય તો પણ દુઃખ ભોગવીને તેઓ સુખને પામે છે.

**જ્ઞાનીની ગતિ.** જ્ઞાની વર્ણાશ્રમને અનુસરી સંસ્કારવડે વિભૂષિત થઈ કર્મમાર્ગનો અધિકારી થઇ, નિષ્કામ ચિત્તવાળો, કામ્યકર્મથી રહિત, પાપકર્મથી વિમુખ નિત્ય, નૈમિત્તિક કર્મ કરે છે; તે યજ્ઞોપવીત પછી વેદ વેદાગમા નિષ્ણાત થઈ ત્રણે પૂર્વાશ્રમોના ધર્મો પાળી તેમાથી પસાર થઇ સંસારમાથી આસક્તિ છોડી દેઇ, વિધાન પૂર્વક ગુરૂ કનેથી સંન્યાસ લેઇ જ્ઞાન પ્રાપ્તિ કરે છે. એ જન શુકલ ગતિથી બ્રહ્મલોકમા જઇ ઘણા દિવસ ત્યાં રહે છે, અને તે બ્રહ્મલોકની સાથે મુકત થાય છે. એ પ્રંમાણે જ્ઞાનીની ગતિ છે. કોઈક અપરોક્ષ જ્ઞાનવડે, અથવા ઇશ્વર કે ગુરૂની કૃપાથી વહેલો પણ મુકત થાય છે.

**વૈદિક અવૈદકની ગતિ.** જે વેદમાર્ગમાં તત્પર રહી વેદમા કહ્યા પ્રમાણે દેવલોકમાં પ્રવેશ કરે છે તે દેવની સાથે મુકત થાય છે. જે નિયમથી રહિત છે તે ભ્રષ્ટ થઈ જાય છે.

**ભકતની ગતિ.** જે કેવળ આગમમાર્ગનો અધિકારી નથી પરંતુ જેણે ઈશ્વરના માહાત્મ્ય જ્ઞાનપૂર્વક પ્રેમરૂપ ભકિત સંપાદન કરી છે તે ભગવાનના અનુગ્રહથી સદ્યઃ મુકત થાય છે.

स्वाधिकारानुसारेण मार्गत्रेषा फलाय हि ।।
अधुना ह्यधिकारास्तु सर्वे एव गताः कलौ ॥
कृष्णश्चेत्सेव्यते भक्त्या कलिस्तस्य फलाय हि ॥

नि. श्रा. १७.

ભાવાર્થ.—પોતપોતાના અધિકાર અનુસાર ત્રણુ પ્રકારના માર્ગ (જ્ઞાન, કર્મ અને ભક્તિ) ફળ આપનાર થાય છે. પણુ હાલ આ કલિયુગમા સર્વ અધિકાર જતા રહ્યા છે. તેથી તે અનુસરનારને ઈષ્ટ ફળ સળતું નથી. જો શ્રીકૃષ્ણની સેવા કરવામા આવે તો કલિયુગમા પણુ તેને ઈષ્ટ ફલ પ્રાપ્ત થાય છે.

સસારમા અનાસકિત વગર જ્ઞાન પ્રાપ્તિ સિદ્ધ થઈ શકતી નથી. આ કલિયુગમા વૈરાગ્ય સાધ્ય નથી. એ કારણુથી જ્ઞાનનો અધિકાર નષ્ટ થયો છે. દેશ, કાલ, દ્રવ્ય, મંત્ર, કર્મ અને કર્તા એ છ પદાર્થો શુદ્ધ હોય તોજ કર્મ ફળ આપે છે. આ કલિયુગમા એ પદાર્થો શુદ્ધ હોઈ શકતા નથી તે કારણુથી કર્મનો પણુ અધિકાર નષ્ટ થયો છે. ત્રીજો માર્ગ ભકિતનો છે અને તેજ આ કલિયુગમા ફલ આપે એવો છે, કેમકે તેમાં ઉકત અધિકારોની વિશેષે કરીને અપેક્ષા રહેતી નથી.

બીજે દિવસે આચાર્યશ્રી ત્યાથી પંઢરપુર તરફ રવાના થયા.

**પંઢરપુર.** આચાર્યશ્રીએ ત્યાં ભીમરથી નદી (ભીમા નદીની ચંદ્રભાગા નામની શાખા) મા સ્નાન કરી આન્હિક કર્યું, એટલામા શ્રીવિઠ્ઠલનાથજીના સેવકો એમને મંદિરમાં પધરાવવા આવ્યા, તેથી તેમની સાથે આચાર્યશ્રી મંદિરમા પધાર્યા.

બધા ભકતજનો આચાર્યશ્રીને જોઈ ઘણા ખુશી થયા. આચાર્યશ્રીએ શ્રીવિઠ્ઠલનાથજીને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી, ભેટ ધરી, ચરણુસ્પર્શ કરી, પંચામૃતથી સ્નાન કરાવી, પોતે

લાવ્યા હતા તે વસ્ત્રાભૂષણ તથા સામગ્રી વગેરે ધરાવી સેવકોને સંતોષ આપ્યો. પછી આચાર્યશ્રી નદીપાર પોતાના આશ્રમમા પધાર્યા અને ત્યાં શ્રીમદ્ ભાગવતનું પારાયણ કર્યું.

**ભક્તિમાર્ગનાં પ્રમાણ અને સાધન.**

ભાગવત વૈષ્ણવોની જીજ્ઞાસા તૃપ્ત કરતા પોતે જણાવ્યું કે—આપણા સંપ્રદાયમા ચાર વેદ, સૂત્ર, ગીતા, શ્રીમદ્ ભાગવત એ પ્રમાણ છે; ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત, અને દ્રવ્યાદ્વૈત એ ભાવના છે. શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદ-સેવન, અર્ચન, વંદન, દાસ્ય, સખ્ય અને આત્મસમર્પણ એ નવધા ભક્તિ સાધન છે તેથી ભગવાન્ પ્રસન્ન થાય છે શક્તિ પ્રમાણે એ સર્વ પ્રકારની ભક્તિ કરવી કે એક પ્રકારની ભક્તિ કરવી.

**વિરાગી ભક્તો.**

એ સાભળી એક વલ્લભ નામના બ્રાહ્મણે કહ્યુ કે વિરાગી ભક્તો કેવા છે? તેઓ વર્ણાશ્રમ અને આચારહીન છે.

આચાર્યશ્રીએ જણાવ્યું કે તેઓ વિષ્ણુના ચિન્હ ધારણ કરવાવાળા છે, વૈષ્ણવાશ્રમી છે, ગુરૂના સંપ્રદાય પ્રમાણે હરિનું ભજન કરે છે, પરોપકાર કરવામા કટિબદ્ધ છે, ધર્મની રક્ષા કરવામા તત્પર રહે છે, શક્તિ પ્રમાણે સ્વધર્મ, દાન, વ્રતાદિક, અન્નક્ષેત્ર વગેરે કરે છે, અને સ્વમાર્ગમા ચાલવાવાળાને આશ્રય આપે છે.

તેઓ સન્માર્ગના ઉપદેષ્ટા, હરિપૂજાના પ્રવર્તક, પાપકર્મથી વિમુખ, હિંસાના નિર્વર્તક,જીતેન્દ્રિય, શાન્ત, કામક્રોધાદિથી રહિત, ગોબ્રાહ્મણને પ્રિય, વૈષ્ણવાચાર્યના ભક્ત, નિર્લોભી, રાગરહિત એવા એ તીર્થયાત્રા કરવાવાળા વૈષ્ણવોમા શ્રેષ્ઠ છે. એ કાઇ ત્યક્તાશ્રમી નથી અને એમનામા દોષ નથી.

એ સાભળીને પ્રશ્ન કરનાર બ્રાહ્મણ પૃથ્વી ઉપર પડી ગયો. પછી તે ઉઠીને હાથ જોડીને બોલ્યો કે આપનો અપરાધ કરવા-

વાળો માણસ વજ્રના શરીરવાળો હોય તોપણ પિંગળી જાય તો મારી શી ગણુતરી ? મારા મનમા માત્સર્ય નથી, મેં સ્માર્ત લોકોનો સદેહ દૂર કરવાને એ પ્રશ્ન પૂછયો હતો. મને યથાર્થ ઉત્તર મળ્યો, માટે આપ શરણે હયો. હું આપને શરણે આવીને કૃતાર્થ થઇશ, બીજા ઉપાયથી થઈશ નહિં. તે ઉ રથી આચાર્ય-શ્રીએ એને અષ્ટાક્ષર મત્ર ને માળા આપ્યાં, ~ન સંપ્રદાયનું રહસ્ય સમજાવી શ્રીવિઠ્ઠલપ્રભુની સેવા આપી.

તે પછી જ્ઞાનદેવના શિષ્યોએ દીનતાથી પ્રાર્થના કરી કેઃ—

**જ્ઞાનદેવના શિષ્યો.** અમે વિષ્ણુસ્વામીના સંપ્રદાયમાં છીએ. અને શિક્ષામૃતનું પાન કરવાની ઇચ્છાથી આપને શરણે આવ્યા છીએ. આ બ્રહ્મ દત્તાદિ પડિતો દ્વૈતાદ્વૈતપરાયણ સનત્કુમાર વગેરે સંપ્રદાયના છે. એમના સંપ્રદાયના આચાર્યશ્રી નિમ્બાદિત્ય અહિં પહેલાં થયા હતા. તે ~ર્શનના અવતાર હતા. સનકાદિક મતવાળા વૈષ્ણવો રાધાકૃષ્ણના ભક્ત છે. તેઓ ચિત્થી અભેદ પણ વાસ્તવિક ભેદ માને છે અમારો મત કેવો છે તે આપ કહો.

ત્યારે આચાર્યશ્રીએ પ્રસન્ન થઈ કહ્યું કેઃ—“સાવધાન થઈને શ્રવણ કરો. શેષ અને બ્રહ્માદિકના ભેદથી તમારો સપ્રદાય એ પ્રકારનો છે, અને ભાગવત એ અમારા લોકોનો સંપ્રદાય છે. અમારા લોકનો મત એવો છે કે જગત હરિરૂપ છે. ब्रह्मदाशा। એ શ્રુતિવડે બ્રહ્મરૂપથી બ્રહ્માશ જીવ નિકળ્યા છે, તેથી કરીને ભક્તિથી હરિલીલાના અધિકારી છે. જો વાસ્તવિક ભેદ હોય તો હરિની અચ્યુતતા થાય નહિં. અપ્રચ્યુત સ્વરૂપથી હરિયે એ સર્વ રચ્યું છે. यत्र येन। એ પદોથી ભગવાનની સર્વાત્મકતા દર્શાવેલી છે. વિશુદ્ધ, નિરામય બ્રહ્મ એજ પોતાની લીલાથી અનેક પ્રકારનું થયું છે. એને ભજવાવાળાની રૂચિના ભેદને લીધે, અને અધિકારીના ભેદથી જુદા જુદા સંપ્રદાય થયા. શ્રીગીતાજી-મા પણ ભગવાને કહ્યુ છે કે માણુસો મને એકત્વ અને પૃથક્-

ભાવથી ભજે છે. જે પ્રેમલક્ષણા ભક્તિ છે તે આત્માની નિરૂપાધિ ભક્તિ છે. ભાવાદ્વૈત, ક્રિયાદ્વૈત, દ્રવ્યાદ્વૈતની બ્રહ્મમા ભાવના કરવી. હરિમાં ભક્તિ, સંસારમા વિરક્તિ, અને આત્મામાં તૃપ્તિ રાખવી. જે ભક્ત જગત અને જગતનાં બંધનનું વિસ્મરણ કરી નાચે છે, વખને હસે છે, રૂવે છે, મોહિત થાય છે, આનન્દિત થાય છે, શ્વાસથી જેનો કંઠ ભરાઇ જાય છે, તે ભક્તને બીજું શું જોઇએ ?

સર્વ ઠેકાણે હરિને દેખતાં પોતે પણ હરિરૂપ થઈ જાય છે, અને શુદ્ધાદ્વૈત દર્શનથી બ્રહ્મભાવવડે પૂર્ણાર્થી થઇ જાય છે. માટે તમે બધા ભેદાભેદની કથાને છોડી ભક્તિ કરો. ભગવાન્ ભક્તિથી પ્રસન્ન થાય છે. બીજુ બ_ વડંબના છે."

પછી આચાર્યશ્રી પોતાના શિષ્યોને ઉપદેશ કરતા ત્યાં થોડા દિવસ રહ્યા. એક વખતે રંગમહોત્સવને દિવસે આચાર્યશ્રી શ્રીવિઠ્ઠલનાથજીના ગારનાં દર્શન કરી પોતાને મુકામે જતા હતા તે વખતે રસ્તામા એક પાડુરગ નામનો ભક્ત આચાર્યશ્રીને મળ્યો. તેણે કહ્યું કે હું બાર વર્ષથી વ્રજલીલા જોવાની ઇચ્છાથી દૂધ પીને રહું છું, પણ મને હારની લીલાના દર્શન થતાં નથી, તેથી હું આપને શરણે આવ્યો છું, માટે મને હરિની લીલા બતાવો. ત્યારે આચાર્યશ્રીએ તેને પોતાને મુકામે આણી સ્નાન કરાવ્યું પછી પાસેની ગુફામા તેને લેઇ જઈ ત્યા દિવ્ય દૃષ્ટિ આપી હારલીલાનાં દર્શન બે મુહૂર્ત સુધી કરાવ્યા. પછી દિવ્ય દૃષ્ટિ પાછી ખેંચી લીધી, ત્યારે તે ભક્તે કહ્યું કે મને લીલામાથી કેમ બહાર કાઢ્યો ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે તમે શ્રાવિઠ્ઠલનાથજીની સેવા કરો અને જ્યારે ચિત્તમાં ધ્યાન ધરશો ત્યારે હરિની લીલા જણાશે. આચાર્યશ્રીના એ વચનથી એ બ્રાહ્મણ કૃતકૃત્ય થઈ ત્યાંથી ગયો

પંઢરપુરમાં નદીના કાઠા ઉપર આચાર્યશ્રીની બેઠક છે.

# પ્રકરણ ૮ મું.

## પંઢરપુરથી ગોકુલ.

### ભક્તિ સંપ્રદાયનું પ્રાકટ્ય.

પછી ત્યાંથી આચાર્યશ્રી જે નાસિક ક્ષેત્રમાં ગોદાવરીને કિનારે પંચવટીમાં શ્રીરામચંદ્રજી ઘણા વખત સુધી રહ્યા હતા અને જ્યાં લક્ષ્મણજીએ સૂર્પનખા રાક્ષસીના નાકનું છેદન કર્યું હતું ત્યાં પધાર્યા અને ત્યા શ્રીમદ્ ભાગવતનું પારાયણ કર્યું.

નાસિકના હજારો વિદ્વાનો આચાર્યશ્રીનું પધારવું સાંભળી શાસ્ત્ર દર્શનનો નિર્ણય કરવાની ઈચ્છાથી ત્યા આવ્યા, અને આચાર્યશ્રીને પ્રણામ કરી બોલ્યા કે અમે શિવારાધનમા તત્પર, શ્રૌતસ્માર્ત અગ્નિવાળા, અને વેદ વેદાંગ, ધર્મશાસ્ત્ર, તંત્ર એમાં નિપુણ એવા, દક્ષિણ દિશાના નાસિકારૂપ નાસિક નગરમાં રહેવાવાળા બ્રાહ્મણો છીએ. વેદવિદ્યામા અમારી પરીક્ષા કરો અને આપ પણ પરીક્ષા આપો. આચાર્યશ્રીએ કહ્યું કે આપ સત્વર પરીક્ષા લ્યો. પછી બ્રાહ્મણોએ પદ, ક્રમ, જટા, સૂક્ત એમાં જે જે પ્રશ્ન પૂછ્યા તેના આચાર્યશ્રીએ સીધી અને ઉલટી બંને ચાલથી પઢી બતાવી ઉત્તર આપ્યા, અને વ્યાકરણ, સ્મૃતિ, બન્ને મીમાંસા, એ સઘળામાં પરીક્ષા આપી. પછી આચાર્યશ્રીએ બ્રાહ્મણોને જે સવાલ પૂછયા તેના સંતોષકારક ઉત્તર તેઓ દેઇ શકયા નહિં. પછી બ્રાહ્મણો ઉદાસ થઇને મતવાદમાં વિવાદ કરવા લાગ્યા તેઓએ કહ્યું કે કૂર્મ, આદિત્ય, લિંગ, શિવ આદિ પુરાણોમાં હજારો ઠેકાણે લખ્યું છે કે મહાદેવની પૂજા કરવાવાળા અને ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાવાળા એજ ભાગવત છે; શંકરનો દ્વેષ કરવાવાળા ભાગવત નથી, તો તેવા ભાગવતોની શી ગતિ થશે ?

આચાર્યશ્રીએ તેમના પ્રશ્નનો ઉત્તર આપતા જણાવ્યું કેઃ–તમે કેમ ભ્રમમા પડો છો ? શંકર એ ભગવાન્ છે; તો એમના ભક્ત કેમ ભાગવત ના હોય ? અભેદ ઉપાસનામા એ વાત લખી છે. અમારો એ માર્ગ નથી, પરંતુ અમારો માર્ગ ભક્તિમાર્ગ છે. ભક્તોએ એકનીજ સેવા કરવી જોઈએ. મહાદેવનો ભક્ત ઘંટાકર્ણ છે, હરિનો કૌશિક છે; તેમ શંભુનું પણ અનન્ય પૂજન વિહિત છે. શિવરહસ્યાદિ પુરાણોમા બીજાના પૂજનનો નિષેધ લખ્યો છે. તેજ પ્રમાણે વિષ્ણુરહસ્ય, વિષ્ણુધર્મોત્તર, ગીતા, અને ભાગવતમા વિષ્ણુનું પૂજન લખ્યું છે કાશીખંડમા દ્વારકા માહાત્મ્યમાં ચંદ્રશર્માના પ્રસંગમાં વિષ્ણુધર્મમા ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ દેખાતું નથી વશેષે કરીને પંચરાત્રમા વૈષ્ણવ ધર્મ કહ્યા છે, અને તેમા શીતળ શંખ ચક્રની મુદ્રા, ઊર્ધ્વ પુંડ્ર, તુલસીની માળા ધારણ કરવાનું લખ્યું છે તેજ પ્રમાણે કાલાગ્નિરૂદ્ર ઉપનિષદ્મા પાશુપત વ્રત અને ભસ્મ રૂદ્રાક્ષ ધારણ કરવાનું લખ્યું છે ભસ્મનું તિરછું પુંડ્ર ધારણ કરવાવાળો મનુષ્ય શૈવપદને પામે છે ભસ્મ, ત્રિપુંડ્રના તેમજ રૂદ્રાક્ષની માલા વિના કરેલી પૂજાનું ફળ મહાદેવજી આપતા નથી. લિંગપુરાણ તથા સૂતસંહિતામા સદાશિવ કહે છે કે શિવલિંગસ્વરૂપી જે હું વિશ્વેશ છું તેની પૂજા વિભૂતિ અને રૂદ્રાક્ષ ધારણ કર્યા સિવાય કરતા નહિ.

ઘણા પુરાણોમા ભસ્મ રૂદ્રાક્ષ રૂદ્રધર્મનું અંગ કહ્યુ છે, વિષ્ણુધર્મનું અંગ કહ્યું નથી. શૈવ વૈષ્ણવ શાસ્ત્ર અનુસાર બને ધર્મો કહ્યા છે અને બને શાસ્ત્રો પ્રમાણ છે, પાશુપત શિવજીએ કહ્યુ છે અને પંચરાત્ર નારાયણે કહ્યું છે, એવું જે જાણતા નથી તે અજ્ઞાની છે. મહાભારતમા નારાયણીય મોક્ષધર્મમા લખ્યું છે કે પ્રથમ નારાયણથી સપ્તર્ષિઓએ પચરાત્ર–શાસ્ત્ર સાભળ્યું અને આ કલ્પમાં એ નારદજીએ સાંભળ્યું. એ મોટું શાસ્ત્ર છે, કલ્યાણરૂપ છે, બ્રહ્મ છે, હિતરૂપ અને ઉત્તમ છે. એ

ઋક્, યજુ:, સામ, અથર્વ સર્વના સારરૂપ છે. એજ પ્રમાણે બીજે ઠેકાણે પણ પંચરાત્રની પ્રશંસા લખી છે. સાખ્ય, યોગ, પંચરાત્ર, વેદ, પાશુપત એ પ્રમાણ છે. એમનો યુક્તિથી નાશ કરવો નહિ એમ વિષ્ણુ ધર્મોત્તરમા લખ્યું છે. રામાયણ ઉત્તર-કાડમા પણ લખ્યું છે કે જે વિષ્ણુને વેદ, પુરાણ અને પંચરાત્રમાં ગાવામાં આવ્યા છે તેમને યત્નથી પૂજવા. વારાહપુરાણમાં પણ લખ્યું છે કે પચરાત્રને યથાક્રમ જાણવાવાળો પુરૂષ પાતકથી છુટી હરિમાં પ્રવેશ કરે છે. બૃહત્પારાશરમાં પણ લખ્યું છે કે પચરાત્રના વિધાનથી વૈદિક અને પૌરાણિક જપ કરવા, અથવા સ્થંડિલ (યજ્ઞ કરવાને તૈયાર કરેલી જગા)મા પૂજન કરવું. એજ પ્રમાણે ભારતાદિ ગ્રથોમાં પંચરાત્રની પ્રશંસા છે.

વિષ્ણુનો સત્વગુણ છે, બ્રહ્માનો રાજસ છે, અને શભુનો તામસ છે. લિગપુરાણમા પણ લખ્યું છે કે રજોગુણથી બ્રહ્મા. તમોગુણથી શકર, અને સત્વગુણથી સર્વ વ્યાપી વિષ્ણુ છે.

સાત્વિક જન વિષ્ણુની, તામસ જન શંકરની, અને રાજસ-જન બ્રહ્માની સેવા કરે છે સાત્વિક કલ્પમા વિષ્ણુનુ રાજસ-કલ્પમા બ્રહ્માનું, તામસમા શિવનું, અને સંકીર્ણમા સરસ્વતીનું, અધિક માહાત્મ્ય હોય છે, એમ મત્સ્ય પુરાણમાં કહ્યું છે. સત્વ-ગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, જ્ઞાનથી મુક્તિ થાય છે, તેથી કરીને વિષ્ણુનો સાત્વિક ધર્મ પાળવો ઇષ્ટતમ છે. સર્વ સિદ્ધિનું મૂળ વિષ્ણુના ચરણકમળનું પૂજન છે, અને મુમુક્ષુજનને માટે વૈષ્ણવ ધર્મની આવશ્યકતા છે.

ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ કાઇ વર્ણધર્મ નથી. મન્વાદિસ્મૃતિ તથા સૂત્રમા તે દેખાતું નથી અને એ સ્વપ્નમાં પણ વિષ્ણુ ધર્મનું અંગ થઈ શકતું નથી. વાસુદેવ ઉપનિષદ્મા ગોપીચંદનના ધારણનું વિધાન સામાન્ય છે. તમે બધા વૈદિક હોઇ સૂત્રાદિકમા નહીં કહેલા ભસ્મ રૂદ્રાક્ષનો શા માટે આગ્રહ કરો છો? કાશીખંડમાં તો ભસ્મ ધારણનો ઉપહાસ કર્યો છે. શિવકેશવ

તંત્રની જે તાંત્રિકપણાથી નિંદા છે તે વૈદિકમાર્ગની પ્રશંસાપર છે. તામસપણાથી નિષિદ્ધાચારથી શૈવ અને શાક્ત તંત્રની નિંદા છે તે દ્વિજોના અનધિકારને લીધે છે. વૈષ્ણવ તંત્રમા તો નિંદિત આચરણ નથી, કેટલેક ઠેકાણે તપ્તમુદ્રાનું ધારણ છે તે દ્વિજાતિને છોડવા યોગ્ય છે. વૈષ્ણવ તંત્ર તથા બીજા શાસ્ત્રોમાં મહાદેવના નિર્માલ્યનું ગ્રહણ તથા ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ નિંદિત છે. યજ્ઞના અંતમા વિભૂતિ ( યજ્ઞની ભસ્મ ) ધારણ કરવાનું કહ્યું છે, તેથી ભસ્મ શુચિ ( પવિત્ર ) છે. ત્રિપુંડ્ર શૈવ છે; ઉર્ધ્વપુંડ્ર વૈષ્ણવ છે. બ્રાહ્મણને ઉર્ધ્વપુંડ્ર જોઇએ અને વૈષ્ણવને વિશેષે કરીને જોઇએ. સર્વ ધર્મકાર્યમા ઉર્ધ્વપુંડ્રનું વિધાન છે. તેથી સત્વગુણી મનુષ્યને વૈષ્ણવધર્મ અવશ્ય સેવ્ય છે. સૂત્રમાં તેમજ સ્મૃતિમા ભસ્મ રૂદ્રાક્ષનું ધારણ કહ્યું નથી. એ રીતે તેમની શંકાનું રૂડી રીતે સમાધાન થતાં માંહ્ય માંહ્ય ગોષ્ટિ કરવા લાગ્યા કે દેવતામા શંભુ બ્રાહ્મણ છે તેથી તે બ્રાહ્મણને અવશ્ય પૂજ્ય છે, એમ કહીએ તો તે વૃથા છે, કારણ કે દેવમા જાતિ નથી. જો જાતિ હોય તો ભગવાન્ વિષ્ણુ પણ બ્રાહ્મણ છે. સર્વ દેવમૂર્તિ છે, તો તે કેમ સેવ્ય ન કહેવાય ? પછી જેઓ પુણ્યાત્મા હતા તેઓ આચાર્યશ્રીને શરણે થયા, અને બીજા પ્રણામ પ્રદક્ષિણા કરી એમની સ્તુતિ કરતા કરતા રવાને થયા.

નાસિકમાં જ્યા શ્રીરામચંદ્રજીએ પંચવટીમાં તપશ્ચર્યા કરી હતી અને જ્યાથી સીતાજીનું હરણ થયું હતું ત્યાં આચાર્યશ્રીની બેઠક છે.

પછી આચાર્યશ્રી પારાયણની સમાપ્તિ કરી ત્યાથી ત્ર્યંબક પધાર્યા. આ ક્ષેત્રમાં ગૌતમઋષિના પ્રભાવથી ગોદાવરીનદી નિકળી છે. અહિં ત્ર્યંબકેશ્વરનાં દર્શન કરી ગોદાવરીના મૂલને જોઇને ત્યાથી આચાર્યશ્રી તાપીનદી ઉપર ગયા, અને તેના વિમળજળમાં સ્નાન કરી ત્યાના તીર્થોની પ્રદક્ષિણા કરી.

ત્ર્યંબક.

તાપી.

ત્યાંથી આચાર્યશ્રી નર્મદાજી ઉપર ગયા. એ નદીની દક્ષિણે દારૂવન છે તેમાનાં તીર્થોની તથા ઉત્તર કાઠે માહિષ્મતી નગરી[1] છે ત્યાં સુધીનાં તીર્થોની આચાર્યશ્રીએ પ્રદક્ષિણા કરી. પ્રદક્ષિણા કરતાં એ વનમાં એક જણાએ મુકામ કર્યો ત્યા એક મૃગનું બચ્ચું આચાર્યશ્રીને શરણે આવ્યું; તેની પાછળ એક શિકારી આવ્યો.

નર્મદા.

મૃગનો બાળક અને શિકારી રાજપુત્ર.

તેણે કહ્યું કે હું ક્ષુધાથી પીડિતછું તેથી આ મૃગને શોધતો આવ્યોછું; હું જાણુંછું કે મૃગને મારવામા પાપ છે. ત્યારે કૃષ્ણદાસે તેને પુછ્યું કે તું કોણ છે અને મૃગને મારવામાં પાપ છે એ તેં શી રીતે જાણ્યું? ત્યારે તેણે ઉત્તર દીધો કે હું રાજપુત્રછુ, પણ વેશ્યાદિના સંગથી ભ્રષ્ટ થયેલોછું, અને શિકારીઓના સંગથી શિકારી બન્યોછું, પણ શ્રીમહાચાર્યના ચરણના દર્શનથી મારી બુદ્ધિ પવિત્ર થઇ છે, તેથી હું મારા અને મારા કુટુંબના હિતને અર્થે એમનું શરણ ચાહું છું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ચિંતાનો ત્યાગ કર બાદ આચાર્યશ્રીએ એને કૃષ્ણશરણાષ્ટકમંત્ર અને માલા આપી, અને પ્રસાદ લેવડા-

---

૧ માહિષ્મતિ નગરી એ તાલજંગના રાજા કાર્તવીર્યની રાજધાની હતી. કાર્તવીર્ય એ કૃતવીર્યનો પુત્ર હતો દત્તાત્રેયને પ્રસન્ન કરી એણે એક હજાર હાથ, ઇચ્છામા આવે ત્યાં જઇ શકે એવો રથ, અને બીજાં વરદાન મેળવ્યાં હતાં. એણે એક વખત રાવણને કેદ કર્યો હતો. ન્યાયથી રાજ્ય કરી એણે ૧૦ હજાર યજ્ઞ કર્યાં હતા, પણ પરશુરામની કામધેનુ ચોરી જવાથી એને પરશુરામે મારી નાખ્યો હતો.

માહિષ્મતિ નગરને ઠેકાણે હાલમાં ચુલીમાહેશ્વર નામનું ગામ છે એમ કર્નલ ટોડસાહેબનુ ધારવુ છે. હાલ સુધીમાં એ ગામ હજાર હાથવાળાનુ કહેવાય છે ( જુઓ ડાઉસન્સ ક્લાસિકલ ડિક્શનેરી. )

કેટલાએક વિદ્વાનોનું ધારવુ એવુ છે કે માહિષ્મતિ એ ગ્વાલિયર પાસે મિસર છે તે છે.

વ્યો. પછી આચાયશ્રીએ એને કહ્યું કે આ મૃગના બાળકને ઘેર લેઈ જઇ એક સોનાના પાંજરામાં રાખી એને પાળ, હિંસા છોડી રાજ્ય કર. અને પ્રભુમા ચિત્ત રાખી શ્રીનારાયણને ભજ. રાજપુત્રે આચાર્યશ્રીની આજ્ઞા માથે ચડાવી, તે મૃગના બાળકને પોતાને મેહેલે લેઇ ગયો, ત્યા એક સોનાના પાજરામા રાખી તેને પાળવા લાગ્યો, અને ભોગથી વિરક્ત થઈ ગુરૂની આજ્ઞાનુસાર ચાલ્યો.

**ઓંકારેશ્વર.** પછી ત્યાથી આચાર્યશ્રી ઓંકારેશ્વર ગયા ત્યાંના બ્રાહ્મણો અને રાજા તરફના સત્કારનું ગ્રહણ કરી આચાર્યશ્રીએ પુણ્ય માહિષ્મતિપુરીના ઉત્તમ

**માહિષ્મતી.** વનમાં આવી મુકામ કર્યો.

આચાર્યશ્રીનો યશ સાભળીને વિદ્વાન્ લોકો આ સ્થળમાં એમની પાસે આવ્યા, અને એમને વેદ અને વેદાગ વિષે પ્રશ્નો પુછયા તેઓને ઉત્તરથી સતોષ પમાડી આચાર્યશ્રી ત્યાથી ઉજ્જયનીમા પધાર્યા.

**ઉજ્જયની.** ત્યા ક્ષિપ્રા નદીમા સ્નાન કરી તથા કાલાકાલ, ભદ્રકાળી, તથા ક્ષીરસાગરના દર્શન કરી સિદ્ધવડ અને સાદીપિનીના સ્થાનમાં પધાર્યા. ત્યા ગોમતીના તીર ઉપર મુકામ કરી પારાયણ કર્યું, આ

**સિદ્ધવડ, સાંદીપિની.** આ સ્થળમા આચાર્યશ્રીની પાસે સો બ્રાહ્મણોએ આવી એમને એક સાથે અનેક પ્રશ્નો પુછયા. આચાર્યશ્રીએ એકીજ વખતે સર્વને ઉત્તર આપ્યા, તેથી તેઓ સંતોષ પામ્યા, અને આચાર્યશ્રીની સ્તુતિ કરવા લાગ્યા

તેઓમાથી એક બ્રાહ્મણ બોલ્યો કે આચાર્યશ્રીએ અવન્તિકા[1] જીતી, ત્યારે ઈર્ષાથી મૂર્છિત થઇને એક વિદ્વાને કહ્યુ કે ઘટસર-

---

૧ ઉજ્જયની અથવા ઉજ્જનનું પ્રાચીન નામ અવન્તિકા છે

સ્વતી અહિ નથી, નહિં તો તે પુરૂષરૂપ સરસ્વતી આચાર્યશ્રીને જીતત. ત્યારે કૃષ્ણદાસે પુછયું કે જે ઘટસરસ્વતીમાં તમારી ભકિત છે તે કોણ છે? તેને અહિ બોલાવો. ત્યારે કેટલાએક યાત્રાળુઓએ કહ્યું કે એને ચૈદ્યપુરમા દેખ્યો હતો. તે માલા મુદ્રા હરી લે છે અને ભસ્મ રૂદ્રાક્ષ આપે છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે ઈશ્વરને પ્રસન્ન કરવાને માટે ઘણા મનુષ્યો નટની માફક માયા કરે છે, તેથી અમારી શી ક્ષતિ છે?

પારાયણ સમાપ્ત કરી યથાવિધિ ઉજ્જયનીની યાત્રા કરી.

ચૈદ્યપુર.

વેત્રવતી.

આચાર્યશ્રી ત્યાથી ચૈદ્યપુર[1] પધાર્યા. ત્યા ઘટસરસ્વતીની તપાસ કરતા માલમ પડયું કે તે રામચંદ્ર રાજાની સભા જીતવાને વેત્રવતી[2] ગયો છે; તેથી આચાર્યશ્રીએ પણ વેત્રવતી જવાનો વિચાર કર્યો. ચૈદ્યપુરના રાજાનો સત્કાર સ્વીકારી આચાર્યશ્રી રામચદ્રરાજાની સભા જીતવાને વેત્રવતી પધાર્યા.

રામચંદ્રરાજા.

આચાર્યશ્રીએ વેત્રવતી નદીમા સ્નાન કરી, નદી, પર્વત વન આદિને જોઈ પ્રસન્ન થઇ ત્યા પારાયણ કર્યું આચાર્યશ્રીના જગત પ્રસિદ્ધ પાડિત્ય અને દિગ્વિજયની હકીકત સાભળીને રામચદ્ર રાજા વાજતે ગાજતે એમને તેડવા આવ્યો અને એમને પોતાના મંદિરમાં પધરાવ્યા. રાજાએ આચાર્યશ્રીની સારી રીતે પૂજા કરી. ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે પેલા યતિને અહિં બોલાવો, આચાર્યશ્રી

---

૧ આ ચૈદ્યપુર તે દમઘોષ અને શિશુપાલની રાજધાની વાઘેલખડમાં હાલના ચદેલને ચેદીપુર કહેતા હતા (ડાઉસન)

૨ વેત્રવતી એ બેટવાનદીનું નામ છે. આ નદી વિંધ્યાચલમાંથી નિકળી કાલ્પી આગળ યમુના નદીને મળે છે (ડાઉસન).

એનું પાંડિત્ય જુવે. ત્યારે રાજાએ. કહ્યું કે એ યતિ કેવળ પંડિત, ઘણો ક્રોધી, સિદ્ધ, પણ વાદી એટલે સરત

**ઘટ સરસ્વતી.**

કરીને વાદ કરવાવાળો તથા મરણ અને વસ્તુના આકર્ષણમા સમર્થ છે. એણે યવન રાજાની બેટીને આકર્ષણ કરી લીધી છે. તે ભૂમિમા, જળમાં, આકાશમાં ઘણા વેગથી જઇ શકે છે. સિંહ, સર્પાદિનો વેશ ધારણ કરી શકે છે. સભામા સરસ્વતી એને વશ થઇને ઘટમા બોલે છે. એ પ્રમાણે રાજાએ તેની હકીકત જણાવી તે શૈવાનંદ સરસ્વતીને બોલાવવા મોકલ્યું. વૈષ્ણવાચાર્યનું પધારવું સાભળી શૈવાનંદ જલદીથી દશ શિષ્યની સાથે આવી રાજા તરફથી સત્કાર પામી પોતાના વ્યાઘ્રચર્મ ઉપર બેઠો અને બોલ્યો કે ઉચ્ચ આસનમા શી સિદ્ધિ છે? સિદ્ધિ બતાવવામાં સિદ્ધિ છે. એ પ્રમાણે કહી તેણે શિષ્યદ્વારા પૂછયું કે જગત સત્ય છે કે અસત્ય છે?

**ઘટસરસ્વતીની સાથે વાદ.**

ત્યારે આચાર્યશ્રીએ પોતાના શિષ્ય શંભુદ્વારા ઉત્તર આપ્યો કે જગત્ સત્ય છે તમે શી પ્રતિજ્ઞા લેશો તે કહો. ત્યારે શૈવાનંદે કહ્યું કે રાજા સાક્ષી છે. તમોને ત્રિપુંડ્ રૂદ્રાક્ષ ધારણ કરાવવા અને તમારાં માલા અને ઉર્ધ્વપુંડ્ ઉતારવા એ પ્રતિજ્ઞા છે. ત્યારે શંભુએ કહ્યું કે એવું ધર્મ છોડવાનું પણ કરી શકાય નહીં. અમે અગ્નિપ્રવેશનું કઠણ પણ કરીયે છીએ. ત્યારે તેણે કહ્યું કે અગ્નિ મંગાવો. અગ્નિ આવ્યો એટલે યતિએ પોતાનું એક વસ્ત્ર તેમા નાંખી દીધું. વસ્ત્ર બળી ગયા પછી તે અટ્ટહાસ્ય કરી બોલ્યો કે જગત્ સત્ય હોય તો વસ્ત્ર પણ સત્ય હોવું જોઇએ. જો એમ હોય તો અમારૂં વસ્ત્ર બતાવો. ત્યારે શંભુએ કહ્યું કે વસ્ત્ર અગ્નિમાં છે. વળી તે તમારા મુકુટમા બાંધ્યું છે. તે બ્રહ્માત્મક છે. ત્યારે તે બોલ્યો કે ક્યાં છે? શંભુયે સભાસદોને કહ્યું કે શું તમે એ વસ્ત્ર દેખતા નથી? એ પ્રમાણે તેણે કહ્યું એટલે આચાર્યશ્રીએ બધા સભાસદોને દિવ્ય નેત્રો આપ્યા, એટલે તે બધા

બોલ્યા કે તમારૂં એ વસ્ત્ર અગ્નિ, મુકુટ, જગત્ એ સર્વમાં છે. ત્યારે તે લજ્જિત થઈને બોલ્યો કે એમણે ઇન્દ્રજાળ કરી અગ્નિની શક્તિ રોકી નાંખી છે, અને મારૂં વસ્ત્ર જુદું બતાવ્યું છે. ત્યારે શ્રણુએ કહ્યું કે આપ ઇન્દ્રજાળિક નથી ? આપ અગ્નિની શક્તિને ઉદ્દીપન કરો પછી તમાં તૃણ જલાવો. ત્યારે શવાનંદે બહાર જઈ સ્નાન કરી મંત્રથી અગ્નિને ઉદ્દીપન કરી તેમાં તૃણ નાંખ્યું, તે તેમા બળ્યું નહીં, ત્યારે સભામાં આવી કહેવા લાગ્યો કે આપણે શાસ્ત્ર અને યુક્તિથી વિવાદ કરીએ.

**જગત્‌ની સત્યતા.**

વસ્તુઓનો જન્મ અને નાશ દેખાય છે તો પછી એઓની સત્યતા શી રીતે કહી શકાય ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે વસ્તુના આવિર્ભાવ તિરોભાવથી સત્યતા નિશ્ચિત છે. વિદ્યમાન્ વસ્તુના દર્શનની યોગ્યતાનું નામ આવિર્ભાવ છે અને તેથી વિપરીત તે તિરોભાવ છે. ત્યારે યાતચે કહ્યું કે તેમ હોય તો આ કાર્યકારણ વસ્તુની કાર્યકારણુતાની હાનિ થાય. આચાર્યશ્રીએ કહ્યું કે ઈશ્વર સર્વશક્તિમાન્ છે તેથી તેમા કાર્યકારણુતાની હાનિ થતી નથી. ત્યારે યતિએ કહ્યું કે શ્રુતિસ્મૃતિ વાકયમાં જગત્‌ની અસત્યતા કેમ પ્રતિપાદન કરી છે ? આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે પ્રચલિત અગીઆર શાખાઓમા તેમજ સ્મૃતિમા એ વિષયના નિરૂપણુને વિશે મિથ્યા નિરૂપણ દેખાતું નથી, પણ પુરાણોમાં કોઈક કોઈક સ્થળે વૈરાગ્યને લીધે મિથ્યાપણું બતાવ્યું છે. યતિએ કહ્યું કે ત્યારે જગત્‌ની સત્યતા કઈ શ્રુતિસ્મૃતિમાં લખી છે ? આચાર્યશ્રીએ જવાબ આપ્યો કે મુંડક, તૈત્તિરીય, કૌષીતકિ, છાંદોગ્યાદિ ઉપનિષદ્‌માં તથા મન્વાદિ સ્મૃતિમાં તથા પુરાણુમા લખી છે ત્યાં કહ્યુ છે કે·–હે મુનીશ્વર, આ સર્વ જગત્ નાશરહિત, નિત્ય છે તેમા કેવળ આવિર્ભાવ તિરોભાવ થાય છે. વિશ્વ (જગત્) બ્રહ્મ છે, તે અનન્તમૂર્તિ ઇશ્વરથી વ્યાપ્ત છે, એ પ્રમાણે આચાર્યશ્રીએ કહ્યું ત્યારે યતિનો એક શિષ્ય કોઇ

કરીને બોલ્યો કે અમને શું ભ્રષ્ટ સમજીને શ્રુતિ સ્મૃતિનાં વાક્યો કહેવામાં આવતા નથી? એ સાભળીને ક્રોધ કરી સર્પની માફક શ્વાસ લેતો યોગી બોલ્યો કે એક ઘડો લાવો. સરસ્વતી સ્થાપના કરીએ. એ દેવતા સર્વ સમ્મત છે સરસ્વતીનું કહેલું કોણ પ્રમાણ નહિં ગણે? એ પ્રમાણે કહ્યુ એટલે એક શિષ્ય મંત્રેલો ઘડો લાવ્યો અને ચોકમાં મૂક્યો. તેમા પ્રાણનો પ્રવેશ કરાવી વિધાનથી તેનું પૂજન કરી યોગી બોલ્યો કે.—"હે મહેશ્વરી સત્ય બોલો. જગત્ સત્ય છે કે અસત્ય છે?" ત્યારે તે ઘડામાંથી ધીરેથી અવાજ થયો કે જગત્ સત્ય છે.

સરસ્વતીનું આવાહન.

ત્યારે યોગી કોલાહલ કરી ક્રોધથી બોલ્યો કે આ વખતે સરસ્વતી બોલશે નહીં માટે હવે કાલે સવારે વાદ કરીશું. ત્યારે સત્યજ્ઞે કહ્યું કે સરસ્વતીએ સત્ય કહ્યુ છે અને તે સર્વ સભાજનોએ સાભળ્યું છે. એ સાભળી સર્વ લોકો હસ્યા અને યોગી ખિન્ન થઇને પોતાને ઘેર ગયો પછી ઘેર જઈ દેવીના આગળ યોગી મરવાને તૈયાર થયો તે દેખી દેવી બોલી કે શા માટે મરોછો? તમે કહ્યુ કે સત્ય કહો ત્યારે મેં જે સત્ય હતું તે કહ્યુ. શ્રુતિસ્મૃતિમાં પણ એમજ કહેલું છે. વાણીના પતિ હરિ છે, અને એમનું મુખ આચાર્ય છે, તેથી એમના આગળ હું કદી જુઠું બોલી શકતી નથી. એ પ્રમાણેના દેવીના વચન સાંભળી યોગી લજ્જિત થઇને નાશી ગયો. પછી રામચંદ્રરાજાએ આચાર્યશ્રીનો ઘણો સત્કાર કર્યો અને શરણમંત્ર લીધો. જયધ્વનિ સાથે આચાર્યશ્રી ત્યાથી પધાર્યા.

સરસ્વતીનો ઉત્તર.

પછી આચાર્યશ્રી દંતવક્ત્રના નગર (દતિયા) મા આવ્યા, અને ઉપવનમા મુકામ કર્યો. ત્યાના રાજાએ આવી આચાર્યશ્રીનું પૂજન કર્યું અને વિદ્વાનોએ સ્તુતિ કરી અને પ્રજાની સાથે રાજા આચાર્યશ્રીને શરણ થયો. પછી ત્યાંથી ગોપાલાચલ

દતિયા, ગ્વાલિયર અને ધવલપુર.

(ગ્વાલિયર) થઇ ધવલપુર પધાર્યા ત્યાંના રાજાએ આવી દંડવત્ કરી ઘણું સુવર્ણ ભેટ કરવા માંડયું, ત્યારે દામોદરદાસે કહ્યું કે પોતે ધન ગ્રહણ કરતા નથી. સેવકો જે વસ્ત્ર તેમજ આમાન્ન (વગર રાંધેલું અન્ન) આપે છે તેજ લે છે. એ સાંભળી રાજા ઘણો ચતુર હોવાથી તેણે એ વાતનું તાત્પર્ય સમજવાને વિદ્વાનોને બોલાવી નિર્ણય કરાવ્યો. વિદ્વાનોએ આચાર્યશ્રીને પ્રશ્ન કર્યો કે શિષ્ય પાસેથી ધન લેવું અને બીજાનું લેવું નહીં એ બાબતનું શું પ્રમાણ છે? આચાર્યશ્રીએ સ્વયંભૂદ્વારા ઉત્તર કર્યો કે ઈશાવાસ્ય શ્રુતિમા બીજાના ધનના ગ્રહણનો નિષેધ કરેલો છે. मागृधः कस्य स्विद्धनम् ॥ પરાન્ન, પરવસ્ત્ર, પરશય્યા, ઈત્યાદિનું, પાપના સંસર્ગના ભયથી, સારા પુરૂષોએ ગ્રહણ કરવું ન જોઇએ. માતા, પિતા, નાના, નાની, શ્વસુર, શિષ્ય, એમનું અન્ન પરાયું નથી. પારકું અન્ન વર્જિત છે એમ બૃહદારણ્યકમા લખ્યું છે. યાજ્ઞવલ્કયમુનિયે રાજાને શિષ્ય કરીને તેના ધનનું ગ્રહણ કર્યું એ વાત બ્રાહ્મણમાં લખી છે. એ ઉત્તર સાંભળી રાજા અને સર્વ પ્રસન્ન થયા.

**સુચકુંદની ગુફા.** પછી ત્યાથી આચાર્યશ્રી સુચકુંદની ગુફાએ પધાર્યો ત્યા રાત્રીએ દશ્રી સુચકુંદરાજાની કથાં સર્વને શ્રવણ કરાવી.

**મથુરા.** ત્યાંથી આચાયશ્રી મથુરા પધાર્યો, અને વિશ્રામઘાટ ઉપર જઈ સ્નાન અને આન્હિક કર્યા. ત્યા ઉજાગર નામના માથુર ચોબાને પુરોહિત કર્યો. બ્રાહ્મણોને દાન દક્ષિણાથી તૃપ્ત કરી આચાર્યશ્રી કેશવદેવજીમા દર્શન કરવા પધાર્યા. પછી મથુરાની યાત્રા કરી આવી મુકતઘાટ ઉપર મુકામ કરી પારાયણ કર્યું.

**ગોકુળ.** તે પછી શ્રાવણ સુદ ૧૧ ના રોજ આચાર્યશ્રી ગોકુલ પધાર્યા. ત્યાં ગોવિંદઘાટ ઉપર શમીવૃક્ષની નીચે મુકામ કર્યો. પછી આન્હિક કરી ઠાકોરજીની સેવા કરી. પછી રાત્રીએ વિચાર કરવા લાગ્યા

કેઃ—ભગવાનની આજ્ઞા ભક્તિમાર્ગ પ્રકટ કરવાની છે. પૂર્ણાનંદરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણ નિર્દોષ પૂર્ણગુણ છે. તે નિર્દોષ હોવાથી નિર્દોષ જનોથીજ સેવ્ય છે, પણ આ વખતના પુરૂષો કાળાદિ દોષથી અત્યંત પતિત છે, તેથી તેમણે કરેલી સેવારૂપ ભક્તિ નિર્દોષ ભગવાન્ અંગીકાર ન કરે તો પ્રતિપાદિત કરેલો ભક્તિ-માર્ગ ફળવાન્ થવાનો સંભવ નથી. આ પ્રકારની શ્રીમહાચાર્ય-જીના મનમાં ચિંતા થઇ, તેથી ભગવાને પ્રકટ થઈ કૃપાથી આચાર્યશ્રીને એક ગદ્ય મંત્રનું દાન કર્યું, અને જણાવ્યું કે તે દ્વારા બ્રહ્મસંબંધ થતા દેહ અને જીવના સર્વ પદાર્થોના દોષની નિવૃત્તિ થશે. ત્યાર પછી શ્રીમહાચાર્યજીની પૂજા સ્વીકારી ભગ-વાન્ અંતર્ધાન થયા.

**દામોદરદાસ વગેરેનું આત્મ-નિવેદન**

બીજે દિવસે સવારે સ્નાન આન્હિક કરી આચાર્યશ્રીએ દામોદરદાસને પુછયું કે રાત્રે તમે કાંઈ સાભળ્યું હતું અને સાભળ્યું હતું તો શું? દામોદરદાસે કહ્યું કે મે કાંઈક સાંભળ્યું હતું પણ હું કાંઇ સમજ્યો નહિ, એ સાભળી બનેલી હકીકત આચાર્યશ્રીએ એમને કહી બતાવી.

એ સર્વ હકીકત શ્રીમહાચાર્યશ્રીએ "સિદ્ધાન્ત રહસ્ય" નામક ગ્રંથમાં નિરૂપિત કરેલી છે, અને તે સંબંધી વિસ્તાર-પૂર્વક વિવેચન હવેના પ્રકરણમા આવશે.

ત્યારબાદ દામોદરદાસે સ્નાનાદિકથી પરવારી શ્રીમહાચાર્ય ચરણમાં વિજ્ઞપ્તિ કરી કે શ્રીહરિએ કૃપા કરી જે સંપ્રદાય પ્રતિ-પાદન કરવાને આપને આજ્ઞા કરી છે તે સંપ્રદાયમાં મને પ્રવેશ કરાવો. એ વિનતિનો સ્વીકાર કરી શ્રીમહાચાર્યજીએ તેમને ભગવત્સન્મુખ બેસાડી, હસ્તમાં તુલસીપત્ર આપી શ્રીપુરૂષોત્તમે આપેલા ગદ્યમંત્રનું તેમને દાન કરી બ્રહ્મસંબંધ કરાવ્યો. એ ગદ્યમંત્રનો ભાવાર્થ નીચે પ્રમાણે છેઃ—

"મારૂં રક્ષણ કરનાર શ્રીકૃષ્ણ છે, તેમનો હજારો વર્ષોથી વિયોગ થયેલો છે અને તેથી પેદા થયલા (ત્રિવિધ) તાપ અને ક્લેશને લીધે મારો આનંદ તિરોહિત થઇ ગયો છે. એવી સ્થિતિવાળો હું, શ્રીગોપીજનવલ્લભ ભગવાન શ્રીકૃષ્ણને દેહ, ઈન્દ્રિય, પ્રાણ, અંતઃકરણ અને તેના ધર્મ, સ્ત્રી, ગૃહ, પુત્ર, કુટુંબ, વિત્ત અને આત્મા સર્વ અર્પણ કરૂં છું. હે કૃષ્ણ, હું આપનો દાસ છું."

આ મંત્ર પરમાત્મા અને જીવાત્માનો સંબંધ દર્શાવે છે. જેને અર્પણ કરવાનું છે તે પરબ્રહ્મ પરમાત્મા છે. તે કોઇ લૌકિક વ્યક્તિ નથી, અને અર્પણ કરનાર જીવાત્મા છે. આ અવશ્ય લક્ષ્યમા રાખવાનું છે.

દામોદરદાસે બ્રહ્મ-સંબંધ થયા પછી સર્વસ્વ શ્રીહરિને નિવેદન કરી દીધુ. ત્યારબાદ કૃષ્ણદાસમેઘન આદિ શિષ્યોએ તથા પ્રભુદાસ જલોટા, રામદાસજી વગેરે વૈષ્ણવોએ બ્રહ્મ-સંબંધ કરાવવાની વિનંતિ કર્યેથી તેમને પણ બ્રહ્મ-સંબંધ કરાવ્યો.

આ પ્રસંગથી શ્રીમહાચાર્યજી પ્રતિપાદિત ભક્તિ-સંપ્રદાયનું પ્રાકટય ગણી શકાય..



# પ્રકરણ ૯.

## પુષ્ટિ–ભક્તિમાર્ગના સિદ્ધાંતો અને સ્વરૂપ.

શ્રીમહાચાર્ય વગેરે પૂર્વે થઈ ગયેલા આચાર્યો બ્રહ્મસંબંધ કરાવ્યા બાદ શરણે આવેલા ભક્તોને સર્વાત્મભાવ, આત્મનિવેદન આદિનાં રહસ્યનો બોધ સુંદર રીતે કરતા હતા. તે પ્રમાણે હાલ પણ તેમના વંશજ ગોસ્વામી આચાર્યો બ્રહ્મસંબંધ કરાવ્યા બાદ સ્વમાર્ગનું રહસ્ય સારી રીતે શ્રવણ કરાવી સ્વમાર્ગીય ભક્તિકૃતિમા વૈષ્ણવોની પ્રેરણા કરતા રહે તો નિર્દોષ અને સર્વ-ગુણરૂપ ભક્તિના અને બ્રહ્મવાદના ગ્રંથોનું પઠનપાઠન (અભ્યાસ) ચાલુ રહે; અને તેના અભાવમાં ધર્મોભાસ રૂપ જે અનાચાર દુરાચાર ક્વચિત્ પ્રવર્તે છે તે એની મેળયે વિરામ પામી જાય, અને ભક્તિમાર્ગની ઉજ્વલ ધ્વજા પતાકા દશ દિગન્તમા સ્થિરપદ પ્રાપ્ત કરે.

પુષ્ટિમાર્ગીય સિદ્ધાતો વગેરેની કાંઈક માહીતી શ્રીમહાચાર્ય પ્રણીત ગ્રંથોના સાર રૂપે અથવા તેના આધારે આપીએ છીએ.

ભક્તિમાર્ગીય સિદ્ધાત આચાર્યશ્રીએ વિદ્યાભ્યાસના સમયમા તેમજ વિદ્યાનગર અને ઈતર સ્થળોમા થયેલા સંવાદમાંજ નક્કી કર્યા હતા, અને તે સિદ્ધાતોનો ઊંડો અભ્યાસ કરવાની ઇચ્છા રાખનારે શ્રીમહાચાર્ય રચિત (૧) બાલબોધ, (૨) સિદ્ધાંત મુક્તાવલિ, (૩) પુષ્ટિ–પ્રવાહ મર્યાદા ભેદ, (૪) સિદ્ધાંત રહસ્ય, (૫) નવરત્ન, (૬) ભક્તિ–વર્દ્ધિની, (૭) સેવાફલ, (૮) સેવાફલ વિવરણ, (૯) તત્ત્વાર્થદીપ નિબંધ આદિ ગ્રંથોની સમીક્ષા કરવી.

## બાલબોધ.

સ્મરણ કરનારનાં સર્વ દુઃખ અને પાપ હરનાર એવા સદા સર્વદા આનંદ સ્વરૂપ ભગવાન્ શ્રીકૃષ્ણને નમસ્કાર કરીને બાળકોને સારી રીતે બોધ થાય તે હેતુથી સુવિનિશ્ચિત સિદ્ધાંતનો સંગ્રહ કહેવામાં આવે છે. ૧

બુદ્ધિમાન્ મનુષ્યોનું જીવન ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરૂષાર્થ અર્થે વ્યવહરે છે. તે પુરૂષાર્થોનાં સ્વરૂપ વેદાદિ ઇશ્વરકૃત તથા સ્મૃત્યાદિ જીવકૃત શાસ્ત્રોમા દર્શાવેલા છે, તે દૃષ્ટિએ તે પુરૂષાર્થોના બે પ્રકાર છે. ૨

સાધ્ય (એટલે યજ્ઞાદિક) અને સાધનો એ ( સુક્, સુવાદિક ) સંયુક્ત એવા અલૌકીક પુરૂષાર્થો વેદમાં કહેલા છે, અને લૌકીક (એટલે જીવકૃત) પુરૂષાર્થો [મનુ કપિલાદિક] ઋષિઓએ ઇશ્વરની પ્રેરણાવડે તે પ્રેરણાનેજ અનુસરીને સ્મૃતિઓમાં જણાવેલા છે ૩

અલૌકીક પુરૂષાર્થોનો હેતુ વેદમાથી જાણી શકાય છે, કારણ કે તે પુરૂષાર્થોની સ્થિતિ વેદમાજ છે માટે લૌકિક પુરૂષાર્થોજ પ્રકર્ષે કરી કહેવામા આવે છે.

ધર્મ અર્થ અને કામ એ ત્રિવર્ગની પ્રાપ્તિ કરાવનાર અનુક્રમે ધર્મશાસ્ત્રો ( સ્માર્ત અને ગૃહસૂત્રો ) નીતિ ( બૃહસ્પતિ વગેરેએ કહેલી ) અને કામશાસ્ત્રો ( વાત્સાયન કામ સૂત્રાદિ ) છે તેથી તેનો નિર્ણય કહેવામાં આવતો નથી. હવે બાકીનો લૌકીક મોક્ષ–પુરૂષાર્થ તે લૌકીક (એટલે જીવ વિચારિત) મોક્ષમાં ચાર શાસ્ત્રો છે; અને સ્વતં મોક્ષ ( એટલે પોતાને આધીન ) અને પરત મોક્ષ ( એટલે પરાધીન ) એવા મોક્ષના બે પ્રકાર છે.

મોક્ષ બે પ્રકારનો છે તેમા દરેકમા પણ બબ્બે શાસ્ત્રો છે, તેમાં સ્વતઃ મોક્ષમાં ત્યાગ અને અત્યાગના ભેદે કરીને સાંખ્ય

અને યોગ એ બે શાસ્ત્રો પ્રકીર્તિત છે. ( અનાત્મ વસ્તુનો ) ત્યાગ સાંખ્ય શાસ્ત્રમાં સારી રીતે કહેલો છે.[1] ૬

અહંતા મમતાનો સર્વ રીતે નાશ થાય અને "હું કર્તા નથી" એવી અહંકૃતિ નીકળી જાય ત્યારેજ જીવ સ્વરૂપ ( એટલે આત્મજ્ઞાનમા નિષ્ઠા ) મા સ્થિત થાય અને ત્યારેજ તે કૃતાર્થ એટલે મુક્ત કહેવાય. ૭

ઋષિઓએ બહુ પ્રકારે પ્રોક્ત તે ( મોક્ષ ) માટેની કોઈક પ્રક્રિયા ( સાંખ્ય શાસ્ત્રની પદ્ધતિ ) પુરાણમા પણ દર્શાવેલી છે. એ બધી પ્રક્રિયામાં સેશ્વર સાંખ્યથી એક સરખુંજ ફળ થાય છે.

અત્યાગમા યોગમાર્ગ કહેલો છે. મોક્ષ માટે જે ત્યાગ કરવાનો છે તે મન વડેજ કરવાનો છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, ધ્યાન, ધારણા અને સમાધિ વગેરે સાધનો તો અવશ્ય કર્તવ્ય છે, કારણ કે તેનાથી મનનો નિરોધ થઈ યોગ સિદ્ધ થાય છે, અને યોગ સિદ્ધ થયે જીવને કૃતાર્થતા ( મોક્ષ ) પ્રાપ્ત થાય છે.

પરાશ્રયથી મળનાર મોક્ષના બે પ્રકાર છે અને તે કહેવામા આવે છે:—એક તો વિષ્ણુથી મળનાર અને બીજો શિવથી મળનાર. બ્રહ્મા બ્રાહ્મણપણાને પામ્યા છે તેથી તેમની સેવા તો બ્રાહ્મણ રૂપે ફક્ત વેદાધ્યયન અને બ્રહ્મજ્ઞાન સારૂજ કરવામાં આવે છે ૧૦

બ્રહ્માના આશ્રયથી આગળ જણાવેલા ચારે પુરૂષાર્થો સિદ્ધ (પ્રાપ્ત) થતા નથી. તેમણે તો મોક્ષ સંબંધી કિંચિત ( વૈખાનસ તંત્રાદિ ) શાસ્ત્ર કહેલું છે. એથી કરીને જગતના હિતકારક તો શિવ અને વિષ્ણુ છે. ૧૧

---

૧ શ્રીમદાચાર્યચરણનો કહેવાનો એ આશય છે કે સ્વતઃ મોક્ષ શી રીતે રીતે પ્રાપ્ત કરવો તે સાંખ્ય શાસ્ત્ર તથા યોગશાસ્ત્ર એમ બન્નેમાં બતાવેલું છે. સાંખ્યશાસ્ત્રમાં ત્યાગથી મોક્ષ મળે છે એમ જણાવેલું છે.

વિષ્ણુનું કાર્ય જગતનું પાલન કરવાનું છે અને શિવનું કાર્ય તેનો સંહાર કરવાનું છે. વિષ્ણુએ નારદ પંચરાત્ર આદિ શાસ્ત્ર પ્રવર્તાવેલ છે અને શિવજીએ પાશુપત શાસ્ત્ર પ્રવર્તાવેલ છે. એકજ બ્રહ્મ એ હેતુ અર્થે શિવ અને વિષ્ણુરૂપ થયેલ હોવાથી પોતપોતાના શાસ્ત્રમા તેમને સર્વાત્મકપણાથી વર્ણવેલા છે ૧૨.

શિવ અને વિષ્ણુની નિર્દોષ પૂર્ણગુણતા પોતપોતાના શાસ્ત્રોમા નિરૂપણ કરેલી છે અને જો કે પરબ્રહ્મના ગુણાવતાર હોવાથી શિવ અને વિષ્ણુ પ્રત્યેક ભોગ અને મોક્ષરૂપી ફળ આપવા બન્ને સમર્થ છે તોપણ શિવથી ભોગની પ્રાપ્તિ થાય છે અને વિષ્ણુથી મોક્ષ મળે છે એ નિશ્ચિત છે. શિવજી પોતે સ્મશાનમા રહી મોક્ષનું સેવન કરે છે અને વિષ્ણુ લક્ષ્મીપતિ હોઈ ભોગનું સેવન કરે છે, તેમ છતા પોતાના સેવકને શિવ મોક્ષ આપતા નથી અને વિષ્ણુ ભોગ આપતા નથી. (એનો સયુક્તિક ખુલાસો શ્રીમદાચાર્યજી લખે છે કે) લોકમાં પણ ધણી જે વસ્તુનો ઉપભોગ કરે એટલે પોતાને ભોગ્ય વસ્તુ કદાપિ બીજાને આપતો નથી. ૧૩–૧૪

પોતાને અતિપ્રિય (ભક્ત)ને તે (સ્વભોગ્ય પદાર્થ) પણ ક્વચિતજ આપવામા આવે છે. નિયમપૂર્વક ભોગ અને મોક્ષના દાનથી "તદીયત્વ" અને "તદાશ્રય" સિદ્ધ થાય છે. ૧૫

એ (વિષ્ણુ–ભક્તિ અને શિવ–ભક્તિ) પ્રત્યેકના (મોક્ષ અને ભોગ પ્રાપ્તિના) સાધન છે; અને બીજાના અર્થમા ઘણો શ્રમ છે. જીવમાત્ર સ્વભાવથી દુષ્ટ છે માટે દોષ મટાડવા માટે સર્વદા શ્રવણ વગેરે (એટલે કીર્તન, સ્મરણ, મનન વગેરે નવધા ભક્ત કરવા. તેથી પ્રભુમાં પ્રેમ બંધાય છે કે જે વડે સર્વ કાર્યો સિદ્ધ થાય છે. મોક્ષ તો વિષ્ણુથી સુલભ છે અને શિવથી ભોગ સુલભ છે ૧૭.

આત્માનું સમર્પણ કરવાથી "તદીયત્વ" નિશ્ચિત થાય છે. તદીયત્વ સિદ્ધ ન થયું હોય તોપણ કેવળ પ્રભુનો આશ્રય રાખીને રહે તો પણ તેને સારૂં ફળ મળે છે ૮.

તદાશ્રય અને તદીયત્વ જાણવા સારૂ પોતાના ધર્મ (વર્ણા-શ્રમાદિ) પાળીને કાંઇક સાધનનું (શ્રવણાદિને) સારી રીતે આચરણ કરવું. જો તેમ ન કરે તો નિશ્ચય ભ્રમણા ભાર થાય ૧૯.

એ રીતે અમોએ બધું કહ્યું તેનું સારી રીતે જ્ઞાન સિદ્ધ થાય ત્યારે પુનઃ ભ્રમ (સંશય) રહેતો નથી.

એ પ્રમાણે ચારે પુરૂષાર્થ અને તે પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવનાર શાસ્ત્રો અને તેમા દર્શાવેલા સાધનોનો વિવેક બતાવી મોક્ષપ્રદ શ્રીહરિની ભક્તિ કરવી તેજ પરમ પુરૂષાર્થ છે એમ નિશ્ચય પ્રતિપાદિત કર્યા બાદ તે સિદ્ધાતને વિશેષે કરીને "સિદ્ધાત મુક્તાવલિ" માં દર્શાવે છે.

## સિદ્ધાંત મુક્તાવલી.

શ્રીહરિને નમન કરીને સ્વસિદ્ધાન્તનો નિશ્ચય વિશેષ સ્પષ્ટતાથી કહુ છુ.

કૃષ્ણ સેવાજ કર્તવ્ય છે. માનસીસેવા ઉત્તમ છે.

શ્રીકૃષ્ણની સેવા અવશ્ય સદા કરવી, અને સેવાના પ્રકારમા માનસી સેવા ઉત્તમ છે તેમા શ્રીકૃષ્ણમા ચિત્તનું પરોવાઈ રહેવું (એકતાન થવું) તે સેવા. ૧

સેવાની વ્યાખ્યા અને પ્રકાર.

એવી (માનસી સેવા)ની સિદ્ધિ માટે "તનુજા"[1] અને [2]"વિત્તજા" સેવા (સાધનરૂપ) છે તેવી સેવા કરવાથી સંસારના દુઃખોની નિવૃત્તિ અને બ્રહ્મનો બોધ (એ બે અવાતંર ફળ) મળે છે. ૨

એ પ્રમાણે સેવા કરવાની આજ્ઞા કરી આચાર્યશ્રી પરબ્રહ્મ શ્રીકૃષ્ણ, અક્ષરબ્રહ્મ, અને જગત્ વિગેરેના સ્વરૂપ દર્શાવે છે.

---

૧ તનુજા એટલે પોતાના શરીરથી કરેલી તે.

૨ સેવામાં દ્રવ્યનો ઉપયોગ લાગે અને તે વડે જ્યારે સેવા કરાય ત્યારે વિત્તજા સેવા કરેલી કહેવાય.

બ્રહ્મ એ સચ્ચિદાનંદરૂપ, નિર્વિકારી, સર્વશક્તિમાન્, સર્વવ્યાપી, સર્વાધાર, જગતનું સમવાયી અને

બ્રહ્મ.

નિમિત્ત કારણ, સર્વવિરૂદ્ધ ધર્માશ્રયરૂપ અને અનંત મૂર્તિ છે. તે વિભક્ત તેમજ અવિભક્ત છે. તે જડ શરીરના પ્રાકૃત ગુણોથી રહિત છે.

સત્ય, શૌચ, દયા, શાન્તિ, ઇત્યાદિ હજારો સ્વાભાવિક ગુણોથી તે યુકત છે. તે આવિર્ભાવ અને તિરોભાવથી બહુરૂપે ભાસે કે તે કોઇ વખત પોતાના સ્વરૂપમા અને કોઈ વખત પ્રપચમાં રમે છે. તે યુક્તિનો વિષય નથી જેમાં, જેવડે, જેથકી, જે સંબંધી, જેને અર્થે, જે જે કાઇ, જે પ્રકારે, જે જે કાળમાં જે કાઇ થાય છે તે સર્વ બ્રહ્મ છે.

બ્રહ્માની સૃષ્ટિ કરવાની ઇચ્છા થાય છે ત્યારે તેના એક દેશમા આનંદ તિરોહિત થાય છે; તેમ થવાથી તેના બે રૂપ થાય છે. એક રૂપ સપૂર્ણ આનદવાળુ રહે છે એ

પરબ્રહ્મ.

રૂપને પરબ્રહ્મ, પુરૂષોત્તમ, પરમાત્મા, કે કૃષ્ણ કહે છે.

બીજું રૂપ બૃહત્ અથવા અક્ષરબ્રહ્મ કહેવાય છે તેમા સત્ ચિત અને આનદ પરબ્રહ્મના કરતા ઓછા હોય છે, તેથી તે "ગણિતાનદ" કહેવાય છે.

અક્ષર.

અક્ષરબ્રહ્મના બે રૂપ થાય છે; એક જ્ઞાનીઓને પૂજવા લાયક રૂપ અને બીજુ તેથી વિલક્ષણ. આ બીજું રૂપ એ જગત અથવા પ્રપંચ છે. ૩

જગત્ અથવા પ્રપંચના વિષયમા અનેક વાદ છે. માયાવાદી લોકો તેને માયાનું કાર્ય (માયિક) કહે છે; સાખ્ય મતવાળા તે સત્વાદિ ગુણોનુ કાર્ય (સગુણ) કહે છે, નૈયાયિક લોકો દ્વયણુક,

જગત્

ત્ર્યણુક એમ પરમાણુઓનુ ક્રમે કરીને ઇશ્વરનું બનાવેલું (કાર્ય)

કહે છે; મીમાંસક લોકો તેને સ્વતંત્ર (સ્વતંત્ર) એટલે સદા આવું ને આવું છે એમ કહે છે; બાધ, માધ્યમિક, સૌત્રાંતિક, અર્હંત, ચાર્વાક અથવા લોકાયતિક, વામ અને શાક્ત વિગેરે પોતાની મરજી માફક કહે છે. ૪

ગંગાજીનાં બે રૂપ.

અક્ષરનાં બે રૂપ.

ગંગાજીનાં બે રૂપ છે; એક (આધિભૌતિક) જળરૂપ અને બીજું (આધ્યાત્મિક) માહાત્મ્યયુક્ત તીર્થરૂપ. જળરૂપથી ગંગાજી સ્નાનાદિ વ્યવહારના ઉપયોગમા આવે છે. મર્યાદામાર્ગની વિધિથી ગંગાજીના માહાત્મ્યયુક્ત તીર્થરૂપની જે પુજા કરે છે તેને તે રૂપે ગંગાજી ભોગ અને મોક્ષ આપે છે. તેજ પ્રમાણે અક્ષરબ્રહ્મનાં બે રૂપ છે એમ જાણવું. એક રૂપ જગત્ છે તે વડે વ્યવહારની સિદ્ધિ થાય છે. બીજું રૂપ પૂજવા લાયક છે. એ પ્રમાણે વેદનો મત છે. ૫-૬.

તે (આધિભૌતીક જલરૂપ અને આધ્યાત્મિક તીર્થરૂપ) ગંગાજીમા આધિદૈવિકરૂપ ગંગાજી દેવતારૂપે છે, અને જ્યારે ભક્તનો ઉત્કર્ષ થાય ત્યારે ક્વચિત્ તેનું દર્શન ગંગાજીના પ્રવાહમા (ભક્તને) થાય છે, કારણકે પ્રવાહથી ગંગાજી અભિન્ન છે એમ એ ભક્તની બુદ્ધિ છે. ૭

આધિદૈવિક એટલે દેવતારૂપ ગંગાજીના સર્વને પ્રત્યક્ષ દર્શન થતાં નથી તોપણ ગંગાજીના જલમા શાસ્ત્રાદિકથી અનિષિદ્ધ સકલ વ્યવહાર કરવા (એટલે સ્નાનાદિક કરવું) અને સર્વ સ્થાનમા આધિદૈવિક ગંગાજી બીરાજે છે એમ ભાવ રાખવો સિદ્ધ થાય છે. શાસ્ત્રોમા દર્શાવેલા ફળથી તથા મોટાઓના અંતઃકરણની પ્રતીતિ વડે ગંગાજીના જલનું બીજા જલ કરતાં અધિકપણું સિદ્ધ થાય છે.

**બ્રહ્મનાં રૂપની ગંગાજીનાં રૂપ સાથે સરખામણી.**

જેમ ( ગંગાજીનું ) જળ છે તેમ આ સર્વ ( જગત ) છે; જેમ શક્તિવાળાં ( તીર્થરૂપ ગંગાજી ) છે તેમ મહત્ ( અક્ષરબ્રહ્મ ) છે; જેમ દેવી ( દેવતા રૂપ ગંગાજી ) છે તેમ શ્રીકૃષ્ણ છે. આ ( સિદ્ધાંતને ) વિષે પણ જે કહેવાનું છે તે કહીયે છીએ ૯

**બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ.**

જેવી રીતે જગત્ બ્રહ્મરૂપ હોવા છતાં ત્રિગુણાત્મક કહેલું છે તેવી રીતે બ્રહ્મા, વિષ્ણુ, અને શિવ એ ત્રણને ત્રિગુણાત્મક જગત્‌ને નિયમમા રાખનારા, ઉપાસના કરવા યોગ્ય અને ત્રણ ગુણની ઉપાધિવાળા દેવ કહેલા છે. એજ પ્રમાણે અક્ષરબ્રહ્મને વિષે શ્રીહરિને આધિદૈવિકરૂપ માનેલા છે. ૧૦

**વિષયની પ્રાપ્તિ.**

આ ત્રણ પ્રકારના લોકમાં ઉપાસકોને વિષયની કે તે તે દેવતાના લોકની પ્રાપ્તિ બ્રહ્માદિક દેવતાઓથી થાય છે, બીજી રીતે થતી નથી. પોતાના આત્માને સારૂ પરમાનંદની પ્રાપ્તિ તો માત્ર

**પરમાનંદની પ્રાપ્તિ.**

પરમાનદરૂપ શ્રીકૃષ્ણથીજ થઈ શકે છે. બીજી રીતે થતી નથી. એ નિશ્ચય છે, ૧૧

જેઓને દુનિયાદારી વિષયોની વાઞ્છના છે તેઓએ બ્રહ્મા, વિષ્ણુ કે શિવની ઉપાસના કરવી; પણ જેઓ માત્ર વિમળ પરમાનંદની પ્રાપ્તની ઈચ્છાવાળા હોય તેઓએ પરમાનંદરૂપ શ્રીકૃષ્ણને ભજવા. આથી બ્રહ્મવાદે કરીને શ્રીકૃષ્ણમાં બુદ્ધિ સારી રીતે રાખવી.

**જીવ અને સંસાર.**

આકાશમા છિદ્રો નથી, છતા ચારણી કે એવીજ રીતની બીજી ઉપાધિદ્વારા આકાશ તરફ જોવામા આવે તો તેમા છિદ્રો જણાય છે; તેમ આત્મા (જીવ) બ્રહ્મરૂપ છતાં આત્મામાં અનેક પ્રકારની બુદ્ધિ પ્રતીત થાય છે. એકજ આત્મા છતા તેમા અનેક બુદ્ધિ થવી એ અવિદ્યારૂપ ઉપાધિનું કાર્ય છે. ૧૨

બધું જગત્ બ્રહ્મરૂપ છે એમ જાણવારૂપ વિજ્ઞાનવડે અવિદ્યારૂપ ઉપાધિનો નાશ કરવામા આવે ત્યારે

**કૃષ્ણદર્શન.** જેમ ગંગાજીના તીર ઉપર રહેનાર ગંગાભક્ત ગંગાજીના દેવીરૂપના દર્શન, ગંગાજીના પ્રવાહમા જ, કરી શકે છે, તેમ જ્ઞાની અક્ષરબ્રહ્મરૂપ પોતાના આત્માને વિષે શ્રીકૃષ્ણના દર્શન કરી શકે છે.

જેમ ગંગાજીના કિનારાથી દૂર રહેનાર તેમના ભક્તને ગંગાજીનું ઇચ્છિત જળ મળતું નથી અને ગગાજીના દર્શન પણ થતા નથી, તેમ ભગવાનના જે ભક્તને સસાર વિદ્યમાન્ છે એટલે જે અહંતા મમતામાં ગરક થઇ રહેલો છે, તેને પણ ભગવાનની પ્રાપ્તિ અને ભગવાનના દર્શન થતા

**અહંતામમતા.** નથી; તેથી તે દુખી થાય છે. તેટલા માટે શ્રીકૃષ્ણના માર્ગમા રહેલા ભકતે તો અહંતા મમતાત્મક સસારથી વિમુક્ત થઇને આત્માના આનંદરૂપી સમુદ્રમા બિરાજનાર શ્રીકૃષ્ણનુંજ વિશેષે કરીને

**કૃષ્ણભક્તિ.** ચિતન કરવું લોક સંબંધી પદાર્થોના પ્રયોજનવાળો થઇને શ્રીકૃષ્ણને ભજે તો તે સર્વથા દુખી થાય છે. ૧૩-૧૪-૧૫-૧૬.

એ દુખી છતા શ્રીકૃષ્ણને ભજે તો તેનો અહંતા મમતાત્મક સસાર નષ્ટ થાય છે. પુષ્ટિ માર્ગીય ભકતને પોતાના સ્વરૂપનુ અને ભગવત્સ્વરૂપનું જ્ઞાન ન હોય તો શ્રીમદ્ ભાગવતના શ્રવણમા સાવધાન રહેવું અને જ્યાં પૂજાનો પ્રવાહ અને પર્વાદિમા થતા ઉત્સવ થતા હોય ત્યા રહેવું. ૧૭.

જે મર્યાદા માર્ગસ્થ ભક્તને પોતાના અને ભગવાનના સ્વરૂપનું જ્ઞાન ન હોય તેણે ભાગવતના શ્રવણમાં તત્પર થઇ શ્રી ગગાજીને કીનારે રહેવું. આ પુષ્ટિમાર્ગમા શ્રીપ્રભુનો અનુગ્રહજ નિયામક છે તેથી મર્યાદા માર્ગની માફક તેમા ગંગાતીર પરજ રહેવુ એવો નિયમ નથી. ૧૮

જ્ઞાનીને અક્ષર બ્રહ્મની અને પુષ્ટિસ્થ ભકતને શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થાય છે. માટે જ્ઞાનીને જો શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિની ઈચ્છા હોય તો તેણે તનુજા, વિત્તજા અને માનસી સેવા પુષ્ટિમાર્ગની રીતે કરવી. એ પ્રમાણે કરવાથી તેને શ્રીપુરૂષોત્તમની પ્રાપ્તિ થશે. એ પ્રમાણે હોવાથી જ્ઞાન માર્ગ કરતાં ભક્તિ માર્ગ વધારે ઉત્તમ છે. ૧૯.

ગંગાજીના કીનારા ઉપર રહેતા પુરૂષમાં જો ભક્તિ–ભાવ ન હોય તો તે દુષ્ટ કર્મ કરવાવાળો અને પાખંડી થાય છે તેમજ પ્રભુના સ્થાનકમા રહેતા પુરૂષમા જો ભક્તિ–ભાવ ન હોય તો તે પણ પોતાનાં દુષ્ટ કર્મોએ કરીને તે સ્થાનમાથી છુટી કોઈ હીન યોનિમા જન્મે છે. ૨૦.

એ પ્રમાણે સ્વશાસ્ત્રના ગુપ્ત સિદ્ધાતનુ મે નિરૂપણ કર્યું તે જાણવાથી પુરૂષ સર્વ સશયથી મુક્ત થાય છે. ૨૧.

## સિદ્ધાંત રહસ્ય.

श्रावणस्यामले पक्षे एकादश्यां महानिशि ॥
साक्षाद्भगवता प्रोक्तं तदक्षरश उच्यते ॥१॥

ભાવાર્થ—શ્રાવણ માસના શુક્લપક્ષમા એકાદશીને દિવસે મધ્ય રાત્રિને સમયે સાક્ષાત્ ભગવાને જે પ્રત્યક્ષ કહેલું તે અહિં સાક્ષાત અક્ષરે અક્ષર કહેવાય છે

ब्रह्मसंबंधकरणात्सर्वेषां देहजीवयोः ॥
सर्वदोषनिवृत्तिर्हि दोषाः पंचविधाःस्मृताः ॥२॥

ભાવાર્થ—બ્રહ્મસબધ કરવાથી સહુ કોઈના દેહ અને જીવના સર્વ દોષોની ખસૂસ નિવૃત્તિ થાય છે. તે દોષો પાંચ પ્રકારના ગણેલા છે. ૨.

सहजा देशकालोत्था लोकवेदनिरूपिताः ॥
संयोगजाः स्पर्शजाश्च न मंतव्याः कथंचन ॥३॥

ભાવાર્થ—લોક અને વેદમાં પાંચ પ્રકારના દોષો નિરૂપિત કરેલા છે.—(૧) સહજ એટલે કુદરતી, (૨ અને ૩) દેશ અને કાલને લીધે ઉદિત. (૪) સંયોગથી ઉત્પન્ન થનાર અને (૫) સ્પર્શથી ઉત્પન્ન થનાર. આ સર્વ દોષો બ્રહ્મ સંબંધ થવાથી ભક્તિમાં પ્રતિબંધક થઇ શકતા નથી.

अन्यथा सर्वदोषाणां न निवृत्तिः कथंचन ॥

અર્થ—બ્રહ્મસંબંધ કર્યા વિના બીજી રીતે સર્વ દોષોની નિવૃત્તિ કોઈ પ્રકારે થતી નથી.

પાંચ પ્રકારના દોષો.

વિવેચન—ઉપરના સાડાત્રણ શ્લોક પૈકી પહેલા શ્લોકમા ભગવાન્ પ્રકટ થયાનો વખત બતાવ્યો છે. જે દોષોને લીધે અમુક ધર્મકાર્યને વિષે અમુક જનોની અયોગ્યતા શાસ્ત્રોમા જણાવી છે, તે દોષોની આ ભક્તિમાર્ગમાં શી અસર થાય છે, તે બીજા અને ત્રીજા શ્લોકમા બતાવ્યું છે. ભગવાને સર્વ પ્રકારના દોષોના પાંચ ભાગ પાડયા છે.

સહજ દોષ.

૧ સહજ દોષ એટલે જે દોષ જન્મથીજ ઉત્પન્ન થતા હોય તે; જેમકે શૂદ્ર, ચાડાલ વગેરે હીન ગણાતિ જાતિમા જન્મ થવો તે. મન્વાદિ સ્મૃતિયોએ શૂદ્ર, ચાડાલ, સ્ત્રીઓ વગેરેને ઉપનયન સંસ્કાર માટે અને વેદ ભણવાને યોગ્ય ગણેલા નથી. બીજ દોષાદિ અથવા ગાભિક દોષો પણ સહજ દોષ કહી શકાય.

દેશોત્થ દોષ.

૨ દેશોત્થ દોષ. જે દેશમા કૃષ્ણમૃગ પોતાની ખુશીથી રહે છે તે દેશને યજ્ઞ કરવા લાયક દેશ ગણેલો છે; તે સિવાયના દેશોને યજ્ઞને માટે અયોગ્ય ગણવામા આવે છે. મગધ, મારવાડ વગેરે દેશો અપવિત્ર ગણવામાં આવે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય એ લોકોએ, પવિત્ર (યજ્ઞ કરવા લાયક) દેશમા રહેવું એમ શાસ્ત્ર-

ની આજ્ઞા છે. અપવિત્ર દેશમાં રહેવાથી જે દોષ ઉત્પન્ન થાય તેને દેશોત્થ દોષ કહે છે.

**કાલોત્થ દોષ.**

૩ કાલોત્થ દોષ. કલિકાલ, દુષ્ટ મુહૂર્ત, અવસ્થા વગેરેથી ઉત્પન્ન થતા દોષોને કાલોત્થ દોષ કહે છે. વર્ષાકાળમાં અથવા પ્રદોષમાં વેદ ભણવાની મના છે એ કાલોત્થ દોષને લીધે છે એમ જાણવું.

**સંયોગજ દોષ.**

૪ સંયોગજ દોષ. સંગદોષ અથવા પતિત વગેરેના સમાગમથી ઉત્પન્ન થતા દોષોને સંયોગ જ દોષ કહે છે.

**સ્પર્શજ દોષ.**

૫ સ્પર્શજ દોષ. સ્પર્શ નહિ કરવા લાયક વસ્તુઓ ( મદ્ય વિગેરે ) ના, અથવા મનુષ્ય અથવા બીજા પ્રાણીઓના સ્પર્શથી જે દોષ ઉત્પન્ન થાય છે તેને સ્પર્શજ દોષ કહે છે.

**મહાયજ્ઞ.**

આત્મનિવેદનરૂપી મહાયજ્ઞ કરી ભક્તિમાર્ગમાં દાખલ થવાને માટે ઉપર જણાવેલા તમામ દોષો અથવા તેઓ પૈકીના કોઇ દોષો પ્રતિબંધ રૂપ માનવામાં આવતા નથી. વેદ ભણવા અને ભણાવવાની, યજ્ઞ કરવા અને કરાવવાની, ઉપનયન સંસ્કાર કરવા અને કરાવવાની તેમજ બીજી અનેક બાબતોમાં મનુસ્મૃતિ વિગેરે અધિકાર અથવા યોગ્યતા વિષે અમુક ધોરણ બતાવી, અમુક

**અધિકાર વિચાર.**

દોષવાળાં મનુષ્યોને તે કર્મો કરવા કરાવવાને અયોગ્ય અથવા અધિકાર વગરના ગણે છે, તેમ આ ભક્તિમાર્ગીય પ્રથમ દીક્ષામાં ગણવામાં આવતું નથી; અર્થાત્ આ ભક્તિમાર્ગના દ્વાર ગમે તે વર્ણ કે આશ્રમના માણસોને માટે, તેમજ ગમે તે યોગ્યતા કે દોષવાળાં માણસોને માટે ખુલ્લાં છે. પ્રથમ ગમે તેવો દોષવાળો મનુષ્ય હોય તો પણ તેના સર્વ દોષ બ્રહ્મસંબંધ કરવાથી નિવૃત્ત થાય છે,

તેથી ભગવાનની ભક્તિ કરવામા તે દોષ પ્રતિબંધરૂપ માનવામાં આવતા નથી.

**સામાન્ય ધર્મ.**

જેમ સૂર્યના પ્રકાશનો અને વાયુનો લાભ લેવાને સર્વ મનુષ્યો અધિકારી છે, તેમજ આ ભક્તિમાર્ગ રૂપ સામાન્ય ધર્મમાં દાખલ થવાને સર્વ મનુષ્યોનો અધિકાર છે, માત્ર તેઓએ આત્મનિવેદનરૂપ મહાયજ્ઞ કરવાને માટે તૈયાર થવું જોઈએ.

**ભક્તિમાર્ગના અધિકારી.**

ભગવાનને પોતાનું સર્વસ્વ અર્પણ કરવાને જે તૈયાર થાય તે બધાને આ માર્ગમા દાખલ થવાને યોગ્ય ગણેલા છે.

**દુઃખોની નિવૃત્તિનો ઉપાય.**

જીવ એ ઈશ્વરનો અંશ છતા, અહંતામમતાને લીધે મિથ્યા ભુન માયિકસંસારનાં દુઃખો ભોગવે છે. એ આધ્યાત્મિક દુઃખોની નિવૃત્તિને માટે ભગવાન્ બ્રહ્મસંબંધ બતાવે છે.

**નિવેદન.**

લૌકિક સંબંધોનું તત્ત્વ ઘણે ભાગે અરસપરસના હિતનો વિચાર છે. અલૌકિક સંબંધને વિશે એક બાજુએ અધીનત્વ, નિવેદન અથવા આત્મસમર્પણ, અને બીજી બાજુએ કૃપા હોય છે. આત્મનિવેદન અથવા આત્મસમર્પણ કરવાથીજ અહંતા અને મમતા નો નાશ થઈ, અંતઃકરણ શુદ્ધ થઈ, ભક્તિ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, અને ભક્તિ કરવાથીજ પ્રભુની પ્રાપ્તિ થાય છે.

**આત્મનિવેદન અને બ્રહ્મસંબંધ.**

મનુષ્યને આ લોકમાં જે જે વસ્તુ ઉપર પ્રીતિ હોય તે તમામ વસ્તુ, દેહ, પ્રાણ, ઇન્દ્રિય, અંતઃકરણ અને તેની વૃત્તિઓ પુત્ર, આપ્ત (સગાંસંબંધી) ધન, આત્માસમેત સર્વ વસ્તુઓ ભગવાનને અર્પણ કરવી એનું નામ આત્મનિવેદન અથવા

આત્મસમર્પણ; અને તેમ કરવાથી ભગવાનની સાથે જે અંશાંશીરૂપ સંબંધ નિત્ય છે તેની પુનઃસ્મૃતિ તેજ બ્રહ્મસંબંધ.

**યજ્ઞોની જરૂર.**

સર્વ શાસ્ત્રો યજ્ઞ કરવાની ભલામણ કરે છે, કેમકે યજ્ઞ વગર સુખની પ્રાપ્તિ અને દુઃખની નિવૃત્તિ થતી નથી.

ગીતાજીમાં શ્રીકૃષ્ણ અર્જુન પ્રત્યે કહે છે કે.—

**नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम ॥**

જે યજ્ઞ નહી કરે તેને માટે આ દુનિયા નથી તો હે અર્જુન ! બીજી દુનિયા તો તેને માટે કયાંથી હોય ? અર્થાત્ યજ્ઞ નહિ કરનારને આ દુનિયાના સુખોની તેમજ પરલોકના સુખોની પ્રાપ્તિ થતી નથી. ગીતા ૪-૩૧.

**જુદા જુદા યજ્ઞ.**

દુનિયાનું બંધારણ યજ્ઞ ઉપરજ રચાયેલું છે. પૃથ્વી પોતાનાં તત્વો આપી બીજનું પોષણ કરે છે એ પૃથ્વીનો યજ્ઞ છે. સૂર્ય પોતાનાં કિરણોદ્વારા પ્રાણી માત્રને જળ આપે છે એ સૂર્યનો યજ્ઞ છે. સ્ત્રીઓ પોતાનું સત્ત્વ આપી તથા ઘણા કષ્ટો વેઠી બાળકોને ઉછેરે છે એ સ્ત્રીઓનો યજ્ઞ છે. કોઇ પ્રભુપ્રીત્યર્થે સદાવ્રત કાઢી દુઃખી જનોને અન્નદાન આપે છે એ તેનો દ્રવ્યયજ્ઞ છે. કોઇ વાવ, કૂવા વિગેરે જળાશયો કરાવે છે. કોઈ અન્નક્ષેત્રો સ્થાપે છે, કોઇ અનાથાશ્રમો કાઢે છે, યુરોપાદિ ખંડના લોકો લાખો અને કરોડો રૂપીઆ ધર્મ, કેળવણી, જ્ઞાન વગેરેના પ્રસારને માટે ખર્ચે છે, આ બધા લઘુ યજ્ઞો છે, આત્મસમર્પણ એ મહત્તમ યજ્ઞ છે; કારણ કે તેમાં અહંતામમતાથી ઉત્પન્ન થયેલી સર્વ સામગ્રીનો ત્યાગ કરવામાં આવે છે. શાસ્ત્રોમાં કેટલાએક યજ્ઞોની ગણના કરેલી છે તે યજ્ઞો કર્મરૂપ છે. એ યજ્ઞોમાં પણ અર્પણ એ મુખ્યતત્ત્વ છે. ભગવાનને સપ્રેમ જે જે વસ્તુ અર્પણ કરવામાં આવે છે તે તે વસ્તુઓ તે આદરથી સ્વીકારે છે

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ॥

ગીતા અ. ૯ ૨૬.

પત્ર, ફૂલ, ફળ, જળ જે ભક્તિથી મને અર્પે છે તે નિર્મળ મનવાળાએ ભક્તિપૂર્વક અર્પેલું હું અંગીકાર કરૂંછું.

**આત્મ-નિવેદન સાથે ઈતર યજ્ઞોનો મુકાબલો.**

જે યજ્ઞોમાં અનેક પ્રકારની સામગ્રી જોઈએ છે અને જેમા અનેક પ્રકારના વિધિ નિષેધો જોવા પડે છે તે યજ્ઞોને બદલે ભગવાને પ્રારંભમાજ એક મહાયજ્ઞ કરવાનું ફરમાવ્યું છે. આ મહાયજ્ઞમા સર્વ પ્રકારના લઘુયજ્ઞોનો સમાસ થાય છે. આ મહાયજ્ઞ પ્રભુને તન, મન, ધન વગેરે સર્વ લૌકિક અને અલૌકિક પદાર્થો અર્પણ કરવા તે છે. પ્રભુની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળાને આ સર્વસ્વ અર્પણરૂપ મહાયજ્ઞ કરવાની જરૂર છે.

**યજ્ઞનો સ્વીકાર.**

ભક્તિમાર્ગનો બોધ કરનાર તમામ આચાર્યો અને ભક્તો પ્રભુની પ્રાપ્તિના માર્ગમા અર્પણને સર્વોત્તમ સાધન ગણે છે. લૌકિકમાં પણ જે ચાકર, નોકર, સેવક વગેરે અર્પણ વધારે કરે છે તેજ સેવક સ્વામીને વધારે પ્રિય થઇ પડે છે. અર્પણ એ પતિવ્રતા સ્ત્રીનું પાતિવ્રત્ય છે, ભાગ્યશાળી પુત્ર કે પુત્રીની માતાપિતા પ્રત્યેની ભક્તિ છે. આ પ્રમાણે જ્યારે લૌકિકમાં અર્પણની જરૂર છે ત્યારે અલૌકિક વિષયમાં જરૂર હોય એમાં આશ્ચર્ય નથી. એટલાજ માટે સર્વ સાધુજનોએ એની આવશ્યકતા સ્વીકારેલી છે.

**દોષોનું જવું.**

જ્યારે મનુષ્ય પોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરે છે ત્યારે તેની અહંતા મમતા જતી રહે છે. એ કારણથી એના દોષો ભગવાનની ભક્તિમા અંતરાયરૂપ માનવામાં આવતા નથી.

અજ્ઞાત દશામા કરવામાં આવેલા ચોરી, હિંસા, વ્યભિચાર, આદિ પાપકર્મોને માટે શાસ્ત્રોમા અમુક પ્રાયશ્ચિત્તો બતાવવામાં આવ્યાં છે; પ્રાયશ્ચિત્તો કરવાથી એ દોષોની અત્યંત નિવૃત્તિ થતી નથી, પણ ભગવાનને સર્વસ્વ અર્પણ કરવારૂપી યજ્ઞ કરવાથીજ એ દોષોની નિવૃત્તિથાય છે.

**ગદ્યમંત્રમાં શ્રી કૃષ્ણનો અર્થ.**

બ્રહ્મસંબંધને માટે ભગવાને આચાર્યશ્રીને જે ગદ્યમંત્ર આપ્યો તેમાં શ્રીકૃષ્ણને સર્વસ્વ અર્પણ કરવાનું કહ્યું છે. એ મંત્રમાં કૃષ્ણ એ શબ્દ કોઇ લૌકિક વ્યક્તિ કે ગુરૂના અર્થમાં વાપર્યો નથી એમ भगवते અને गोपीजन वल्लभाय પદોથી નિશ્ચિત થાય છે. કૃષ્ણનો અર્થજ સદાનંદ પરબ્રહ્મ, પુરૂષોત્તમ, ભગવાન્ થાય છે ( જુઓ પાછળ પૃષ્ઠ ૬૬ )

અંતઃકરણપ્રબોધ નામના ગ્રંથમાં આચાર્યશ્રી લખે છે કેઃ—

लौकिकप्रभुवत्कृष्णो न द्रष्टव्यः कदाचन ।

અર્થ—ભગવાન્ શ્રીકૃષ્ણને લૌકિક પ્રભુ ( રાજા ) ની પેઠે કોઈ કાળે જોવા (ધારવા) નહિં જોઈએ.

એ ઉપરથી સ્પષ્ટ રીતે માલૂમ પડે છે કે સર્વસ્વ અર્પણ કરવાનું જે લખ્યું છે તે ભગવાન્ પ્રત્યેજ છે, કોઇ લૌકિક વ્યકિત પ્રત્યે નથી. ગુરૂ પણ મંત્રદ્વારા અર્પણ કરાવનારજ છે. અર્પણનું ગ્રહણ કરનાર તો શ્રીકૃષ્ણ માત્રજ છે.

**નિર્દોષતાની પ્રાપ્તિનું સાધન.**

આ સૃષ્ટિ ભગવાનનીજ રચેલી છે અને ભગવાનનીજ છે, ભીતિથી તે ક્રીડાભાજન જગતનો ત્યાગ ન કરી તેની અંદર રહીને, પ્રાણીઓ પોતપોતાનું સર્વસ્વ ભગવાનને અર્પણ કરે તેથી નિર્દોષતા પ્રાપ્ત થાય છે. તમામ જાતના દોષોની નિવૃત્તિ થવાનું સર્વથી સુગમ સાધન બ્રહ્મસંબંધ છે, તેથી તે પરમ ગુણરૂપ છે.

ફલપ્રવાહપૂર્વક ભક્તિનું રહસ્ય સમજીને સ્વાત્માર્પણ કરવામાં કુશળતા એ આ ભક્તિમાર્ગીય દીક્ષામાં સર્વોત્તમ અંગ છે.

રહસ્ય.

असमार्पितवस्तूनां तस्माद्वर्जनमाचरेत् ॥ ४ ॥

અર્થ—તે હેતુ માટે (સર્વ દોષોની નિવૃત્તિ સારૂ) નહિં સમર્પણ કરેલી વસ્તુનો ત્યાગ કરવો. ૪

વિવેચન—બ્રહ્મસંબંધ કરવાથી પૂર્વે જે જે દોષો હોય તે ભગવાનની ભક્તિમા પ્રતિબંધરૂપ થતા નથી. નવીન દોષ ઉત્પન્ન ન થાય એને માટે જરૂરનું છે કે જે જે વસ્તુઓ ભગવાનને અર્પણ કરેલી ન હોય તે ઉપયોગમાં લેવી નહિ; તેમજ તેઓનો સંસર્ગ પણ રાખવો નહિ. કોઇ વસ્તુ ઉપયોગમા લેતા પહેલાં ભગવાનને અર્પણ કરવી. એમ કરવાથી બે લાભ થાય છે.—(૧) દ્રવ્યાદિ ભગવાનને અર્પણ કરવાથી તેમાં રહેલા દોષ દૂર થાય છે, અને (૨) સતત્ અર્પણ કરવાથી ભગવાનનું અને એમના દિવ્ય ધર્મનું સ્મરણ અખંડિત રહી અહંતા મમતા નાશ પામે છે.

અસમર્પિત વસ્તુનો ત્યાગ.

ગીતાજીમાં ભગવાને ખાત્રી આપી છે કે.—

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥

ગી. ૫. ૧૦.

અર્થ—જે મનુષ્ય મમતાને તજી સઘળાં કર્મ બ્રહ્માનેજ અર્પણ કરે છે તેને, કમળપત્રને જેમ પાણી અડતું નથી તેમ, પાપ સ્પર્શ કરી શકતું નથી.

શ્રીમદ્ભાગવતના ૧૧ મા સ્કંધના ૧૧ મા અધ્યાયમાં શ્રીકૃષ્ણ પરમાત્મા સત્પુરૂષો જેનો આદર કરે એવી ભક્તિ વિષે બોલતાં ઉદ્ધવજી પ્રત્યે કહે છે કેઃ—

यच्चादिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः
तत्तन्निवेदयेन्मह्यं तदनन्त्याय कल्पते ॥

ભાવાર્થ—જગત્માં જે જે કાંઇ અત્યંત ઉત્તમ અને જે કાંઇ પોતાના આત્મને પ્રિય હોય તે તે વસ્તુ મને અર્પણ કરવી જોઇએ. તે અર્પણ કરેલું અનંતપણને પામે છે.

निवेदिभिः समर्प्यैव सर्वं कुर्यादिति स्थितिः ।
न मतं देवदेवस्य सामिभुक्तं समर्पणम् ॥ ५ ॥

અર્થ—(પ્રભુને) આત્મ-નિવેદન કરનારાઓએ સર્વ (લૌકિક વૈદિક) કાર્ય પ્રભુને સમર્પીનેજ કરવું એ પ્રકારની (ભક્તિમાર્ગ નિર્દિષ્ટ) મર્યાદા (સ્થિતિ) છે દેવના દેવ (એવા શ્રીપુરૂષોત્તમ) ને અર્ધ ભોગવેલી વસ્તુનું સમર્પણ કરવું એ સંમત નથી.

અર્ધ ભોગવેલી વસ્તુના સમર્પણનો નિષેધ.

तस्मादादौसर्वकार्ये सर्ववस्तुसमर्पणम् ॥

અર્થ—એટલા માટે સર્વ કાર્યની શરૂઆતમા સર્વ વસ્તુનું સમર્પણ કરવું.

दत्तापहारवचनं तथा च सकलं हरेः ॥ ६ ॥
न ग्राह्यमितिवाक्यं हि भिन्नमार्गपरं मतम् ॥

અર્થ—મને અર્પણ કરેલું હોય તે કામમાં ન લેવું એ વચનને અનુસરી, શ્રીભગવાનને જે બધુ અર્પણ કરેલું હોય તે ફરી જીવના ઉપયોગ માં લેવું નહિ, એવું જે નિષેધ વચન છે, તે જુદા માર્ગ પરત્વે માનેલું છે. (એ વચન દાનને લાગુ પડે છે).

અર્પણ કરેલી વસ્તુઓ ઉપયોગમાં લેવાય.

નિવેદન, અર્પણ, અને દાન એ ત્રણ શબ્દોના અર્થમા તફાવત છે. જે વસ્તુ જેની હોય તે વસ્તુ

નિવેદન, અર્પણ, દાન. — તેની છે એમ તેને જણાવવું તેનું નામ નિવેદન છે. "નિવેદન" શબ્દમાં "વિદિત કરવું, જાણ કરવું," એવો કોઇ અર્થ રહેલો છે, તેથી આત્માનું નિવેદન કહેવાય છે. જે વસ્તુ જેની હોય તેને જણાવી ને તેને સ્વાધીન કરી દેવી તે અર્પણ. વસ્તુ ઉપરથી પોતાની સત્તા છોડી દેઈ બીજાની સત્તા સ્થાપન કરવાને દાન કહે છે. આપણે આત્માનું પ્રભુને નિવેદન કરીએછીએ. સામગ્રીનું સમર્પણ કરીએછીએ. સુપાત્રને દાન કરીએ છીએ.

દાન કરેલી વસ્તુનું ગ્રહણ કરી તેનો ઉપયોગ દાન કરનારે કરવો એ શાસ્ત્રવિરૂદ્ધ છે, પણ પ્રભુને સમર્પણ કરેલી વસ્તુઓનો ઉપયોગ સમપણ કરનારને કરવામાં બાધ નથી પરંતુ તેમાં ગુણ છે. પ્રભુને સમર્પણ કરેલો પદાર્થ પ્રભુના બળવડે પ્રભુરૂપ થઇ જાય છે અને તેવા પ્રભુરૂપ પદાર્થના ઉપભોગથી આપણામાં ભગવદીયત્વ પ્રવેશ કરે છે. ઉદ્ધવજી વિગેરે ભક્તોએ સમર્પિત કરેલી વસ્તુનો સ્વીકાર કર્યાના દાખલા ભાગવતમાંથી મળી આવે છે

सेवकानां यथा लोके व्यवहारः प्रसिद्ध्यति ॥
तथा कार्यं समर्प्यैव सर्वेषां ब्रह्मता ततः ॥७॥

અર્થ—સેવકોનો લોકમાં જેવી રીતે વ્યવહાર સંપૂર્ણ રીતે સિદ્ધ થાય તેવી રીતે ભગવાનને સમર્પણ કરીને સર્વ કાર્ય કરવાં. (એમ કરવાથી) સર્વ કાર્યોને બ્રહ્મતા (દોષરહિતપણું) પ્રાપ્ત થાય છે.

સમર્પણથી બ્રહ્મતાની પ્રાપ્તિ.

વિવેચન—સર્વદા સર્વ કાર્યો ભગવાનને અર્પણ કરવાં એજ ભક્તિમાર્ગીય મર્યાદા છે. એમ કરવાથી તે કાર્યોને બ્રહ્મતા એટલે નિર્દોષપણું પ્રાપ્ત થાય છે, અને અહંકારની નિવૃત્તિ થાય છે ભગવાને ગીતાજીમા કહ્યું છે કે જેને "હું કર્તા છું" એવી રીતની વૃત્તિ નથી અને જેની બુદ્ધિ લેપાતી નથી તે આ લોકને હણીને પણ હણતો નથી અને બંધાતા નથી.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यासि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥

ગી. ૯–૨૭

અર્થ—હે કુંતીપુત્ર ! તું જે કરે છે, જે ખાય છે, જે હોમ કરે છે, જે દાન કરે છે (ને) જે તપ કરે છે તે મને અર્પણ કર.

गंगात्वं सर्वदोषाणां गुणदोषादिवर्णना ॥८॥
गंगात्वेन निरूप्यास्यात्तद्वदत्रापि चैव हि ॥९॥

ગંગાત્વ.

ભાવાર્થ—શ્રીગંગાજીમાં મળેલા જળના બધા દોષોને ગંગાજીપણું ખસુસપણે સિદ્ધ થાય છે બહારથી આવતાં જળ સદોષ અને અપવિત્રછે, તોપણ તે જળ ગગાજીમાં મળ્યાથી ગગારૂપ થઇ જાય છે, અને દુષ્ટ જળના સર્વ દોષ નિવૃત્ત થઈ તે જળ ગંગાજીજ કહેવાય છે. ગગાજીમા મળતા પહેલા તે જળના ગુણદોષ વર્ણન કરવામા આવતા, પણ ગંગાના સમાગમ પછી તો તે સર્વ ગુણદોષ બંધ પડી જાય છે, અને ગગાજીમા જે પાવિત્ર્યાદિ ગંગાત્વ છે તે ગગાત્વ જેમ દુષ્ટ જળને પ્રાપ્ત થઈ જાય છે તેમ અહિં પણ બ્રહ્મસંબંધ (આત્મ નિવેદન) થતા પહેલાં વસ્તુ દુષ્ટ હોય તો પણ પ્રભુને અર્પણ થયાથી તે વસ્તુના દોષ નિવૃત્ત થઇ જઈ તે વસ્તુ બ્રહ્મરૂપ થઇ જાય છે.

બ્રહ્મસંબંધથી પ્રાપ્ત થતો અધિકાર અને બ્રહ્મસંબંધ થયા પછીનું વર્તન.

ટીકા—અહિં સિદ્ધાંતરહસ્ય નામનો ગ્રંથ પુરો થાય છે. એમાં મુખ્ય બે વાતો સ્પષ્ટપણે જણાવી છેઃ–(૧) બ્રહ્મસંબંધથી ભક્તિમાર્ગમાં પ્રવેશ કરવાના અધિકારની પ્રાપ્તિ; અને (૨) બ્રહ્મસંબંધ થયા પછી ભક્તિમાર્ગીય મર્યાદાનુસાર વર્તન. ભક્તિમાર્ગમાં દાખલ થવાને માટે આત્મનિવેદનની જરૂર છે. આત્મનિવે-

**આત્મનિવેદન** દન કરવાથી બ્રહ્મની સાથેના નિત્ય સંબંધની પુનઃ સ્મૃતિ થાય છે. એ સ્મૃતિ પ્રાપ્ત કરવી એ અધિકાર છે. જે માણસ પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરે તેણે અવશ્ય પોતાના લૌકિક અને અલૌકિક કાર્યો પ્રભુને અર્પણ કરવાં જોઇએ. તેમ કરવામા આવે તેને સમર્પણ કહે છે. ખાવું, પીવું, વ્યાપાર,

**સમર્પણ.** રોજગાર, વિદ્યાભ્યાસ, યાત્રા, કજીયા વિગેરે સર્વ વસ્તુ પ્રભુને અર્પણ કરવી. એમ કરવાથી તે વસ્તુઓમાં રહેલા ગુણદોષો બંધનકારક થતા નથી. વિશેષમા એમ જણાવવામા આવ્યું છે કે પ્રભુને અર્પણ કરેલી વસ્તુઓનો ઉપયોગ કરવાનો ભક્તજનને અધિકાર છે, પણ દાન કરેલી વસ્તુ દાન કરનારને વાપરવાનો અધિકાર નથી.

આત્મનિવેદનવડે બ્રહ્મસંબંધ કરી, સર્વ વસ્તુ પ્રભુને અ-

**નિવેદિત જીવન.** ર્પણ કરતાં પોતાનું જીવન ચલાવવું એના કરતાં બીજું કોઈ વધારે નિર્દોષ અને શ્રેષ્ઠ જીવન હોઈ શકેજ નહિં. આવા સર્વથી ઉત્કૃષ્ટ જીવનથી આ લોક અને પરલોક સંબંધી સર્વ પુરૂષાર્થો સહજ સિદ્ધ થતા લૌકિકમાં અલૌકિકત્વ પ્રાપ્ત થાય છે, અને સદોષમા નિર્દોષત્વ સિદ્ધ થાય છે. આવો ઉત્તમ જીવનમાર્ગ સર્વને અંગીકાર કરવા યોગ્ય છે.

આ શરણ–આત્મનિવેદનયુક્ત પુષ્ટિ ભક્તિમાર્ગમાં ચાલ-

**પંચશ્લોકી.** નારને આવતી વિટંબણાઓ ટાળવા માટે "પંચશ્લોકી" માં બહુ સુંદર બોધ આપેલો છે. એ ગ્રંથ નિબંધના ભક્તિ પ્રકરણના સંક્ષેપરૂપ છે. એમાં આચાર્ય શ્રી આજ્ઞા કરે છે કે—

गृहं सर्वात्मना त्याज्यं तच्चेत्त्यक्तुं न शक्यते ॥
कृष्णार्थं तत्प्रयुंजीत कृष्णोऽनर्थस्य मोचकः ॥१॥

અર્થ.—ઘરને સર્વ પ્રકારે ( सर्वात्मना ) ત્યજવું. જો તેમ કરવું ન બની શકે તો તેને શ્રીકૃષ્ણ ભગવાનના અર્થમાં જોડવું. ( કેમકે ) શ્રીકૃષ્ણ અનર્થના મોચક ( છોડાવનાર, દૂર કરનાર ) છે.

**સાંખ્ય અને યોગનું રહસ્ય.**

संगःसर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते ॥
स सद्भिः सह कर्तव्यः संतः संगस्य भेषजम् ॥२॥

અર્થ—સર્વ પ્રકારે સંગ ( લૌકિક વૈદિક આસક્તિ ) નો ત્યાગ કરવો, જો તેમ ન બને તો સંત લોકોનો સંગ કરવો કારણ કે સંત લોકો જ એવી આસક્તિના ઔષધરૂપ છે એટલે એવી આસક્તિ છોડાવી શકે છે.

**વૈરાગ્ય અને સંન્યાસનું રહસ્ય.**

भार्यादिरनुकूलश्चेत् कारयेद्भगवत्क्रियाः ।
उदासीने स्वयं कुर्यात् प्रतिकूले गृहं त्यजेत् ॥३॥

અર્થ—જો સ્ત્રી, પુત્ર વિગેરે અનુકૂલ હોય તો તેમની પાસે ભગવત્ ક્રિયાઓ કરાવવી. જો તેઓ ઉદાસીન હોય તો ભગવત્ક્રિયા પોતે કરવી અને તેઓ પ્રતિકૂલ હોય તો ઘર તજવું.

**તપનું રહસ્ય.**

तत्त्यागे दूषणं नास्ति यतः विष्णुपराङ्मुखाः ॥

અર્થ—જેઓ ભગવાનથી વિમુખ હોય તેમને તે કારણથી તજવામા કાંઈ દૂષણ નથી.

अनुकूलस्य संकल्पः प्रतिकूलविसर्जनम् ॥
रक्षिष्यतीतिविश्वासो भर्तृत्वे वरणं यथा ॥
आत्मनैवेद्यकार्पण्ये षड्‌विधा शरणागतिः ॥५॥

અર્થ—ભગવત્પ્રાપ્તિમા અનુકૂલ વિષયની સારી કલ્પના કરવી, અર્થાત્ ભગવત્સ્વરૂપમા સર્વ વસ્તુનો વિનિયોગ કરવા અને પ્રતિકૂલ વસ્તુનો ત્યાગ કરવો.

**ભક્તિનું રહસ્ય.**

ભગવાન્ મારૂં રક્ષણ કરશે એવો વિશ્વાસ રાખવો જેમ પતિવ્રતા સ્ત્રી પોતાના પતિનેજ રક્ષણ અને પાલન કરનાર માને છે તેમ ભકતજને શ્રીકૃષ્ણનેજ પોતાના રક્ષક અને પાલક માનવા અર્થાત્ બીજા દેવદેવીઓ કે લૌકિક ક્રિયાઓનો આશ્રય કરવો નહિ.

આત્મનિવેદન કર્યા પછી મારૂં પોતાનું કાંઈ નથી એમ ધારી દીનતા રાખવી. એ પ્રમાણે છ પ્રકારે શરણાગતિ ધારણ કરવી. ૫

સંન્યાસ.

ઉપરના શ્લોકોથી જણાય છે કે આ પુષ્ટિમાર્ગ અને સેવા રૂપ પુષ્ટિમર્યાદા એ એક તરફથી સાંખ્ય, યોગ અને તપના પરમ રહસ્યરૂપ છે, તેમજ બીજી તરફથી વૈરાગ્ય અથવા સંન્યાસ માર્ગનું બીજું રૂપ છે. પુષ્ટિમાર્ગ અને સેવા એ મનોસંન્યાસ અથવા આંતર સંન્યાસમાર્ગ છે, પરંતુ વેષ અથવા બાહ્યસન્યાસ માર્ગ નથી.

વેષસંન્યાસ અથવા બાહ્યસંન્યાસ માર્ગની બાબતમાં ભગવાન્ કહે છે કે—

न हि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ॥
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

ગીતા ૧૮–૧૧

અર્થ—નિશ્ચય દેહ ધારણ કરનારથી અવશેષ ન રહે એવી રીતે કર્મ ત્યાગ કરવાં એ શકય નથી, માટે જે કર્મનાં ફળનો ત્યાગ કરનારો છે તેજ ત્યાગી છે એમ કહેવાય છે.

ટીકા—ગીતાના શ્લોકોમાં બધા વિકલ્પ આપ્યા પછી આ નિર્ણય બતાવ્યો છે, માટેજ તે સર્વમાન્ય છે. તાત્પર્ય એ છે કે માત્ર નિષ્કામ કર્મ કરવાં અથવા કર્મોના ફળની આશા રાખવી નહિ.

કર્મનાં ફળોનો ત્યાગ કેવી રીતે કરવો એ શ્રીકૃષ્ણના નિર્ણયપૂર્વક આચાર્યશ્રીએ આ પુષ્ટિમાર્ગમાં બતાવ્યું છે; અર્થાત્

શ્રીકૃષ્ણ ભગવાનની આજ્ઞાનો અર્થ આચાર્યશ્રીએ ખુલ્લો કરી બતાવ્યો છે. એ અર્થ નિચે પ્રમાણે છ પ્રકારની શરણાગતિથી સિદ્ધ થાય છે.

૧ ગૃહત્યાગ અથવા ગૃહાદિનુ ભગવાનને સમર્પણ કરીને ગૃહાદિનો ભગવાનૂમાંજ વિનિયોગ ( ઉપયોગ ).

૨ સંગ શાહિત્ય અથવા સત્સંગ.

૩ સપરિકર ( બીજાઓની સાથે ) ભગવત્ સેવા કરવી, અથવા એકલા રહી ભગવત્ સેવા કરવી તે.

૪ ભગવત્સેવામાં અનુકૂલ પદાર્થ માત્રનું ગ્રહણ અને અન્યનો ત્યાગ.

૫ પ્રભુમાં દૃઢ વિશ્વાસ.

૬ આત્મનિવેદનપૂર્વક ગુણરૂપ અથવા ફળરૂપ દૈન્ય (દીનતા).

## સેવાફલ.[1]

સેવાફલ શું ?

**सेवायां फलत्रयम्--अलौकिकसामर्थ्यं, सायुज्यं, सेवोपयोगीदेहो वा वैकुंठादिषु.**

સેવાફલ.

અર્થ—સેવાને વિષે ત્રણ ફલ છે અર્થાત્ સેવા કરવાથી ત્રણ ફલ પ્રાપ્ત થાય છેઃ-(૧) અલૌકિક સામર્થ્ય (૨) સાયુજ્ય અને (૩) વૈકુંઠ વગેરેમા સેવામા ઉપયોગી થાય એવા દેહની પ્રાપ્તિ.

ટીકા અલૌકિક સામર્થ્ય એટલે આ જગતમાં પ્રાણી પદાર્થ વગેરેમાં જે સામર્થ્ય નથી એવું અસાધારણ સામર્થ્ય.

---

૧ "સેવાફલ" નામનો આચાર્ય-રચિત પ્રકરણ ગ્રંથ છે તેજ ગ્રંથના વિશેષ સ્પષ્ટીકરણ માટે "સેવાફલ વિવરણ નામનો ગ્રંથ રચ્યો છે. તે બન્નેના આધારે "સેવાફલ" નો વિવેક બતાવવામાં આવશે

સાયુજ્ય એટલે ભગવાનની સાથે જોડાઈ જવું તે.

વૈકુંઠ વિગેરે જે ભગવાનનાં ધામ કહેવાય છે, તેમાં ભગવાનની સેવા કરવાના ઉપયોગમાં આવે એવા આનંદરૂપદેહની પ્રાપ્તિ.

અલૌકિક સામર્થ્યમાં જે કાર્યો લૌકિક સાધનોથો બની શકતાં નથી તે કાર્યો કરવાની શક્તિનો સમાસ થાય છે.

સાયુજ્યમાં બે અર્થ થઈ શકે છે – (૧) ભગવાનમાં લીન થવું; (૨) ભગવાનની સાથે જોડાવું. ભગવાન્ સૃષ્ટિના ઉપર અનેક ઉપકારો કરે છે તે કામમાં ભગવાનની સાથે જોડાવું એને પણ સાયુજ્ય કહી શકાય.

જગત્‌માં જ્યારે જ્યારે સત્ય ધર્મ પ્રતિપાદન કરવાની અથવા દર્શાવવાની અગત્ય જણાય છે ત્યારે ભગવાન્ પોતાના ભક્તોમાંથી કોઇને તે કામ કરવાને માટે મોકલે છે. આ ભક્તો પોતાના કાર્યને અનુકૂળ પડે તેવા ઐચ્છિક દેહ ધારણ કરી ધર્મની રક્ષાને માટે જગતમાં પ્રગટ થાય છે. આ પ્રમાણે એમનું પ્રાકટ્ય તે સેવા ઉપયોગી દેહને અવલબીને થાય છે.

એ ત્રણ ફ્લ ભગવાનની ઇચ્છાનુસાર થાય છે, અને એ ત્રણ ફ્લ થયા પછી પણ સેવા સ્વતંત્ર પુરૂષાર્થરૂપી હોવાથી છૂટતી નથી માટે સેવાનુ ફ્લ સેવાજ કહેવાય છે.

ઉપર કહેલાં ત્રણે ફ્લ અથવા તેમાંનો એક યા વધારે ફ્લ જ્યારે મનુષ્યનું અંતઃકરણ નિર્દોષ અને નિર્મલ સ્નેહથી ભરપૂર થાય છે ત્યારે મળે છે.

ભક્તિમાર્ગના સિદ્ધાતો તથા તેની રૂપરેખાનું દર્શન કર્યા બાદ હવે “પુષ્ટિ–માર્ગ” અને “મર્યાદા માર્ગ”ના સ્વરૂપની એકદર સમાલોચના કરીશું.

“પુષ્ટિ” શબ્દનો અર્થ.

“પુષ્ટિ” એ શબ્દ ભગવાનની કૃપાના અર્થમાં વપરાય છે એનો પર્યાય શબ્દ અનુગ્રહ કે પોષણ છે. શ્રીમદ્‌ભાગવતમાં પોષણનો અર્થ અનુગ્રહ કે કૃપા કરવામાં આવ્યોછે. (पोषणं तदनुग्रहः (ભા. ૨–૧૦–૪) सुगंधिपुष्टिवर्धनम् એ

શ્રુતિ વાકયમા પુષ્ટિ શબ્દનો એજ અર્થ કરવામાં આવ્યો છે. ૧૩ મા સૈકામાં થઈ ગયેલા બોપદેવે પોતાના હરિલીલામૃત નામના ગ્રંથમાં પણ પુષ્ટિ શબ્દ એજ અર્થમાં વાપર્યો છે એમ નીચેની પંક્તિથી માલમ પડે છે.

षष्ठ एकोनविंशत्या पुष्टिः सानुग्रहो हरेः ॥

અર્થ—શ્રીમદ્‌ભાગવતના ષષ્ઠ સ્કંધના ૧૯ અધ્યાયથી ભગવાનના અનુગ્રહરૂપ પુષ્ટિનું વર્ણન કરવામાં આવ્યું છે.

એ ઉપરથી જણાય છે કે "પુષ્ટિ" શબ્દ શ્રીહરિની કૃપા (અનુગ્રહ)ના અર્થમાં વપરાય છે.

એ રીતે પુષ્ટિ શબ્દનો અર્થ હોવાથી "પુષ્ટિમાર્ગ" એ વચનનો અર્થ ભક્તિવડે પ્રભુની કૃપા પ્રાપ્ત કરવાનો માર્ગ છે. હવે તે કૃપા મેળવવાનું સાધન શું ? સેવા યા ભક્તિ.

શ્રીહરિમાં ચિત્ત પરોવાયલું રાખવું એનું નામ સેવા છે, એમ પૂર્વે જણાવેલું છે. નારદ પંચરાત્રમાં ભક્તિની જે વ્યાખ્યા આપી છે તે આચાર્યશ્રીએ તત્ત્વદીપ નિબંધમાં સ્વીકારી છે. તે નીચે પ્રમાણે છેઃ—

माहात्म्यज्ञानपूर्वस्तु सुदृढःसर्वतोधिकः ॥
स्नेहो भक्तिरिति प्रोक्तस्तया मुक्तिर्न चाऽन्यथा ॥

નિ. શા. ૪૨

અર્થ—માહાત્મ્ય જ્ઞાનપૂર્વક સુદૃઢ અને સર્વથી અધિક ભગવાન્ પ્રત્યેના સ્નેહને ભક્તિ કહેલી છે, અને ભક્તિથી જ મુક્તિ થાય છે, બીજા કોઈ પ્રકારે મુક્તિ થતી નથી.

સેવા અને ભક્તિ એક જ અર્થમાં વપરાય છે, કેમકે જે પદાર્થને વિષે અત્યંત સ્નેહ હોય તેમાં જ ચિત્ત પરોવાયલું રહે છે. भज् એ ધાતુ (વ્યાકરણની રીતિયે) સેવાના જ અર્થમાં વપરાય છે, તેથી પંડિતોએ ઘણાં સાધનવાળી ભક્તિનું નામ

સેવા કહેલી છે.

એ ઉપરથી જણાય છે કે જે માર્ગમાં પ્રભુની કૃપા સંપાદન કરી શકાય એવી ભકિત કરવામાં આવે છે એ માર્ગને પુષ્ટિ માર્ગ કહે છે.

ગુણ અને સ્વભાવને લીધે ભકિતયોગ પણ બહુ પ્રકારનો થાય છે. તેમાંના મુખ્ય પ્રકાર ચાર છે–૧ સાત્વિક, ૨ રાજસ, ૩ તામસ, અને ૪ નિર્ગુણ. શ્રીમદાચાર્યજી નિર્ગુણ ભકિતયોગનો બોધ કરે છે. अस्मत्प्रतिपादितस्तुनैर्गुण्यः। (સુબોધિની પૃષ્ટ ૮૩૩) એ નિર્ગુણભકિતની વ્યાખ્યા આચાર્યશ્રી સુબોધિનીમાં નીચે પ્રમાણે આપે છે

सर्वगुहाशये मयि भगवति प्रतिबन्धरहिता अविच्छिन्ना या मनोगति पर्वतादिभेदनमपि कृत्वा यथा गंगाम्भ अम्बुधौ गच्छति तथा लौकिकवैदिकप्रतिबन्धान् दूरीकृत्य या भगवति मनसो गति. ॥ સુબોધિની પૃષ્ટ ૭૮૫.

२ पुरुषोत्तम एव भक्तिर्न तु पुरुषेष्ववतारेषु ॥

ભા. સ્કંધ ૩–૨૯–૧૨

ભાવાર્થઃ–પર્વત આદિને ભેદી તેઓથી થતી અડચણોને દૂર કરી જેમ ગંગાજીનો પ્રવાહ સમુદ્રને વિષે અવિચ્છિન્ન ચાલે છે, તેમ લાકિક વૈદિક પ્રતિબંધોથી થતી અડચણો દૂર કરી સર્વની ગુહાશયમાં સ્થિતિ કરતા ભગવાનને વિષે મનની અવિચ્છિન્ન જે ગતિ તે નિર્ગુણભકિત.

એ ભકિત નિર્નિમિત્ત તથા અસ્ખલિત હોવી જોઇએ. આચાર્યશ્રી કહે કે નિર્નિમત્ત એટલે ફલાનુસંધાનરહિત. એ નિર્ગુણભકિત પુરૂષોત્તમ જે સર્વની ગુહાશયની અંદર રહેલા છે એમને વિષે હોવી જોઇએ, એમના અવતારોને વિષે નહિ.

---

१ भज इत्येष वै धातु सेवायां परिकीर्तित ।
तस्मात्सेवा बुधै प्रोक्ता भक्तिः साधनभूयसी ॥

ઉપ. મી. પૃષ્ટ ૬૪

આ પ્રકારની ભક્તિ લોકવેદ પ્રસિદ્ધ છે એમા ભેદનો અંગ પણ નથી

ભગવાનની નિર્ગુણ ભક્તિ કરવાના માર્ગને પુષ્ટિમાર્ગ કહે છે, કેમકે તેવી ભક્તિ કરવાથીજ ભગવાન્ ભક્તના ઉપર પ્રસન્ન થઇ કૃપાયુક્ત થાય છે

**મર્યાદા માર્ગની વ્યાખ્યા.**

મર્યાદા એટલે હદ, નિયમ, વિધિ, અમુક કાર્ય કેવી રીતે કરવુ એ સબંધી જે નિયમો કે વિધિ ઠરાવવામા આવ્યા હોય તે નિયમો કે વિધિ તે કાર્યની મર્યાદા ગણાય ધર્મમાર્ગોની બાબતમા મર્યાદા શબ્દ વેદાદિ શાસ્ત્રોએ બનાવેલા અમુક નિયમો કે અમુક વિધિઓનો અર્થ સૂચવે છે

જે માર્ગમા વેદ, સ્મૃતિ. અને ધર્મશાસ્ત્રમા કહેલા નિયમો પ્રમાણે કર્મ, પૂજા, ઉપાસના અથવા ભક્તિ કરવામા આવે છે તે માર્ગને મર્યાદામાર્ગ કહે છે. આ માર્ગમા ભગવાનની નિર્ગુણ ભક્તિ સિવાય તમામ માર્ગોનો સમાસ થાય છે, અને કર્મ સાંખ્ય, યોગ વગેરે તમામ એમાં આવી જાય છે મર્યાદામાર્ગમાં સમાતા તમામ માર્ગોમાં કર્માદિકનું બલ છે, અર્થાત્ તે માર્ગોમાં કર્મ કરવા પ્રમાણેજ ફળ મળે છે. ભક્તિવડે ભગવત્કૃપા થતા માત્ર પુષ્ટિમાર્ગમા કર્મ પ્રમાણે ફળ મળતા નથી પણ કર્મોનો બાધ થાય છે. આચાર્યશ્રી શ્રીમદ્ભાગવતના પંચમ સ્કંધ ભાગવતાર્થમા કહે છે કે ( પૃષ્ઠ ૩૧૩-૯૩ )—

**कर्मादीनां स्थानमार्गे बलं सर्वा मना मतम् ।**
**पुष्टौ परं प्रवक्ष्यामो भक्तिमार्गेण बाधनम् ॥**

અર્થ—મર્યાદામાર્ગમાં એટલે સ્થાનમાર્ગમાં ભગવાનને સર્વ પ્રકારે કર્માદિકનું બળ માનેલું છે. પુષ્ટિમા ભક્તિમાર્ગ વડે કર્માદિકનું બાધન છે એ વાત ( ષષ્ઠ સ્કંધમાં ) કહીશું.

**પુષ્ટિમાર્ગમાં લૌકિક વૈદિક વિધિનિષેધની અનપેક્ષા.**

કેટલાક વિધિનિષેધો અથવા પ્રતિબંધો થોડે અથવા ઘણે અંશે કાર્યની ગતિ રોકનાર, અને સિદ્ધિમાં વિલંબ કરનાર અથવા અડચણ કરનાર થાય છે આ વાતનો અનુભવ વિધિનિષેધ કે પ્રતિબંધ નીચે કામ કરનાર દરેક સ્ત્રી પુરૂષને હોય છે જો કાર્યમાં અડચણ રૂપ થતા વિધિનિષેધો દૂર કરવામાં આવે તો એમાં કાંઇ બાધ નથી એવું કર્યું ભગવાનનેજ શરણે થઈ એમની ભક્તિ કરવી એ છે બધળા વિધિનિષેધોને તાબે થવામાં આવે તો ભગવાન પ્રત્યે મનની અસ્ખલિત ગતિ રોકાવાનો તેમજ સ્નેહરૂપ પ્રવાહમ વિક્ષેપ થવાનો સંભવ થાય છે એટલા જ માટે આચાર્યશ્રી ભગવાનને ભજવામાં તમામ લૌકિક વૈદિક પ્રતિબંધો દૂર કરી ભક્તિ કરવાનું કહે છે મર્યાદામાર્ગમાં એ પ્રતિબંધોને તાબે થવાની જરૂર છે પુષ્ટિમાર્ગમાં એવી જરૂર સ્વીકારી નથી, કેમકે તે સ્વીકારવાથી પુષ્ટિમાર્ગનો હેતુ સચવાતો નથી. અમુક વખતે અમુક પ્રકારે સ્નાન કરી અમુક પ્રકારે શ્રીહરિની સેવા કરવી એવી નિબંધોને તાબે થવાથી વિધિમાં કહેલો વખત આવે ત્યાં સુધી થોભવું પડે. તેમ કરવા જાય તો મનનો પ્રભુ પ્રત્યેનો પ્રવાહ રોકાઈ જાય અને કલેશ ઉત્પન્ન થાય. એ કારણથી ભગવાની અનન્ય અને નિરંતર ભક્તિમાં કોઈ પણ પ્રકારના શાસ્ત્રીય વિધિનિષેધના અવકાશ સ્વીકારેલો નથી.

જીવ ભગવાનનો અંશ હોવાથી, અને અંશી અંશીની ભક્તિ કરવાનો સહજ ધર્મ હોવાથી, નિષ્કામ પણે જીવ ભગવાનની ભક્તિ કરે એમ કોઈ પણ પ્રકારના વિધિનિષેધની અગત્ય નથી.

જ્યાં વિધિનિષેધનું આધિક્ય હોય ત્યાં સ્નેહની વૃદ્ધિ થવાનો સંભવ નથી, અને ભગવાન પ્રત્યેના સ્નેહ દૃઢ થયા સિવાય ભગવાનની કૃપા થવાનો સંભવ નથી, એ કારણથી પુષ્ટિમાર્ગીય ભક્તજનો ભગવાનની સેવા કે ભક્તિ કરવાની બાબતમાં શાસ્ત્રોએ

જે મર્યાદા બાંધી હોય તેમાંની જે અડચણ કરતા માલમ પડે તેને તેઓ તાબે થતા નથી, એ યોગ્ય જ છે, કેમકે ભગવાને ગીતાજીમા કહ્યુ છે કે સર્વ ધર્મોનો પરિત્યાગ કરી તુ મારે જ શરણે આવ હું તને સર્વ પાપોમાથી મુક્ત કરીશ.

આ પ્રમાણે ભગવાનને ભજવામા જે વિધિનિષેધો અડચણ રૂપ નિવડતા હોય તે દૂર કરવાની આજ્ઞા છે, તેથી એમ સમજવુ નહિ કેઈએ કે ભક્તજને સ્વચ્છંદથી વર્તવુ કેવા પ્રકારનુ વર્તન રાખવુ એ બાબતમા તો આચાર્યશ્રી કહે છે કે —

**स्वधर्माचरणं शक्त्या विधर्माच्च निवर्तनम् ॥**
**इंद्रियाश्वविनिग्राहः सर्वथा न त्यजेत्त्रयम् ॥**

નિ સ. ૨૩૮ પૃષ્ઠ ૧૦૦

અર્થ—દરેક જણે પોતાના આશ્રમના ધર્મો પોતાની શક્તિ પ્રમાણે પાળવા, વિધર્મથી દૂર રહેવુ અને ઇન્દ્રિયોરૂપ અશ્વોને રોકવા આ ત્રણે વાના કોઈ દિવસ તજવા નહિ.

એ પ્રમાણે આચાર્યશ્રીની આજ્ઞા હોવાથી મર્યાદામાર્ગમા કહેલા વિધિનિષેધોમાંથી જે વિધિનિષેધો ભક્તિમા પ્રતિબંધરૂપ લાગે તેઓનીજ અવગણના કરી શકાય છે, બીજાની નહિ.

મર્યાદા ભગવાનની બાંધેલી હોવાથી મર્યાદામાર્ગીયને ભગવાન્ તે મર્યાદાને અનુસરીને જ ફળ આપે મર્યાદા માર્ગસ્થ છે, પણ પોતાની કૃપાનો અપ્રતિબંધ અને પુષ્ટિસ્થ તેથી તાં ઉલ્લંઘન કરતા નથી, કેમકે તેમ કરે તો સેવાફળનો વિવેક. પોતે કરેલી મર્યાદા તૂટી જાય. એટલાજ માટે આચાર્યશ્રી કહે છે કે **कृष्णाधीना तु मर्यादा स्वाधीना पुष्टिरुच्यते ॥** (નિ. ભા ૫ કા ૨૪ પૃષ્ઠ ૨૦૧).
અર્થાત્ મર્યાદામાર્ગમા ભગવાન્ પોતે કરેલી મર્યાદા પ્રમાણે ફળ આપે છે, પણ ભક્તની ઇચ્છા પ્રમાણે ફળ આપતા નથી. પુષ્ટિમાં ફળ ભક્તને સ્વાધીન છે, અર્થાત્ ભક્ત

જેમ ઇચ્છે તેમ ભગવાન્ ફળ આપે છે, એનુ દૃષ્ટાન્ત દામોદરલીલા છે (यत्र च भक्तस्य स्वातंत्र्यं तदिच्छानुसारेण भगवत्कृतिर्यथा दामोदरलीलायां सा पुष्टिः ॥ પૃષ્ઠ ૩૦૨ )

ભગવાન્ સર્વશક્તિમાન્ હોવાથી એમને કોઇપણ પ્રકારનું બંધન ઘટતુ નથી તેમ છતા પોતાના માતાજી યશોદાએ એમને દોરડાથી બાંધવા માડયા ત્યારે કૃપાને વશ થઈ એ બધાયા એજ પુષ્ટિ છે

કૃપામાર્ગને વિષે ભગવાન્ સર્વશક્તિમાન્ અને સર્વ કરવાને સમર્થ હોવાથી ફળ આપવાની બાબતમા પોતે પુર્ણ સ્વતત્ર રહે છે, તેથી એમની કૃપાને ફળ આપવાની બાબતમા કાલ, કર્મ, કે સ્વભાવ કોઇ પ્રતિબધરૂપ નિવડતા નથી એટલા જ માટે ત્રણ સ્કધ નિબધમા આચાર્યશ્રી કહે છે કે —

कृष्णानुग्रहरूपा हि पुष्टिःकालादिबाधिका ॥

અર્થ—શ્રીકૃષ્ણના અનુગ્રહરૂપ પુષ્ટિકાલાદિની બાધક છે આ વાતનુ ઉત્તમ દૃષ્ટાન્ત દિતિએ મરૂતોને જન્મ આપ્યો એ બાબતના આખ્યાન વગેરેમાથી મળી શકે છે

**ઇશ્વરકૃપા અથવા પુષ્ટિ.**

દિતિ કશ્યપઋષિની સ્રી હતા એને હિરણ્યકશિપુ અને હિરણ્યાક્ષ નામના બે પુત્ર હતા તે પુત્રોને વિષ્ણુએ મારી નાખ્યા હતા દિતિએ વિચાર કર્યો કે મારા પુત્રોને ઇન્દ્રે વિષ્ણુ પાસે મરાવ્યા છે, તેથી ઇન્દ્રને મારી નાખે એવો હું એક પુત્ર ઉત્પન્ન કરૂ. તે કારણથી દિતિએ પોતાના પતિને એ બાબતની વિનંતિ કરી કશ્યપઋષિએ એને એક વ્રત કરવાનુ કહી વરદાન આપ્યું આ વાત ઇન્દ્રના જાણવામા આવતા દિતિના ગર્ભને હણવાને માટે તેના આશ્રમમા રહી ઇન્દ્ર દિતિની શુશ્રૂષા કરવા લાગ્યો એક દિવસ દિતિને અપવિત્ર જોતા ઇન્દ્ર એના ઉદરમા વજ્ર સહિત સૂક્ષ્મરૂપે પેઠો. અને વજ્રવડે એના ગર્ભના

સાત કટકા કર્યા, ત્યારે તે કટકાઓ રોવા લાગ્યા ઇન્દ્રે તેઓને મારી નાખવાના વિચારથી દરેકના સાત સાત કટકા કર્યા, તોપણ ભગવત્કૃપાથી તેઓ મર્યા નહિ પણ ૪૯ મરૂત તરીકે અવતર્યા. તેઓને પોતાના ભાઈ જાણીને ઇન્દ્રે સોમપાન કરનારા કર્યા. ઇશ્વર કૃપાથી દિતિનો ઇન્દ્ર પ્રત્યેનો દ્વેષ નષ્ટ થયો આ દૃષ્ટાન્ત ઉપરથી જણાય છે કે જે મૃત્યુનો કાળ હતો તે ભગવત્કૃપા આગળ બદલાઇ જઇ વૃદ્ધિનો કાળ થયો તેથી ભગવત્કૃપા આગળ કાળની સત્તા ચાલી નહિ વજ્ર ઘાતક હોવાથી તેની સત્તા પણ ન ચાલતાં વૃદ્ધિ થઇ, એ રીતે મારી નાંખવારૂપ કર્મની પણ સત્તા ઇશ્વરકૃપા આગળ ચાલી નહિ તેમજ દિતિને ઇન્દ્ર પ્રત્યે વૈર હતુ અને મરૂતોને ઇન્દ્રે મારવાનો યત્ન કર્યો હતો તે કારણથી મરૂતોનો સ્વભાવ દૈત્યનો હોવો જોઇએ તેને બદલે વૈર મટી ગયુ અને મરૂતો મિત્રતાવાળા થયા એ રીતે સ્વભાવનું પણ બળ ઇશ્વરકૃપા આગળ ચાલ્યુ નહિ આ સઘળાં કાર્ય ઇશ્વરની પુષ્ટિ અથવા કૃપાથી જ થયા

પુષ્ટિમાર્ગ અને મર્યાદામાર્ગ વચ્ચે બીજો ભેદ એ છે કે. પુષ્ટિમાર્ગમા માત્ર શ્રીકૃષ્ણ પરમાત્મા જ સેવ્ય અથવા ભજનીય છે ; બીજા દેવદેવીઓ એમના અંગ કે વિભૂતિરૂપ હોવાથી તેઓનુ પૃથક્ સેવન કે ભજન થતું નથી મર્યાદામાર્ગમા અનેક દેવદેવીઓની ઉપાસના, પૂજા, કે ભજન થાય છે

**મૂળના સેવનથી સર્વની તૃપ્તિ.**

જેમ ઝાડના મૂળને પાણી પાવાથી તેના સ્કંધ, શાખા, ઉપશાખા, ફળ અને પાદડા વગેરે પણ તૃપ્ત થાય છે, અને જેમ ઉદરને ભોજન આપવાથી સઘળી ઇન્દ્રિયોને તૃપ્તિ મળે છે, તેમ સર્વોપરિ ભગવાનનુ સેવન પૂજન કરવાથી સર્વ દેવ, દેવતાઓનું સેવન પૂજન થાય છે એટલાજ માટે આચાર્યશ્રી શ્રીકૃષ્ણ ભગવાન જે પરબ્રહ્મ છે એમની જ સેવા કરવાની આજ્ઞા કરે છે જેઓને લૌકિક વિષયોની વાછના હોય તેઓને જ બીજા દેવદેવીઓની સેવાપૂજા કરવી, પરંતુ જેઓ પરમા-

નંદની પ્રાપ્તિની ઇચ્છાવાળા છે તેઓએ તો શ્રીહરિની જ સેવા કે ભક્તિ કરવી.

મર્યાદામાર્ગમા ભક્તિ છે પણ તે જ્ઞાનનું અગ છે પુષ્ટિમાર્ગમા તો ભક્તિ સ્વતત્ર પુરૂષાર્થરૂપ છે. અને જ્ઞાન તેનું અગ છે

મર્યાદામાર્ગમા સાધન કરવાથી ક્લેશ ઉત્પન્ન થાય છે, પણ પુષ્ટિમાર્ગમાં પ્રેમથી કરવામાં આવતી સેવા, સ્મરણ, કીર્તન અને શ્રવણથી શરૂઆતથીજ આનદ ઉત્પન્ન થાય છે.

એ રીતે મર્યાદામાર્ગ અને પુષ્ટિમાર્ગ વચ્ચે મુખ્ય ભેદ છે

જે માર્ગમા ભગવાનમા જ ચિત્ત પરોવવાની અને એમના ઉપર સર્વથી અધિક સ્નેહ રાખવાની જરૂર છે. તે માર્ગમા સ્નેહ સિવાય શાસ્ત્રોમા કહેલાં બીજા કોઇ સાધનની જરૂર નથી, માટે નિર્ગુણ ભક્તિમાર્ગને નિસાધન ભક્તિમાર્ગ કહે છે તેમ છતાં તેમા શ્રવણ, કીર્તન અને સ્મરણ એ ત્રણનો ઉપયોગ કરાય છે.

ભગવાનની કથા ષડ્ ગુણાત્મિક મોક્ષદાયિની અને પરમાનદરૂપ છે, તેથી તે કથામૃત કહેવાય છે

**કથામૃત.** કથામૃત તાપનિર્વર્તક હોવાથી વરાગ્ય ગુણવાળું છે તે પાપનો નાશ કરે છે તે શ્રવણ માત્રથી મંગળ છે કથામૃત લક્ષ્મીને પણ અપેક્ષિત હોવાથી તે લક્ષ્મીયુક્ત થાય છે, તેથી શ્રોતા અને વક્તાને લક્ષ્મીની સિદ્ધિ કરનાર છે. તે સર્વ ઠેકાણે સામર્થ્ય સપાદન કરે છે ભગવાન્ તો પ્રકટ થઈ અતર્હિત થાય છે પણ એમની કથા તો પ્રકટ જ રહે છે. એ રીતે ભગવત્કથાના શ્રવણનો મહીમા ઘણો મોટો છે

ભગવાનના ગુણો, અને ચિત્તને લૌકિકમાથી ખસેડી ભગવદભિમુખ કરે એવી ભગવાનની કથા વાર્તા

**શ્રવણ.** અને લીલાઓ સાભળવા એ શ્રવણ છે શ્રવણ કરવાથી ભગવાનના ગુણો કર્ણદ્વારા હૃદયમા પ્રવેશ કરી તેમા ( હૃદયમા ) રહેલા પાપોને વલોવી કીર્તનદ્વારા

મુખથી બહાર કાઢી નાખે છે ભગવાનને કહેનાર પદો અને વાકયો વડે ભગવાનમા તેઓની શક્તિ અને તાત્પર્યનો નિશ્ચય કરવો એનું નામ શ્રવણ

**કીર્તન.** ભગવદ્વાચક શબ્દોની શક્તિ અને તાત્પર્યનો બીજાને બોધ કરવો અથવા પોતે તે જાણવું એનું નામ કીર્તન. ભગવન્માહાત્મ્ય જાણીને જ ભગવાન્ કીર્તન કરવાને યોગ્ય છે. લૌકિક બુદ્ધિથી ભગવત્ કીર્તન કરવું યોગ્ય નથી

**સ્મરણ.** જ્ઞાનસહિત, શુદ્ધ ભાવથી અને વસ્તુનુ તત્ત્વ જાણીને ભગવાનના નામ બુદ્ધિપૂર્વક યાદ કરવાં એનું નામ સ્મરણ છે ભગવાનના માહાત્મ્ય જ્ઞાન અને એમના અનેક કલ્યાણકારી નામોના સ્મરણથી અંતઃકરણમાં ભગવાનના ગુણોની છાપ પડે છે

એ રીતે શ્રવણ, કીર્તન અને સ્મરણ એ ત્રણ કેટલાક કાળ સુધી જારી રાખવાથી ચિત્તની શુદ્ધિ થાય છે અને અંતઃકરણ ભગવાનને બિરાજવા માટે યોગ્ય સ્થાન બને છે.

**ગોપીજનોની ભક્તિ.** રજોગુણ તમોગુણ અને સત્ત્વગુણના કાર્યરૂપ શોક, મોહ, ભય વગેરેને ભક્તિ મટાડે છે એનું દૃષ્ટાન્ત ગોપીજનોજ છે. તેઓ ભક્તિના બળે કરીનેજ તામસ અવસ્થામાથી રાજસ અને સાત્ત્વિક અવસ્થાઓ પસાર કરી અંતે નિષ્કામ ( નિર્ગુણ ) થઈ મુખ્ય ભક્ત થયા ( **एवं निष्कामतया गोप्यो मुख्या भक्ता जाता ॥ पृष्ट ८४५** )

**एकं शास्त्रं देवकीपुत्रगीतमेको देवो देवकीपुत्र एव ॥**
**मंत्रोऽप्येकस्तस्यनामानि यानि कर्माप्येकंतस्य देवस्य सेवा ॥**

અર્થ—દેવકીના પુત્રે જે ગાન કરેલું છે ( ગીતા ) તેજ એક ( સર્વોત્તમ ) શાસ્ત્ર છે, દેવકીનો પુત્ર એજ એક ( સર્વોત્તમ ) દેવ

છે, અને તેના નામો છે તેજ એક ( સર્વોત્તમ ) મંત્ર છે, અને તેજ દેવની સેવા એજ એક ( સર્વોત્તમ ) કર્મ છે

આ શ્લોકમા દેવકીના પુત્ર એ વચન ભક્તવશ્યતા બતાવે છે

ગીતામા કહેલા પ્રકારથી વેદનો નિર્ણય કરવો ઉચિત છે માટે ગીતાનેજ સર્વોત્તમ શાસ્ત્ર કહેવામા આવે છે દેવકી પુત્ર એજ મૂલ રૂપ છે ભગવાનના નામ એજ સર્વોત્તમ મંત્ર છે અને એમની સેવા એજ મુખ્ય કર્મ છે

નિબંધમા આચાર્યશ્રી કહે છે કે —

वेद वेदार्थरूपत्वान्नामैवाऽखिलशोधकम् ॥
तदध्येतृध्यानसिद्धं प्रायश्चित्तं तु दुर्बलम् ॥

નિ ભા ૨૩ ધ ૯–૪૨

ભાવાર્થ —પરમાત્માનુ નામ વેદ અને વેદાર્થરૂપ હોવાથી તે સમગ્રને શુદ્ધિ કરનાર છે અને નામના અધ્યયન કરનારના ધ્યાન આગળ પ્રાયશ્ચિત્ત દુર્બળ છે

પુષ્ટિપ્રવાહમર્યાદા નામના ગ્રંથમા આચાર્યશ્રી ત્રણ પ્રકારની સૃષ્ટિ અને તેમા પાચ પ્રકારનો ભેદ બતાવે છે એ ત્રણ પ્રકારની સૃષ્ટિ –(૧) પુષ્ટિ, (૨) મર્યાદા અને (૩) પ્રવાહ એ ત્રણે સૃષ્ટિની વચ્ચે જીવ, દેહ, ક્રિયા, પ્રવાહ અને ફલ એ રીતે પાચ પ્રકારના ભેદ છે

ઉપનિષદોમા અનેક પ્રકારની સૃષ્ટિનુ વર્ણન કરેલુ છે, તેમાથી ઉપર બતાવેલી ત્રણ પ્રકારની સૃષ્ટિ મુખ્ય છે.

तदात्मानं स्वयमकुरुत । तस्मात्तत्सुकृतमुच्यत इति ॥
यद्वैतत्सुकृतम् । रसंह्येवाय लब्ध्वाऽनंदी भवति ॥ ૪૮

ભાવાર્થ.—"તે બ્રહ્મ પોતે પોતાને રચતું હતું, તેથી તે બ્રહ્મનુ સુકૃત કહેવાય છે. ઈતિ જે પ્રસિદ્ધ જગત્ કારણ છે તે બ્રહ્મ છે. તેજ રસ ( આનંદ ) કરે છે આ પુરૂષ પ્રસિદ્ધ રસને પામીને જ આનંદી થાય છે."

આ શ્રુતિમા આનંદરૂપ બ્રહ્મે પોતે પોતે પોતાની મેળે સજ્યુ એમ જે કહ્યુ છે તેને જ શ્રીમહાચાર્યજી પુષ્ટિ પ્રવાહ મર્યાદા ગ્રંથના ૧૩ મા શ્લોકમા પુષ્ટિ જીવોને પોતાની કાયાથી (શરીરથી) સજ્યાનુ કહે છે. એ કહેવાને મુંડક શ્રુતિના "विवृणुते तनुंस्वाम् પોતાની કાયા (શરીર)નો સ્વીકાર કરે છે" એ શબ્દો પુષ્ટિ આપે છે આ સૃષ્ટિ પુષ્ટિસૃષ્ટિ કહેવાય છે

**મર્યાદા સૃષ્ટિ.** તૈત્તિરીય ઉપનિષદમા કહ્યુ છે કે,

**एतस्मादात्मन आकाशःसंभूतः । आकाशाद्वायुः वायोरग्नि-अग्नराप अद्भ्यः पृथिवी । पृथिव्या ओषधयः ओषधीभ्योऽन्नं ॥ अन्नात् पुरुषः ॥** તૈત્તિરીય. ૪૫

"તે આત્માથકી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી, પૃથ્વીથી અન્ન, અને અન્નથી પુરૂષ ઉત્પન્ન થયો"

આ શ્રુતિમાં લખેલા આકાશનો ગુણ શબ્દ ( વેદ ) છે એ શાસ્ત્રસિદ્ધ છે, અને મર્યાદિક સૃષ્ટિ વેદદ્વારાજ ભગવાને ઉત્પન્ન કરી છે એમ ઉક્ત ગ્રંથના ૯ મા શ્લોકમા "**वचसावेदमार्गंहि**" એ શબ્દોથી કહે છે એ કહેવાને બૃહદારણ્યક શ્રુતિ અને મનુસ્મૃતિ પુષ્ટિ આપે છે .

બૃહદારણ્યક ઉપનિષદમા કહ્યુ છે કે —

**स मनसा वाचं मिथुनं समभवत् ॥**

બૃહદારણ્યક.

"તે પરમાત્માએ કામના કરી કે મારૂં સ્વરૂપ બીજુ થાઓ, એમ ઇચ્છા કરતા એ મનસહિત વાણીરૂપ થયા" આ શ્રુતિમાં વાણી (વેદ) ના ક્રમથી સૃષ્ટિ કહી છે તેજ માર્યાદિક સૃષ્ટિ છે.

મનુસ્મૃતિ કહે છે કે.—

**सर्वेषां तु स नामानि कर्माणि च पृथक् पृथक् ॥**
**वेदशब्देभ्य एवादौ पृथक् संस्थाश्च निर्ममे ॥**

મનુ. ૧–૨૧.

ભાવાર્થ.—તે પરાત્માએ સર્વના પૃથક્ પૃથક્ નામ, કર્મ સ્થિતિ પ્રથમ વેદ થકીજ નિર્માણ કરી.[1]

આ વાક્યમા પણ માર્યાદિક સૃષ્ટિ વેદ થકી થવાનુ કહ્યુ છે હવે પ્રવાહ સૃષ્ટિનુ વર્ણન કરવામા આવે છે

एकोऽहम बहुस्याम् ॥

" હું એક છુ તે બહુ થાઉં ".

असतोऽपि मनोऽसृजत् मनःप्रजापतिमसृजत् प्रजापतिः प्रजामसृजत् तद्वाइदं मनस्येवपरमं प्रतिष्ठितं ॥

" માયા થકી મન ઉત્પન્ન કર્યું, મને પ્રજાપતિ સૃજ્યા, પ્રજાપતિએ પ્રજાને ઉત્પન્ન કરી તે આ સર્વ ખરેખર મનમાજ રહ્યુ છે " આ શ્રુતિઓ પ્રવાહ સૃષ્ટિનું પ્રતિપાદન કરે છે

કડાં, કુંડળ વગેરે ઘાટમા સુવર્ણ અને ઘટમા મૃત્તિકા સમવાયી કારણ છે, તેવી રીતે પ્રવાહમા પરમાત્માનું મન, મર્યાદામા વચન, અને પુષ્ટિમા ભગવાનનુ આનંદ રૂપ, સમવાયી કારણ છે

જે પ્રમાણે એ ત્રણ પ્રકારની સૃષ્ટિની ઉત્પત્તિ જુદી જુદી રીતની છે તેજ પ્રમાણે તેમના ફલ પણ જુદાં જુદા છે

के ह्येवान्यात्कःप्राण्यात् यदेष आकाश आनन्दो नस्यात् ॥ एषह्येवानंदयति ॥ तैत्ति०

" જો ભગવાન્ આનદ સ્વરૂપ ન હોય તો તેના સિવાય સયોગ વિયોગમા બીજો કોણ જીવન કરાવી શકે એ જ જીવને આનદ આપી શકે છે

---

૧ શ્રી શંકરાચાર્યજીએ બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના ૩ જા પાદના ૨૮ મા સૂત્રના ભાષ્યમા કહ્યુ છે કે શબ્દમાથી જગતની ઉત્પત્તિ થઇ છે. ( अतएव हि वैदिकाच्छब्दाद्देवादिकं जगत्प्रभवति ॥ પૃષ્ઠ ૨૨૧ )

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुना श्रुतेन ॥**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम् ॥**

મુંડક.

"આ આત્મા શાસ્ત્રાધ્યયન વડે, બુદ્ધિ વડે, અગર ગ્રંથના અર્થને ધારણ કરવાની શક્તિ વડે પામી શકાય એમ નથી, પરંતુ જે જીવનો આત્મા (પરમાત્મા) સ્વીકાર કરે તે જીવથી પરમાત્મા લભ્ય છે."

ઉપરની શ્રુતિઓથી જણાશે કે પુષ્ટિમાર્ગીય જીવોને આનંદ સ્વરૂપથીજ ફળ કહ્યુ છે.

હવે મર્યાદા માર્ગીય જીવના ફલનુ વર્ણન કરવામા આવે છે

**ये चे मेऽरण्येश्रद्धातप इत्युपासते तेर्चिषमभिसंभवंति ॥**

છાંદોગ્ય.

"જે જીવો વનમા જઈને શ્રદ્ધા વડે તપ કરવું એમ સમજીને તપથી ઉપાસના કરે છે તે અર્ચિ માર્ગ પ્રત્યે ગમન કરે છે

**यदक्षरं वेदविदो वदन्ति विशन्ति यद्यतयो वीतरागाः ॥**
**यदिच्छंतो ब्रह्मचर्यं चरंति तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥**

ગીતા. ૮ ૧૧.

"વેદને જાણનારા જેને અક્ષર કહે છે, રાગરહિત સન્યાસીઓ જેમા પ્રવેશ કરે છે, જેને ઇચ્છનારા બ્રહ્મચર્ય પાળે છે તે પદ હું તને સંક્ષેપમા કહું છુ"

**एष उ एव साधुकर्म कारयति तं यमेभ्यो लोकेभ्य उन्निनीषति ॥**

"આ ભગવાનજ જે જીવને આ લોકથી ઉંચી ગતિએ લેઇ જવાની ઇચ્છા કરે છે તે જીવની પાસે સારા કર્મ કરાવે છે"

એ પ્રમાણે શ્રુતિ અને ગીતા વાક્યથી મર્યાદા માર્ગનું ફળ બનાવ્યું છે.

હવે પ્રવાહ માર્ગનુ ફળ બતાવવામા આવે છે

**एष ह्येव एवासाधु कर्मकारयति तं यमेभ्यो लोकेभ्योऽधोनिनीषति ॥** શ્રુતિ

"આ ભગવાનજ જે જીવને આ લોકથી નીચે લઇ જવાની ઇચ્છા કરે છે, તે જીવ પાસે નરસા કર્મ કરાવે છે"

**जायस्व म्रियस्व ॥** શ્રુતિ

"ઉત્પન્ન થા અને મર"

**तानहंद्विषतः क्रूरान् संसारेषु नराधमान् ॥**

**क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु॥** ગીતા ૧૬ ૧૯

"દ્વેષ કરનાર, ક્રૂર, મનુષ્યમાં અધમ, નિરતર અશુભ કર્મ કરનારા જીવોને હમેશા હુ અધમ યોનિમાજ નાખુ છુ"

ઉપર કહેલી શ્રુતિઓ અને ગીતા વાકયમા બતાવેલું ફળ પ્રવાહ માર્ગનુ છે

એ રીતે પુષ્ટિ, મર્યાદા અને પ્રવાહના જીવો જુદા જુદા પ્રકારના છે તેમજ તેઓના ફળ પણ જુદા જુદા પ્રકારના છે એ ઉપરથી ફલિત થાય છે કે તેઓના દેહ, ક્રિયા, અને પ્રવાહ (જન્મ) જુદા પ્રકારનાં છે

આ સઘળા ભેદ માત્ર તત્ત્વવેત્તાઓ જોઇ શકે છે સ્થૂલ દૃષ્ટિવાળાને તો સર્વ મનુષ્યો સરખા ભાસે છે

પૂર્વે કહેવામા આવ્યું કે મર્યાદામાર્ગમા જે પ્રમાણે વિધિનિષેધોનું પ્રધાનપણુ છે, તે પ્રમાણે પુષ્ટિમાર્ગમા અથવા નિર્ગુણભક્તિમાર્ગમા નથી એ ઉપરથી એમ સમજવું નહિ જોઇએ કે આ માર્ગ વેદવિરુદ્ધ છે શ્રેયને માટે વેદ મુખ્યત્વે કરીને ત્રણ માર્ગ બતાવે છે—૧ કર્મમાર્ગ, ૨ જ્ઞાનમાર્ગ અને ૩ ભક્તિમાર્ગ

**ब्राह्मणो यजेत ॥**

**जातपुत्रःकृष्णकेशोऽग्निनादधीत ॥** २४ ॥

**जीवञ्जुहुयात् ॥**

બ્રાહ્મણે યજ્ઞ કરવા પુત્ર થયે કૃષ્ણકેશવાળાએ અગ્નિનું આધાન કરવુ જીવતાએ એટલે જીવનપર્યંત
**કર્મમાર્ગ.** હોમ કરવા એ વગેરે વાક્યોથી વેદમા કર્મ માર્ગની પ્રતીતિ થાય છે

**ब्रह्मविद् ब्रह्मैव भवति ॥ ३ ॥**

**तद्विजिज्ञासस्व ॥ १ ॥**

**सोऽन्वेष्टव्यःसविजिज्ञासितव्यः ॥**

**आनंदं ब्रह्मणो विद्वान न बिभेति कुतश्चन ॥** તૈ ૨૪૩

બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે તે (બ્રહ્મ) જાણવાની ઇચ્છા કર તેનુ શોધન કરવુ જોઇએ, તેનુ વિશેષ
**જ્ઞાનમાર્ગ.** જ્ઞાન મેળવવાની ઇચ્છા કરવી જોઇએ તે બ્રહ્મના આનદને જાણનાર કોઇથી પણ ભય પામતો નથી ઇત્યાદિ વાક્યોથી વેદમા જ્ઞાનમાર્ગની પ્રતીતિ થાય છે

શ્રી બ્રહ્માજી આશ્વલાયનને કહે છે કે.—

**तस्मैसहोवाच पितामहश्च श्रद्धाभक्तिध्यानयोमादवैहि ॥**

કૈવલ્ય.

**ભક્તિમાર્ગ.** શ્રદ્ધા, ભક્તિ, અને ધ્યાનયોગથી પરમાત્માને જાણ

**अस्य जानन्तो नामचितविष्णो सुमति भजामहे ॥**

વિષ્ણુસૂક્તના મત્રમા કહ્યુ છે કે.—આપના નામનું માહાત્મ્ય કોઇ વખત જાણતા છતા અમે સુંદર બુદ્ધિથી આપનું ભજન કરીએ છીએ

ગોપાલતાપનિય ઉપનિષદમા કહ્યું છે કે —

**एकोवशी सर्वग कृष्ण इड्य एकोऽपिसन् बहुधा यो विभाति ॥**

**तं पीठयेऽनुभजन्ति धीरा स्तेषांसिद्धिःशाश्वतीनेतरेषां ॥**

સર્વને વશ વર્તાવનાર સર્વવ્યાપક અને સ્તુત્ય શ્રીકૃષ્ણ એક છતા પણ બહુ પ્રકારે પ્રકાશે છે તેને જે સ્થિરબુદ્ધિવાળા ભજે છે, તેઓને નિત્ય સુખની પ્રાપ્તિ થાય છે પણ બીજાઓને થતી નથી
( વળી જુઓ પાછળ પૃષ્ઠ ૧૫૧-૨ )

ઉપર બતાવેલા અને એવાજ બીજા અનેક શ્રુતિવાકયોથી જણાય છે કે વેદમા ભક્તિમાર્ગ પણ છે ભકિતમાર્ગના કથનથી વેદમા પુષ્ટિમાર્ગ પણ છે એમ નિશ્ચય થાય છે

**પુષ્ટિ.** મુંડક ઉપનિષદ્મા **नायमात्मा** વાળી શ્રુતિમા **विवृणुते** શબ્દ પુષ્ટિ અથવા ભગવાનની કૃપાનોજ અર્થ સૂચવે છે

ગીતાજીમા ભગવાન્ કહે છે કે.—સર્વ કર્મોને સદા કરતો છતો પણ મારો શરણાગત પુરૂષ મારી કૃપાથી શાશ્વત્ તથા અવ્યય પદને પામે છે. (ગી ૧૮-૫૬). વળી આગળ જતા કહે છે કે—મારે વિષે મનવાળો થઇ તું મારી કૃપાથી દુસ્તર સંકટોને પણ તરી જઇશ ( ગીતા ૧૮-૫૮)

એ રીતે પુષ્ટિ અથવા ભગવાનના અનુગ્રહનું વેદાદિ વિષે કથન છે.

**અષ્ટમંત્ર.** પુષ્ટિમાર્ગમાં આપેલો બ્રહ્મસબંધનો અષ્ટમંત્ર સર્વ પ્રકારે વૈદિક છે. કારણ કે તે બૃહદારણ્યક શ્રુતિ અને ગીતા અનુસાર છે.

ભગવાનનાં નામ પણ વેદ અને વેદાર્થરૂપ હોવાથી વૈદિક છે.
આચાર્યશ્રી સેવાની આજ્ઞા કરે છે તે પણ વેદમા છે.

**अरंदासो न मीळ्हुषे कराण्यहं देवाय भूर्णयेऽनागाः ॥**
**अचेतयदचितो देवो अर्यो गृत्सं राये कवितरो जुनाति ॥**

ઋગ્વેદ

**સેવા.** ભાવાર્થ—સર્વ પુરૂષાર્થની વૃષ્ટિ કરનાર જગતકર્તા ભગવાનને દાસની પેઠે નિષિદ્ધ આચરણ રહિત હું અલંકાર પહેરાવું છુ જેમ દાસ પોતાના સ્વામીની સ્નાન ચંદન, અને મુકુટાદિવડે સેવા

કરે છે તેમ હુ પણ પરમેશ્વરની સેવા કરૂ છું મનુષ્ય રાજાદિ કરતા પણ તે પરમેશ્વર પોતાના ભકતને અધિક દ્રવ્યાદિક આપે છે, અને તે ભકિત મુકિતની કામનાવાળા પુરૂષથી ગમ્ય છે, અને અચેતન વસ્તુને ચેતનયુકત કરે છે સામાન્ય બુદ્ધિવાળા પુરૂષો ધનને માટે પ્રાણવાળા રાજા અથવા ઇતર મનુષ્યની નાના પ્રકારના કાવ્ય વડે સ્તુતિ કરે છે, પરન્તુ વિશેષ બુદ્ધિમાન પુરૂષ તે સમસ્ત પુરૂષાર્થને માટે એકજ પરમેશ્વરની સ્તુતિ કરે છે

વૈદિક શબ્દ વેદ શબ્દ ઉપરથી થયેલું વિશેષણ છે એને અર્થ વેદને અનુસરતું એવો થાય છે અવૈદિક એટલે જે વેદ વિરોધી હોય તે.

વસ્તુત અષ્ટાદશ વિદ્યાત્મક સિદ્ધાન્ત વદિક છે, અને તેથી જે વિરુદ્ધ હોય તે અવૈદિક છે વેદ ઉપનિષદ ગીતા બૃહદારણ્યક ઉપનિષદ્મા કહ્યા પ્રમાણે ઇતિહાસ, અને પુરાણોમા જે સિદ્ધાન્ત કહેલા હોય તે વૈદિક છે અને તેથી જે વિરુદ્ધ હોય તે અવૈદિક છે.

વૈદિક અવૈદિકનો નિર્ણય કરતી વખતે શ્રીમદાચાર્યજીએ અણુભાષ્યમા જે કારિકા આપી છે તેજ ધ્યાનમા રાખવી જોઇએ તે નીચે મુજબ છે.

**वेदोक्तादणुमात्रेऽपि विपरीतन्तु यद्भवेत् ॥**
**तादृशं वा स्वतंत्रं चेदुभयं मूलतोमृषा ॥**

અર્થ—વેદના કહેલા અર્થથી જે વિષયમા અણુમાત્ર પણ વિપરિતના હોય, અથવા વેદમાં કહેલા અર્થથી જે સ્વતંત્ર હોય તે બને મૂળ થકી ખોટાં છે.

ભક્તિની ઉત્કૃષ્ટતા.

આ ભકિતમાર્ગમા મુખ્ય સાધન સ્નેહ હોવાથી, અને તે હૃદયને અનુકુલ હોવાથી, બીજા માર્ગોમા જેમ સાધનોનો ઉપયોગ કરવાથી કંટાળો અને શ્રમ ઉત્પન્ન થાય છે, તેમ આ માર્ગમા થવાનો સંભવ નથી, કેમકે ભકિત સ્નેહથી શરૂ થઇ, સ્નેહમાંજ જારી રહી, અનહદ સ્નેહમાંજ સ્થિતિ કરે છે. બીજા

માર્ગોમા ક્રિયા કે સાધનમા ભૂલચુક થવાથી હાનિ થવાનો સંભવ છે ભક્તિમા ભગવાનજ ઇશ્વર અને ગુરૂ તરીકે વર્તે તેથી તથા ભગવાનજ સાધન અને ફલરૂપ થાય છે, તેથી ભૂલ ચુક થવાનો સંભવ નથી, અને કદાચ થાય તો એ કૃપાસાગર હોવાથી કોઈ અનિષ્ટ પરિણામ ઉત્પન્ન થતું નથી આ રીતે સર્વ માર્ગ કરતા ભક્તિ માર્ગજ વધારે સુસાધ્ય અને જોખમ રહિત છે

ભક્તિ એ ઇશ્વર પ્રત્યેના અનુરાગદ્વારા વૈરાગ્ય છે, કેમકે ઇશ્વર ઉપર સ્નેહ રાખવાથી તમામ લૌકિક પદાર્થો ઉપરનો લૌકિક સ્નેહ જતો રહે છે અને તે પદાર્થો ઇશ્વરરૂપ દેખાવાથી તેઓનો સમાસ સ્નેહસ્થાન ઇશ્વરમાજ થાય છે

**ભક્તિ પુરૂષાર્થરૂપ.**

કેટલાએક એમ ધારે છે કે ભક્તિ તો સ્ત્રીઓ અને બાળકને માટે છે ભક્તિના પ્રભાવના અજ્ઞાનને લીધે આ પ્રમાણે ધારવામા આવતુ હોય એમ જણાય છે, કેમકે તેમ ધારવાને કોઇ શાસ્ત્રનો આધાર હોય એમ દેખાતું નથી

ભગવાન્ વેદવ્યાસ શ્રીમદ્ભાગવતમા કહે છે કે જેઓ પુરૂષાર્થવાળા હોય તેઓથીજ ભક્તિ થઇ શકે છે કોઇ સ્ત્રી ભક્તિમાન્ જણાય તો એમ ધારવું કે પ્રારબ્ધને લીધે તેણે સ્ત્રીના દેહને સ્વીકાર કર્યો છે પણ તે ખરેખર પુરૂષ છે.

મુંડક ઉપનિષદમા કહ્યુ છે કે —**नायमात्मा बलहीनेन लभ्य ॥** આ પરમાત્મા બળરહિતથી લભ્ય નથી આ કહેવાનુ તાત્પર્ય એ છે કે ભક્તજન આત્મનિવેદનપૂર્વક પોતાની તમામ ઇન્દ્રિયોને શ્રીહરિના ભજનમાં જોડે છે, ત્યારે તેના શરીર મન અને ઇન્દ્રિયોમાં રહેલી અનેક ગુપ્ત શક્તિઓનો પ્રાદુર્ભાવ થાય છે. એ પ્રાદુર્ભાવ થતાં એ શક્તિઓનુ બળ ઝીલવાને માટે શરીર અને મનમા પુષ્કળ સામર્થ્ય જોઇએ. જો તેવું સામર્થ્ય ન હોય તો,

અને જો ભગવાન કૃપા કરી તેવું સામર્થ્ય ન આપે તો, તે ભકતનુ શરીર ટકવાનો સભવ નથી એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભકિતમાર્ગ માત્ર બાળક કે સ્ત્રીઓને માટે નથી પણ પુરુષાર્થયુકત જીવોને માટે છે શ્રીમદાચાર્યજી "પુષ્ટિ પ્રવાહ મર્યાદા ભેદ"ના ૧૯ મા શ્લોકમા કહે છે કે પુષ્ટિમાર્ગીય ભકતને રોગો વગેરે ઉપદ્રવ કરતા નથી, પણ તેઓ મહાનુભાવ (મહિમા) વાળા થાય છે

**પ્રતિષ્ઠા.** ભકિત પ્રધાન પુષ્ટિ માર્ગમા સેવ્ય સ્વરૂપ કે પ્રતિમાને વિષે પ્રતિષ્ઠા કરવાની જરૂર હોય એમ જણાતું નથી ગુરૂદ્વારા તે પ્રાપ્ત કરી સેવા કરવાને કાઇ બાધ હોય એમ જણાતુ નથી બ્રહ્મ સાકાર અને વ્યાપક હોવાથી તે સ્વેચ્છાથીજ ભકતોના ઉદ્ધારને માટે સ્વરૂપ કે મૂર્તિમા પ્રવિષ્ટ થાય છે પ્રહ્લાદજીએ સ્તભન વિષે પ્રતિષ્ઠા કરી નહતી, તેમ છતા ભગવાન્ નૃસિંહ રૂપે તેમાથી પ્રકટ થયા હતા. ઇન્દ્રદ્યુમ્નના ઉદ્ધારને માટે પણ ભગવાન્ વગર પ્રતિષ્ઠાએ પ્રકટ થયા હતા.

**સેવનના પ્રકાર.** શ્રીમદાચાર્યજી સ્વરૂપ કે મૂર્તિ સેવનને વિષે ત્રણ પ્રકાર બતાવે છે—(૧) ભકિતપ્રધાન, (૨) જ્ઞાનપ્રધાન, અને (૩) ઉપાસનાપ્રધાન ભકિતપ્રધાન પુરૂષને ભગવદભિવ્યકિતને માટે ક્રિયા પણ વ્યાપાર યુક્ત થવાથી ભગવાન્ સ્વરૂપ કે મૂર્તિરૂપ ઇચ્છા–શરીરમા પ્રવેશ કરે છે જ્ઞાન પ્રધાનને સર્વસ્વ ભગવદ્રૂપ હોવાથી તેના ઉદ્ધારને માટે ભગવાન્ મૂર્તિમા પ્રકટ થાય છે ઉપાસના પ્રધાન પુરૂષને મત્ર વિધાન થકી મૂર્તિમા ભગવત્પૂજા છે (જુઓ નિબધ સર્વનિર્ણય, કારિકા ૨૨૮–૨૨૯ અને તે ઉપર શ્રીમદાચાર્યજીની અને શ્રી પુરૂષોત્તમજીની ટીકા) ' નત્રાધીન દેવતા " એ વચન શ્રીકૃષ્ણ પરમાત્મા સિવાય બીજા દેવોને લાગુ પડે છે. સર્વેશ્વર ભગવાન્ તો પ્રેમને વશ છે ગીતાજીમાં કહ્યુ છે કે–

नाहं वेदैर्नतपसा० ॥ જે પ્રમાણે તું મને જુએ છે તે પ્રમાણે દેખાવાને વેદ, તપ, દાન કે યજ્ઞવડે શક્ય નથી, પણ મારાં દર્શન તો અનન્ય ભક્તિ વડેજ થઈ શકે છે

મુંડક ઉપનિષદમા કહ્યુ છે કે પરમાત્મા શાસ્ત્રાધ્યયન વડે, ગ્રંથના અર્થને ધારણ કરવાની શક્તિવડે કે બહુ શ્રવણવડે લભ્ય નથી, પણ એ જેનો સ્વીકાર કરે છે તેનાથી તે લભ્ય છે એ ઉપરથી જણાશે કે આ માર્ગમા પ્રતિષ્ઠાની અપેક્ષા નથી.

પ્રભુની સાથે અભેદનો અનુભવ થવાથી લૌકિક અલૌકિક તમામ ફળોની આકાંક્ષા નિવૃત્ત થઈ જાય છે છતા આકાક્ષા જ હોય તો તે પણ મળે એમાં કાઇ નવાઈ નથી ભગવાન્ પણ કહે છે કે —

**ભક્તાને સર્વ વસ્તુની પ્રાપ્તિ.** सर्वं मद्भक्तियोगेन मद्भक्तो लभतेऽजसा
स्वर्गापवर्गं मद्धाम कथंचिद्यदि वाञ्छति ॥

અર્થ.—જો ભક્ત કોઈ રીતે ઇચ્છા કરે તો સ્વર્ગ, મોક્ષ, તથા મારા ધામને પણ મારી ભક્તિના યોગે સત્વર પામે છે.

**પ્રેમનો માર્ગ.** પુષ્ટિમાર્ગ એ આંતર, ભાવાત્મક એટલે હૃદયનો અથવા પ્રેમનો માર્ગ હોવાથી તેમાં શાસ્ત્રોએ બતાવેલી બાહ્ય ક્રિયાઓ આવશ્યક નથી માત્ર પ્રેમ વડે ભગવાનને ભજવાથી અને ભગવાનની સેવા કરવાથીજ ભગવાનની પ્રાપ્તિ થાય છે.

**વર્ણાશ્રમ ધર્મ.** વર્ણાશ્રમ આદિ લૌકિક વૈદિકધર્મ બાહ્ય છે, ભક્તિ આંતર ધર્મ છે. આંતરધર્મ અનુસરવામાં લેશ માત્ર અગવડ ના પડે એમ આંતરધર્મની મુખ્યતાની અવધારણા રાખી યથાશક્તિ બાહ્ય વર્ણાશ્રમ આદિ લૌકિક વૈદિક ધર્મનું આચરણ કરવું. લૌકિક વૈદિક બાહ્યધર્મની ઉપેક્ષા સાધન અવસ્થામાંજ કરવામાં આવે તો પ્રતારણા થાય, તેમજ આંતરધર્મની વિસ્મૃતિ કરી બાહ્યવર્ણાશ્રમધર્મનો

અત્યાદર થાય તો તે પણ અત્યાચાર હોવાથી દુ:ખ રૂપ છે, માટે વર્ણાશ્રમધર્મ તો સેવામા વિરોધી ન થાય તે પ્રમાણે યથાશક્તિ પાળવાનું નિબધમા આચાર્યશ્રીએ ફરમાવ્યુ છે. તેમજ આચાર્યશ્રીના બીજા ગ્રથોમા તે બાબતનુ સૂચન કરેલું છે "વિવેકધૈર્યાશ્રય" માં કહેલું છે કે દરેક વિષયમાં ધર્મ કે અધર્મ થવાનો સભવ છે કે નહિં તેનો વિચાર કરવો, અને તમામ ઇન્દ્રિયો વશ રાખવી "કૃષ્ણાશ્રય"માં પાખડ વિગેરે તજવાનું કહ્યુ છે.

આચાર્યશ્રીએ જે પુષ્ટિમાર્ગ સ્થાપ્યો તેના મુખ્ય ત્રણ અગ છે—બ્રહ્મવાદ, આત્મનિવેદન અને સેવા.

**બ્રહ્મવાદ—આત્મનિવેદન અને સેવા.**

એ ત્રણે અગો બરોબર રીતે સમજવાથી શુ પરિણામ આવે તે અવશ્ય જાણવાની જરૂર છે.

**બ્રહ્મવાદ.**

બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈત સિદ્ધાત સમજવાથી બ્રહ્મની સાથે આપણો અશાશીસબધ છે તે સમજવામા આવે છે બ્રહ્મ એ પિતારૂપ છે, અને આપણે બધાં એમની પ્રજા અથવા અશરૂપ છીએ જગતમાં બીજાં પ્રાણીઓ પણ બ્રહ્મના અશરૂપ છે, અને તેથી સર્વ સમાન છે, એમ ભાવના રાખી તેમના ઉપર પ્રીતિ રાખવી. પ્રાણી માત્ર તો શું પણ પદાર્થ માત્રપર બ્રહ્મભાવ રાખવો જગત હરિરૂપ છે એવી બ્રહ્મદૃષ્ટિ રાખવી એ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનુ પરમ રહસ્ય છે.

**આત્મનિવેદન.**

આત્મનિવેદન હમેશાં યાદ કરવાની આચાર્યશ્રીએ આજ્ઞા કરી છે. આત્માનિવેદનને યાદ કરવાથી આપણા મનમાંથી અહંકાર અને સ્વાર્થ જતો રહે છે. હું પ્રભુનોજ દાસ, પુત્ર કે પુત્રી છું, અને પ્રભુજ મારૂં સર્વસ્વ છે, હુંજ પ્રભુને આધીન છું, તેથી એમની આજ્ઞા પ્રમાણે મારે વર્તવું જોઇએ, એમ ભાવના રાખવાથી હું સ્વતંત્ર છું, હું શેઠ છું, હું હાકેમ છું વિગેરે વિચાર જતા રહે

છે, અને દાસત્વ સ્વીકારવાથી મનમાથી અહકાર જતો રહે છે.

**દૈન્ય.**

કેટલાએકનુ ધારવું એમ છે કે દાસત્વબુદ્ધિ એ તામસી ભાવ છે લૌકિકદાસ્ય તામસી કહેવાય પણ પ્રભુની સાથે અશાંશીભાવના પરિણામ તરીકે પ્રભુ જે સર્વ બ્રહ્માડોના ઈશ છે તેમના અમે દાસ છીએ, એ અમારા પીતા, પાળક, રક્ષક કર્તા અને સર્વસ્વ છે એમ જે વિચાર રાખવો એ કોઈ અશે તામસી વિચાર નથી એ શુદ્ધ સાત્વિક ભાવના છે તે યોગ્ય અને સુખકારક છે આ ભાવનામા વૈરાગ્ય અને જ્ઞાન ઓતપ્રોત છે આ ભાવના કરનારને પૃથક જ્ઞાન વૈરાગ્યની અપેક્ષા નથી

**સેવા.**

સેવા એ પ્રભુની પ્રાપ્તિનુ સાધન છે પ્રેમસહિત નિરતર પ્રભુને સેવવાથી જ પ્રભુની પ્રાપ્તિ થાય છે, બીજી કોઈ રીતે થઈ શકતી નથી

**જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિ.**

આ સઘળી હકીકત ઉપરથી જણાશે કે આચાર્યશ્રીએ જે સિદ્ધાત સ્થાપ્યો છે, અને જેના મુખ્ય અગ બ્રહ્મવાદ અથવા શુદ્ધાદ્વૈતમત, આત્મનિવેદન અને સેવા છે અને જેની અદર બ્રહ્મવાદ અને આત્મનિવેદનનું નિત્ય સ્મરણ, અને પ્રભુ પ્રત્યેનો પ્રેમ છે, એ માર્ગમા જ્ઞાન વૈરાગ્ય અને ભક્તિ ઓતપ્રોત જ છે

દુનિયાના ગમે તે ધર્મમાર્ગો તપાસો પણ આ માર્ગની ખૂબી કોઈ ઠેકાણે જોવામા આવશે નહી જેને વિદ્વાનો જ્ઞાન છે તે જ્ઞાનનુ પણ તત્ત્વ ગ્રહણ કરી આ માર્ગમા દાખલ કર્યું છે, અને એ જ્ઞાનનું તત્ત્વ દાખલ કરવાથી નકામી પરિભાષાઓ ભણવાની કડાકૂટ મટાડી દીધી છે આ માર્ગમા વૈરાગ્યે પોતાનું ઉગ્રસ્વરૂપ તજી દીધું છે, અને તે, તેના વાસ્તવિક સ્વરૂપ, પ્રભુ પ્રત્યેના પ્રેમના રૂપમા દર્શન આપે છે

**ફલહીન ક્રિયાઓ.** દેશ, કાળ, સ્વભાવ, અને જનસ્થિતિને લીધે જે ક્રિયાઓ ફળહીન થઇ ગઇ છે, તે ક્રિયાઓ પ્રભુની પ્રાપ્તિના સાધન તરીકે વાપરવાની આ માર્ગમાં જરૂર સ્વીકારી નથી દેશકાળ ફરી ગયો છે, તોપણ મનુષ્ય અંતઃકરણમાં રહેલો પ્રેમ સમૂળગો નષ્ટ થઇ ગયો નથી તે પ્રેમને સતેજ કરી પ્રભુ પ્રત્યે વાળવાનો આ માર્ગમાં ખાસ બોધ કરેલો છે આ માર્ગ બીજા સર્વ માર્ગો કરતા સહેલો અને સુસાધ્ય છે, તેથીજ આ માર્ગનો વિજય છે

**માર્ગની શ્રેષ્ઠતા.** ઉપર વર્ણન કરવામા આવેલા આ માર્ગના સ્વરૂપ, સિદ્ધાંત, કે રહસ્યમા કોઈ ઠેકાણે દુરાચાર, કે વિષયવાસનાનો ગંધ નથી જગતમા જુદા જુદા ધર્મો મટી જઈ કોઇ વખત એક ધર્મ થવાનો સંભવ હોય તો તે ધર્મનું બંધારણ શ્રીમદ્વલ્લભાચાર્યના સિદ્ધાંત-પરજ રાખવાની જરૂર પડશે આ માર્ગના દ્વાર અખિલ જગત માટે ખુલ્લા છે. તમામ વર્ણ કે આશ્રમવાળા એ માર્ગ પ્રવેશ કરી આગળ વધી શકે છે અને પોતાના પ્રેય અને શ્રેય પ્રાપ્ત કરી શકે છે તે તમામ ધર્મ–માર્ગો કરતા વધારે સુસાધ્ય અને સરલતાવાળો છે.

**આત્મનિવેદન પૂર્વક જીવન.** આત્મનિવેદન પૂર્વક જીવનયાત્રા કરવી એના જેવો બીજો કોઇ સુખદાયક માર્ગ નથી પ્રભુને પોતાનું સર્વસ્વ અર્પણ કરનારને કોઇ પ્રકારનો ભય રહેતો નથી તેને સુખ આવે કે દુ:ખ આવે તો પણ સર્વને તે સરખા ગણે છે. તેને દ્રવ્યની પ્રાપ્તિ થાય તો તે પ્રાપ્ત કરાવનાર ભગવાનનેજ અર્પણ કરે છે, અને દ્રવ્યની હાનિ થાય તો તેનું કાંઇ હતું નહિ તેથી તેને તેથી શોક થતો નથી. તેને દુઃખ થાય તો પણ તે હરિની ઇચ્છાથી થયું એમ માને છે.

આખી જીદગીની વાત તો બાજુપર રહી. પણ એક બે દિવસ માત્ર સવારથી સાજ સુધી આત્મનિવેદનપૂર્વક જીવનક્રમ ચલાવો અને જુઓ કે તે ઉત્કૃષ્ટ છે કે નથી

જે પ્રમાણે આત્મનિવેદન પૂર્વક જીવન ચલાવવુ ઉત્કૃષ્ટ છે તેજ પ્રમાણે બ્રહ્મવાદને અનુસરી સર્વત્ર બ્રહ્મદૃષ્ટિ રાખવી એ પણ ઉત્તમોત્તમ આચરણ છે તેવી દૃષ્ટિ રાખનારને કોઇના ઉપર નાખુશ થવાનો કે ક્રોધ કરવાનો, પ્રિય કે અપ્રેય ગણુવાનો પ્રસ ગ આવતો નથી, અને મનની સામ્યતા રૂડી રીતે જળવાઇ રહે છે આત્મનિવેદન અને બ્રહ્મદૃષ્ટિપૂર્વક ભગવાનમા નિરતર ચિત્ત રહે એના જેવુ બીજુ કાઇ સુખદાયક નથી ભગવાનમા નિરતર ચિત્ત રાખવાથીજ તમામ દુખોની નિવૃત્તિ થઇ અને ભગવદચરણારવિંદમા સ્થિતિ થાય છે

**બ્રહ્મદૃષ્ટિ.**

---

## પ્રકરણ ૧૦ મું.

---

### વ્રજયાત્રા અને અંબિકાવન.

---

એ રીતે ગોકુળમા ભક્તિમાર્ગની સ્થાપના કરીને તથા પોતાના શિષ્યોને અને બીજા જે વૈષ્ણવો ત્યા શરણે આવ્યા તેમને બ્રહ્મસબધ કરાવીને આચાર્યશ્રીએ પ્રસન્ન થઈ ત્યા (ગોકુળમા) પારાયણનો પ્રારભ કર્યો તે સમાપ્ત કરી જન્માષ્ટમીનો ઉત્સવ કરવાને એક સ્થાન બનાવ્યુ અને જન્માષ્ટમીનો ઉત્સવ કર્યો પછી એકાદશીનુ વ્રત કરી રાત્રિના ભગવદ્વાર્તા કરતા હતા તે વખતે દામોદરદાસે પ્રશ્ન પૂછયો કે સેના કયા પ્રકારે

**વ્રજયાત્રા**

કરવી તે કૃપા કરી જણાવો તે ઉપરથી આચાર્યશ્રીએ જણાવ્યું કે

यथा सुंदरतां याति वस्त्रैराभरणैरपि ॥
अलंकुर्वीत सप्रेमस्तथा स्थानपुरःसरम् ॥

નિ. સ. ૨૩૦

અર્થ—વસ્ત્ર તથા આભરણ વડે જેમ ભગવત્સ્વરૂપ સુંદરતાને પામે તેમ સપ્રેમ વસ્ત્ર અને આભરણ ભગવાનને ધરાવવા, તેમજ પ્રથમ ભગવત્સ્થાન પણ જેમ શોભાયુક્ત રહે તેમ કરવુ

भार्यादिरनुकूलश्चेत्कारयेद्भगवत्क्रियाम् ॥
उदासीने स्वयं कार्यं प्रतिकूले गृहं त्यजेत् ॥
तत्त्यागे दूषणं नास्ति यतो विष्णुपराङ्मुखाः ॥

નિ. સ. ૨૩૧

અર્થ—સ્ત્રી, પુત્ર, વગેરે અનુકૂલ હોય તો તેમની પાસે ભગવત્સેવા કરાવવી, જો તેઓ ભગવત્સેવામાં ઉદાસીન હોય, તો સર્વ ભગવત્સેવા પોતે કરવી, અને ભગવત્સેવામાં વિરૂદ્ધ હોય તો તેમનો ત્યાગ કરવો. ભગવદ્વિમુખતાને લીધે એવા ત્યાગમાં દોષ નથી.

सर्वथा वृत्तिहीनश्चेदेकं यामं हरौ नयेत् ॥
पठेच्च नियमं कृत्वा श्रीभागवतमादरात् ॥

નિ સ ૨૩૨

અર્થ—સર્વ પ્રકારે વૃત્તિહીન હોય તોપણ ભગવત્સેવામા એક પ્રહર (૩ કલાક) વ્યતીત કરવો, અને નિયમ રાખીને શ્રીમદ્ભાગવતનું આદરથી અધ્યયન કરવું

આ કારિકાની ટીકામા શ્રીમદાચાર્યજી કહે છે કે, ભગવત્સેવામા એક પ્રહર ગાળ્યા પછી, અનિષેદ્ધ ઉપાયથી જીવનને માટે ઉદ્યમ કરવો. જો પરંપરાથી ચાલ્યું આવતું જીવન નિષિદ્ધ (દોષયુક્ત) હોય તો તેનો ત્યાગ કરવો. જીવનને માટે ચિત્તે અન્ય વિષયોમાં પ્રવેશ કર્યો હોય તેમાથી તેને કાઢીને ભગવાનમા પરોવવાને માટે શ્રીમદ્ભાગવતનો આદરથી અભ્યાસ કરવો.

सर्वं सहेन परुषं सर्वेषां कृष्णभावनात् ॥
वैराग्यं परितोषं च सर्वथा न परित्यजेत् ॥

નિ. સ ૨૩૩

અર્થ—સર્વને વિષે ભગવાનની ભાવના કરી સર્વ કઠોર (વાક્યાદિ) સહન કરવું (અને એમ સમજવું કે આપણી બહિર્મુખતા થવાથી કઠોર વાક્ય વદનારદ્વારા ભગવાનજ આપણને ઉપદેશ કરે છે). વૈરાગ્ય અને સંતોષનો કોઈ પ્રકારે ત્યાગ કરવો નહિ

एतद्देहावसाने तु कृतार्थः स्यान्नसंशयः ॥
इति निश्चित्य मनसा कृष्णं परिचरेत्सदा ॥

નિ. સ ૨૩૪

અર્થ—આ પ્રકારે સેવા કરવાથી દેહના અવસાન વખતે કૃતાર્થ થવાય એમાં સંશય નથી એ પ્રમાણે મનવડે દૃઢ નિશ્ચય કરી શ્રીકૃષ્ણની સદા સર્વદા સેવા કરવી

सर्वापेक्षां परित्यज्य दृढं कृत्वा मनःस्थिरम् ॥
दृढविश्वासतो युक्त्या यथा सिद्ध्येत्तथाऽऽचरेत् ॥
वृथालापक्रियाध्याने सर्वथैव परित्यजेत् ॥

નિ સ ૨૩૫

અર્થ—સર્વ અપેક્ષાનો ત્યાગ કરી, મન અત્યંત સ્થિર કરી દૃઢ વિશ્વાસથી લૌકિક યુક્તિથી પણ,જેમ ભગવત્સેવા સિદ્ધ થાય એમ આચરણ કરવું, અને વૃથા ભાષણ અથવા ક્રિયાનો સર્વ પ્રકારે ત્યાગ કરવો

यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः ।
येन स्यान्निर्वृतिश्चित्ते तत्कृष्णे साधयेद्ध्रुवम् ॥

નિ સ ૨૩૬

અર્થ—જે લોકના અત્યંત ઇચ્છિત હોય અને જે પોતાને અત્યંત પ્રિય હોય અને જે વડે ચિત્તની શાંતિ મળે એવા પદાર્થોજ (નહિ કે લોક–ક્લિષ્ટ, આત્મ–ક્લિષ્ટ, કે ચિત્ત–ક્લિષ્ટ પદાર્થો) સદુદ્યોગે મેળવી શ્રીકૃષ્ણને અર્પણ કરવા.

स्वयं परिचरेद्भक्त्या वस्त्रप्रक्षालनादिभिः ।
एककालं द्विकालं वा त्रिकालं वापि पूजयेत् ॥
નિ૦ સ૦ ૨૩૭

અર્થ—વસ્ત્ર પ્રક્ષાલન વગેરેથી પોતે પ્રેમથી સેવા કરવી પૂજા એક વખત, બેવખત અથવા ત્રણ વખત કરવી.

દ્વાદશીની સાંજે ગોકુલથી નીકળી વ્રજયાત્રા કરવા પધાર્યા

વ્રજયાત્રામા ઉજાગર પુરોહિતને આગળ કરી આચાર્યશ્રી વિશ્રાતઘાટ ઉપર આવ્યા ત્યાથી સ્નાન કરી બળભદ્રઘાટ વગેરે અનેક ઘાટો અને તીર્થોની મુલાકાત કરી, રંગનાથ મહાદેવ તથા કૃષ્ણકુબ્જના દર્શન કરી સરસ્વતી કુંડ ઉપર પધાર્યા ત્યાના તીર્થોની યાત્રા કરી મધુવનમા પધાર્યા અને ત્યાં પારાયણ કર્યું. ત્યાથી તાલવન થઇ કુમુદવન પધાર્યા અને ત્યાં ત્રણ દિવસ પારાયણ કર્યું

ત્યાથી આચાર્યશ્રી બહુલાવન પધાર્યા અને ત્યા એક વડના વૃક્ષ નીચે મુકામ કર્યો

**બહુલાવન—ગાયની પૂજા.**

પૂર્વે આ સ્થળમા એક વખત એક સિંહ આવ્યો હતો તેની ગર્જના સાભળી ગામનાં તમામ ઢોર અને માણસો નાશી ગયાં, પણ એક ગાય સિંહથી ન ડરતા જ્યા ઉભી હતી ત્યાને ત્યાજ ઉભી રહી સિંહે તેની પાસે આવી તેને સુઘી જોઈ, પછી તે તેને ઈજા કર્યા વગર ત્યાથી જતો રહ્યો એ વાત ગામના લોકોના જાણવામા આવી ત્યારથી એ ગાયનુ માહાત્મ્ય વધ્યું ગામના સર્વ લોકો એને દૈવી ગાય જાણી પૂજવા લાગ્યા કાળાતરે એ ગાય મરી ગઈ, ત્યારે એની યાદગિરીમા ગામ લોકોએ એક ન્હાનું મંદિર બધાવી એક પાષાણની ગાય કરાવી પ્રતિષ્ઠા સહિત તે મંદિરમા પધરાવી, અને એની પૂજા એક બ્રાહ્મણને સોંપી ત્યારથી ગામના લોકો અને યાત્રાળુઓ એની પૂજા કરતા લોક એને માટે ઘાસ, દાણો લાવતા તે પૂજારી

લેઇ જતો ગામના લોક દરવર્ષ શ્રાવણ સુદ ૧૨ ના રોજ મોટા ઉત્સવ સાથે એની પૂજા કરતા આચાર્યશ્રી આ સ્થળમા પધાર્યા તે પહેલા થોડા વર્ષથી ત્યાના યવન હાકેમે એ ગાયની પૂજા કરતા લોકોને અટકાવી કહ્યુ કે એ ગાય હોય તો ઘાસદાણો ખાય, અને જે ઘાસદાણો એને ખવડાવી શકે નહી તેને એની પૂજા કરવાની જરૂર નથી આચાર્યશ્રી આ સ્થળમા પધાર્યા ત્યારે ત્યાના બ્રાહ્મણો એમની પાસે આવ્યા, અને એમને ગાયનુ માહાત્મ્ય કહી સભળાવી પૂજાનો અટકાવ દૂર કરાવવાની વિનતિ કરી આચાર્યશ્રીએ કહ્યુ કે સઘળા કાર્યો ઇશ્વરની ઇચ્છાનુસાર બને છે પ્રભુની ઇચ્છા હશે તો હાકેમ ગાયનું પૂજન કરવા દેશે અમે કાલે આન્હિકથી પરવારી એ ગાયનુ પૂજન કરવા આવીશું એમ કહ્યાથી એ બ્રાહ્મણો ત્યાથી ગયા બીજે દિવસે આચાર્યશ્રી આન્હિકથી પરવારી તે ગાયની પૂજા કરવા ગયા તે વખતે ત્યાં લોકોની મેદની ભરાયેલી જોઇ એ ગામનો મુસલમાન હાકેમ પણ ત્યા આવ્યો અને આચાર્યશ્રીને કહ્યુ કે જો એ ગાય હોય તો એને ઘાસ ખવડાવો આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે એ ગાય હશે તો, ઘાસ કેમ નહિ ખાય ? એમ કહી પોતાની સાથેના એક વૈષ્ણવને ઘાસ લેવા મોકલ્યો તે ઘાસ લાવ્યો એટલે આચાર્યશ્રીએ ગાયને નિર્યું એટલે ગાય સજીવન હોય તેની માફક ખાવા લાગી તે જોઈ હાકેમ વિસ્મય પામ્યો, અને આચાર્યશ્રીને પગે લાગ્યો ત્યારે આચાર્યશ્રીએ એને કહ્યુ કે હવેથી એ ગાયને પૂજતા કોઇને અટકાવ કરતા નહિ તે તેણે માન્યું અને ત્યાર પછી કોઇને એ ગાય પૂજતા અટકાવ કરવામાં આવતો નથી

આચાર્યશ્રીનો પ્રભાવ જોઈ ત્યાના હજારો માણસો આચાર્યશ્રીને શરણે થયા

હાલ સૂધી એ ગાય હયાત છે આ સ્થળમા કૃષ્ણકુંડની ઉત્તર તરફ વડ નીચે આચાર્યશ્રીની બેઠક છે

ત્યાથી તોસગામ થઇ આચાર્યશ્રી બળદેવ અને રેવતીજીનાં દર્શન કરી આગળ ચાલ્યા અને ત્યાથી મુખરાઈ ગયા ત્યા કૃષ્ણકુંડ અને રાધાકુંડમા સ્નાન કર્યું

આ સ્થળમા આચાર્યશ્રીની બેઠક છે.

પછી ત્યાથી બીજા તીર્થોની યાત્રા કરી આચાર્યશ્રી માનસી-ગંગા થઈ ચક્રતીર્થ ગયા

આ સ્થળમા આચાર્યશ્રીની બેઠક છે

ત્યાથી આચાર્યશ્રી વસઇગામ ગયા, અને ત્યાથી આગળ ચાલતા ગોવર્ધનગામ થઈ, ઋણમોચન, પાપમોચન, ગોરોચન અને ધર્મરોચન નામના કુંડોમા સ્નાન કરી અડીંગગામ ગયા, ત્યાથી પારાસોલી થઈ પેઠોગામ ગયા ત્યાનાં અને રસ્તામાના બીજા તીર્થોની યાત્રા કરી આચાર્યશ્રી પુછરી પધાર્યા ત્યા કદમખંડી, ગિરિરાજની કંદરા છે. આ સ્થળમા શમીવૃક્ષ નીચે આચાર્યશ્રીએ બિરાજી પારાયણ કર્યું પછી ત્યાથી ગોપાલપુર ગયા ત્યાથી શ્રીદામાસખાને ગામ ગયા. અને ત્યાંથી ઇંદ્રોલી થઇ કામવનમા ગયા

**કામવન અને પિશાચ.**

કામવનમા સુરભિકુંડ ઉપર આચાર્યશ્રીએ મુકામ કર્યો ત્યારે ત્યાના તીર્થસ્થ બ્રાહ્મણે કહ્યુ કે આપ દિવસે અહિં બિરાજો પણ રાત્રે અહિં બિરાજતા નહિં, કેમકે અહિં એક પિશાચ છે, તે અહિં રહેનારને ખાઇ જાય છે એ સાંભળી આચાર્યશ્રી હસ્યા, પણ ત્યાથી રાત્રિએ મુકામ ઉઠાવ્યો નહિં. અર્ધરાત્રિની વખતે એક સેવક આચાર્યશ્રીના વસ્ત્ર ધોતો હતો તેણે બૂમ પાડી કે કુંડની પાળ ઉપર પિશાચ ડોલતો દેખાય છે એ બૂમ સાંભળી આચાર્યશ્રીએ સેવકને કહ્યુ કે—પિશાચથી ડરીશ નહિં એ પૂર્વે બ્રાહ્મણ હતો, તે દાન કરેલા પૃથ્વિ પાછી લીધાથી પિશાચ થયો છે, તેથી એના ઉપર વસ્ત્રવડે કુંડનું જળ છાંટ

એથી તેનો ઉદ્ધાર થશે" સેવકે તેમ કર્યું એટલે પિશાચ પોતાનો દેહ છોડી આકાશમાર્ગે ચાલ્યો ગયો તે દિવસથી ત્યા પિશાચનો ઉપદ્રવ મટ્યો

પછી ત્યાંથી આચાર્યશ્રી કનવારાગામ થઈ ઉચાગામ ગયા ત્યાના તીર્થોની યાત્રા કરી શ્રીરાધિકાના પિતાના ગામ બરસાનામા ગયા અને ત્યાથી આગળ ચાલતા ગહ્વર વનમા કૃષ્ણકુડ ઉપર મુકામ કર્યો અને ત્યા પારાયણ કર્યું

**ગહ્વરવનની બેઠક.**

આચાર્યશ્રીએ એ સ્થાનમા મસાહ કરી પછી એક વખત ત્યાનું વન જોવાને ગયા, તો વનમા એક મોટા અજગરને લાખો કીડીઓ ફોલી ખાતી જોઇ આચાર્યશ્રીના મનમાં ઘણી દયા આવી તેથી કૃષ્ણદાસ પાસે કમડળમાં ભગવાનના ચર્ણોદકનુ જળ હતું તે મગાવી આચાર્યશ્રીએ તે અજગર અને કીડીઓ ઉપર છાટયું, તેથી તે અજગર અને કીડીઓની ઊર્ધ્વગતિ થઇ પણ આચાર્યશ્રી તેથી ઉંડા વિચારમા પડ્યા અને પોતાની સાથેના વૈષ્ણવોની જોડે ઘણા લાબા વખત સુધી બોલ્યા નહિ વન જોઇને મુકામ ઉપર આવ્યા તોપણ કોઇની સાથે ભાષણ કર્યું નહિ ત્યારે દામોદરદાસે આચાર્યશ્રીને પુછયું કે આજ આપ કેમ ઉદાસ જણાઓ છો ? આચાર્યશ્રીએ કહ્યું કે વનમા અજગરને જોઇને મારૂ મન ઘણું ઉદાસ થયું છે એ અજગર પૂર્વ જન્મમા વૃન્દાવનમા એક મોટો મહત હતો

**મહતની ગતિ.**

એણે ઘણા સેવકોનું પુષ્કળ દ્રવ્ય લીધું હતું પણ તે દ્રવ્ય ભગવત્ કાર્યમા કે પરોપકારમાં ન ખરચતા જાતિવૈભવ અને મોજશોખમા ખરચ્યું, એનો વૈભવ અને મોજશોખ જોઇ સેવકો પણ મોજ-શોખમા પડી ગયા પછી કાળાતરે એ અને એના સેવકો મરણ પામ્યા, ત્યારે એ અજગર થયો, અને સેવકોએ કીડીઓ થઇ એને ફોલી ખાધો અને એને કહ્યું કે જ્યારે તારામાં ઉદ્ધાર

કરવાની શક્તિ નહોતી ત્યારે તે અમને સેવક કરી શા માટે ખરાબ કર્યા? અમારૂ ધન શા માટે હરી લીધું? એ પ્રમાણે મહત અને સેવકોના પૂર્વ વૃત્તાત ઉપરથી દરેક આચાર્ય અને ગુરૂએ સમજવુ જોઇએ કે જો પોતામા પોતાના શિષ્યોનુ કલ્યાણ કરવાની શક્તિ ન હોય, અને જો અ ત કરણપૂર્વક પોતે ભગવાનમા લીન થયો ન હોય, તો તેણે પોતાનો અને પોતાના સેવકોનો જન્મારો બગાડવો નહિ ગુરૂ સત્પુરૂષ ( સાધુ ) હોવો જોઇએ સત્પુરૂષના નીચે પ્રમાણે લક્ષણો છે —

कृपालुरकृतद्रोहस्तितिक्षुः सर्वदेहीनाम ॥
सत्यसारोऽनवद्यात्मा समः सर्वोपकारकः ॥२९॥
कामैरहतधीर्दान्तो मृदुः शुचिरकिंचनः ॥
अनीहो मितभुक्शांतःस्थिरोऽमच्छरणो मुनिः ॥३०॥
अप्रमत्तो गभीरात्मा धृतिमान् जितषड्गुण· ॥
अमानी मानदःकल्पो मैत्र कारुणिक· कविः ॥३१॥

અર્થ—કૃપાળુ, કોઈ પણ પ્રાણીનો દ્રોહ નહિ કરનાર, ક્ષમાવાળો, સત્યરૂપ બલવાળો, ઇર્ષ્યાદિકથી રહિત, સુખ દુ ખમા સમાન, યથાશક્તિ સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી નહિ ક્ષોભ પામતા મનવાળો, ઇન્દ્રિયોને જીતનાર, કોમલ ચિત્તવાળો, સારો આચાર પાળનાર, દ્રવ્યમા આસક્તિ નહિ રાખનાર, આ લોકના સુખને માટે કશી ક્રિયા નહિં કરનાર, થોડુ જમનાર, શાંત, સ્વધર્મમા સ્થિર, ભગવાનનાજ આશ્રયથી રહેનાર, મનન કરનાર, સાવધાન, નિર્વિકાર, કષ્ટના સમયમા પણ ધૈર્ય રાખનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ જરા, તથા મૃત્યુને જીતનાર, માનની· ઇચ્છા નહિ ધરાવનાર, બીજાઓને માન આપનાર, બીજાને જ્ઞાન દેવામા ચતુર, સર્વનો મિત્ર કરૂણાથીજ સઘળી પ્રવૃત્તિ કરનાર, અને સારી રીતના જ્ઞાનવાળો જે હોય, તે સત્પુરૂષ કહેવાય છે

**तस्माद्गुरुं प्रपद्यते जिज्ञासुः श्रेय उत्तमम् ॥**
**शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥२१॥**

તેથી કરીને ઉત્તમ કલ્યાણના જીજ્ઞાસુએ વેદમા પહોચેલો હોવાથી સશય મટાડનાર, અને પરબ્રહ્મમા અપરોક્ષ અનુભવથી પહોચેલો હોવાથી શિષ્યો ઉપર પોતાના બોધની સચોટ છાપ બેસાડનાર અને પરમ શાતિવાળા ગુરૂને શરણે જવુ

ગુરૂ.

આ પ્રમાણે આચાર્યશ્રીનું કહેવુ સાભળીને સર્વ વૈષ્ણવો ખુશી થયા

આ સ્થળમા આચાર્યશ્રીની બેઠક છે

પછી આચાર્યશ્રી ત્યાથી અનેક તીર્થોના દર્શન કરી નદ ગ્રામ પધાર્યા અને ત્યાં ભાગવતની કથા કરી ત્યાના રહેવાસી ઓએ આચાર્યશ્રીની કથા સાભળી તેથી ઘણો આનદ પામ્યા

બહુલાવનમા ગોપૂજનની તથા અજગરના મોક્ષની વાત યાત્રાળુઓ પાસેથી સાભળી તથા આચાર્યશ્રીનો પ્રભાવ જોઇ, એ ગામના લોકો એમના જમીનદાર સાથે આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ તેમને બ્રહ્મસબધ કરાવી ભક્તિમાર્ગનું રહસ્ય સમજાવ્યું, અને આત્મનિવેદન અને બ્રહ્મવાદનો મર્મ સમજાવી તે હમ્મેશ ધ્યાનમા રાખવાનું કહ્યુ, અને સેવા કરવાની આજ્ઞા કરી

પછી આચાર્યશ્રી આગળ ચાલ્યા. રસ્તામાંના તીર્થોનો સત્કાર કરતા રાસસ્થળ અને પાડવગગા ઉપર થઇ આચાર્યશ્રી વસઇ ( હરિસેવી ) ગામ પધાર્યા. ત્યા ટેકરી ઉપર મુકામ કર્યો. કથા કરી સેવા વગેરેથી પરવારી આગળ ચાલી વૃન્દાવન આવી બસીબટ પાસે આચાર્યશ્રીએ એક ઝાડ નીચે મુકામ કર્યો. આચાર્યશ્રી આન્હિક અને સેવાથી પરવાર્યા પછી પાસેનાં તીર્થોની યાત્રા કરી આવ્યા. પછી કથા કરવાનો આરભ કરતા હતા તેવામાં પાસેના

**નરહરિ યતિ.**

બિલ્વમ ગળના આશ્રમમાથી નરહરિ યતિ અને ચેણાભ ડારી એમની પાસે આવ્યા અને આચાર્યશ્રીને પ્રણામ કર્યા. નરહરિ યતિને ઉદાસ દેખી આચાર્યશ્રીએ એને ઉદાસ થવાનું કારણ પૂછ્યું, ત્યારે તેણે પોતે કરેલા દોષનો પશ્ચાત્તાપ કરી સર્વ હકીકત ખરેખરી નિવેદન કરી કહ્યુ કે આજ સર્વ પાપોના નાશ કરનાર ગુરૂને શરણે હું આવ્યો છુ માટે મને યોગ્ય પ્રાયશ્ચિત્ત દર્શાવશો

ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે—યતિયે એક સ્થળમા કાયમ રહેવું જોઇએ નહીં વળી સ્થાન એવુ જોઇએ કે જ્યા સ્ત્રીઓનો પ્રસગ થાય નહીં કામ અને લોભથી જેવી નિદા થાય છે તેવી ક્રોધાદિ દોષોથી થતી નથી દોષોમા પ્રથમ મોહ છે જે પોતાનું સ્વરૂપ જાણીને કામ ક્રોધને છોડે નહિ તેનાથી લોભ અને હિસા થાય છે કુલટા સ્ત્રીઓના તથા તેવી સ્ત્રીઓમા આસક્ત જનોના મુખ પણ જોવાં જોઇએ નહિ કોઈ સ્ત્રી શિષ્યા થઈ, વિશ્વાસ મૂકી પાસે આવે તેના તરફ કામદૃષ્ટિથી જોવાવાળો ગુરૂ નરકગામી થાય છે શિષ્યા (સ્ત્રી) અથવા શિષ્ય જનોની સ્ત્રી તથા કન્યા તરફ જે ગુરૂ પોતાની પુત્રી—ભાવથી વર્તે નહિ તે કુટિલ ગુરૂ છે. જ્યારે સામાન્ય માણસો પોતાના દોષોની નિવૃત્તિને માટે ગુરૂ કરે અને જ્યારે ગુરૂજ તેવા દોષોમા આસકત રહે તો તેવા ગુરૂથી લાભ કે હાનિ? જે ગુરૂ પરધન અને પરસ્ત્રીની ઇચ્છા કરે તે દૈત્ય છે, મનુષ્ય નથી તો પછી તે ગુરૂપણાને યોગ્ય કેમ ગણાય? જે પુરૂષ સર્વ દોષથી રહિત હોય, નિષ્કામ અને સર્વ સદ્‌ગુણોથી પરિપૂર્ણ હોય તેજ ગુરૂ તરીકે સ્વીકારવા યોગ્ય છે. એવો ગુરૂ ન મળે તો કોઇ સ્થળમા રહી પોતાની મેળે ભગવાનની મૂર્તિ કરી તે સેવવી, કારણ કે ભગવાન્ શ્રીકૃષ્ણજ સર્વદા જગદ્‌ગુરૂ છે.

"આપે ઠીક કર્યું નથી, પણ પશ્ચાત્તાપ કર્યો એ ઠીક છે, તો પણ સદાચાર પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરો. શાસ્ત્રમાં ઋષિયોએ પતિતને માટે પણ પ્રાયશ્ચિત્ત કહેલું છે. છ માસ સુધી કૃચ્છ્રાદિ વ્રત

અને વૈદિક બ્રાહ્મણોદ્વારા પુન. સંસ્કાર કરી યોગ્યતા સંપાદન કરો." એ આજ્ઞા તેણે કબુલ કરી અને પ્રાયશ્ચિત્ત કરી હરિ-સેવાનો ઉપદેશ આચાર્યશ્રી પાસેથી ગ્રહણ કર્યો

આચાર્યશ્રી ત્યાંથી કથા કરી બીજે દિવસે બાકીના તીર્થો-ની યાત્રા કરતા પીપરોલી, લોહવન, આનંદીગામ, હથોરા, મહા-વન, કોઇલાગામ અને ગોકુલ થઇ મથુરા પધાર્યા.

**પુષ્કર.** પછી આચાર્યશ્રી મથુરાથી વૃન્દાવન ઉપર થઇ પુંકરજી આવ્યા

આચાર્યશ્રીએ આ ધામમા આવી પુષ્કર સરોવર (તળાવ) ની પશ્ચિમ બાજુએ મુકામ કર્યો, અને કૃષ્ણદાસ મેનનને કહ્યું કે આ તીર્થ સર્વ તીર્થોના પિતારૂપ છે બ્રહ્માની ઉત્પતિ ભગ વાનના નાભિકમળમાથી થયા પછી બ્રહ્મા અને સાવિત્રી આ સ્થળમા કેટલાએક વખત સુધી બિરાજ્યા હતા, તેથી તેમનું અહિ મંદિર છે આચાર્યશ્રીએ તે ક્ષેત્રની યાત્રા કરી. અને કમળવડે બ્રહ્માનું અને સાવિત્રીનુ પૂજન કર્યું પછી ત્યા મુકામ ઉપર રહી વેદ અને ભાગવતનું પારાયણ કર્યું

**બ્રહ્માની ઉપાસના.** એક દિવસે બ્રહ્મદત્તાદિ વૈદિક ઉપાસના કર-નાર બ્રાહ્મણો કમળની માળા અને વડના પા-દડા જેવું તિલક ધારણ કરી આચાર્યશ્રી પાસે આવ્યા અને પુછયું કે બ્રહ્મા નિર્ગુણ છે માટે એમનું પૂજન કરવુ કે નહિ ?

**બ્રહ્મા બ્રાહ્મણ રૂપે પૂજાય છે.** આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે, ભગવાનના રજોગુણ અવ-તારરૂપ બ્રહ્મા છે, અને તે સૃષ્ટિ રચવાનુ કાર્ય કરે છે, તેથી રાજસ ગુણવાળા છે પણ સત્ત્વગુણવાળા નથી. વળી સરસ્વતિના શ્રાપથી એમનું પૂજ્ય-પણું રહ્યું નથી. એ વેદના જાણવાવાળા છે, તેમજ પરબ્રહ્મને જાણવાવાળા છે, અને બ્રાહ્મણની જાતિના અભિમા-

નવાગા દેવપણાને પામ્યા છે, તેથી એમની બ્રાહ્મણરૂપેજ પૂજા થાય છે મોક્ષને માટે એમની પૂજા થતીનથી, કેમકે એમનો અધિકાર સૃષ્ટિ રચવાનો છે પણ મોક્ષ આપવાનો નથી

**ब्रह्मा ब्राह्मणतां यातस्तद्रूपेण सुसेव्यते ।**

બાલબોધ ૧૦

અર્થ—બ્રહ્માજી તો બ્રાહ્મણપણાને પામેલા છે માટે તે બ્રાહ્મણરૂપે (બ્રહ્મજ્ઞાન સારૂ, અથવા વેદાધ્યયન સારૂ, કે બ્રહ્મતેજને સારૂ) સારી રીતે પૂજાય છે એ પ્રમાણે આચાર્યશ્રીનો ઉત્તર સાભળી બ્રહ્મદત્તાદિ બ્રાહ્મણો અને બીજા જે આવ્યા હતા તે બધા પ્રસન્ન થયા, અને તે બધા આચાર્યશ્રીને શરણે થયા આચાર્યશ્રીએ તેમને બ્રહ્મસબંધ કરાવી બ્રહ્મવાદનું સ્વરૂપ સમજાવ્યુ, અને આત્મનિવેદનના રહસ્ય અને સેવાની જરૂર વિષે ઉપદેશ આપ્યો

પછી આચાર્યશ્રી ત્યાથી અંબિકાવન (આગગુરની પાસે) પધાર્યા. ત્યાં મુકામ કર્યા પછી આચાર્યશ્રીની પાસે એક શિવયોગી આવ્યો અને બોલ્યો કે સચ્ચિદાનંદરૂપ શક્તિ ભોગ અને મોક્ષ આપવાને સમર્થ છે તેને શાસ્ત્રમાર્ગવડે પૂજવાથી તે તરત પ્રસન્ન થાય છે, માટે તેનું પૂજન અને આરાધન કરવુ જોઈએ તે સાભળી આચાર્યશ્રીએ પોતાના શિષ્યો તરફ દૃષ્ટિ કરતા શંભુ નામના શિષ્યે કહ્યું કેઃ—

**અંબિકાવન.**

દેવીપૂજન એ રાજસક્રિયા છે, કેમકે તેનું વર્ણન રાજસપુરાણોમા છે, પણ સાત્વિક પુરાણોમાં નથી ગીતામાં પણ કહ્યુ છે કે રાજસ પ્રકૃતિના માણસો યક્ષ, રાક્ષસ વિગેરેને પૂજે છે આવી કોટિના દેવ દેવીઓને મોક્ષ આપવાનો અધિકાર નથી શ્રીભાગવતમા લખ્યુ છે કે જેને દ્રવ્યની કામના હોય તેજ દેવીનું પૂજન કરે છે. જેને મોક્ષની ઇચ્છા હોય તેણે શ્રીહરિનું પૂજન કરવુ જોઇએ

દેવીને મદ્યમાંસ વિગેરે અર્પણ કરવામા આવે છે તે સાત્વિકશાસ્ત્રોથી વિરુદ્ધ છે અને એ વાત દેવીને પણ પસંદ નથી. (જુઓ પદ્મપુરાણ)

ત્યારે શિવયોગી બોલ્યો કે તંત્ર વગેરેમા દેવીને ભોગ આપવાનુ કેમ લખ્યુ છે અને દેવીને સર્વોપરિ શક્તિ કેમ કહી છે ?

શંભુએ જવાબ દીધો કે શક્તિ એ શબ્દ જ બીજા કોઈ ધારણ કરનારની અપેક્ષા રાખે છે. જેની એ અપેક્ષા રાખે છે તે હરિ પૂજવા લાયક છે. કેમકે તે એવી અનંત શક્તિઓના સ્વામી છે માટે હરિનુ જ પૂજન ઇષ્ટ છે શક્તિ માત્ર ભોગ આપી શકે છે

मोहार्थान्यन्यशास्त्राणिबुद्धे कृष्णे तदिच्छया।
देवांशैः कल्पितान्येव तदुक्तं सर्वथा मृषा ॥

નિબંધ. સર્વનિર્ણય ૮૩

અર્થ—કૃષ્ણે બુદ્ધાવતાર ગ્રહણ કરવાથી તેની ઇચ્છાનુસાર દેવાશયુક્ત બ્રહ્મણોએ મોહ ઉપજાવવાને બીજા શાસ્ત્રો કરેલા છે, તથી તે શાસ્ત્રોમા તેમણે જે કહેલુ છે તે સર્વ પ્રકારે જુઠુ છે

मोहार्थशास्त्रकलिलं यदा बुद्धेर्विभिद्यते ॥
तदा भागवते शास्त्रे विश्वासस्तेन सफलम् ॥

નિબંધ શાસ્ત્રાર્થપ્રકરણ ૧૨

અર્થ—મોહ ઉત્પન્ન કરનાર શાસ્ત્રોરૂપી કચરો જ્યારે બુદ્ધિથી છુટો પડી જાય છે ત્યારે મનુષ્યને ભગવાનનુ પ્રતિપાદન કરનાર શાસ્ત્રો (ગીતા ભાગવત વિગેરે) ઉપર વિશ્વાસ ઉત્પન્ન થાય છે, અને તે વિશ્વાસથી સત્યફળ પ્રાપ્ત થાય છે

એ પ્રમાણે શિવયોગી અને એના શિષ્યો અને આચાર્યશ્રીના શિષ્યો વચ્ચે થોડીવાર સુધી વાદ ચાલ્યો તેમા શિવયોગીનો પરાજય થવાથી તેણે બ્રહ્મવાદ અને ભક્તિનુ સ્વરૂપ જાણવાની ઇચ્છા જણાવી તેથી શંભુએ તે બરાબર સમજાવ્યુ પછી શિવયોગી પોતાના શિષ્યો સહિત આચાર્યશ્રીને શરણે થયો તેના શિષ્યો પાસેના જળાશયમા સ્નાન કરી આવ્યા પછી આચાર્યશ્રીએ તેમને બ્રહ્મસંબંધ કરાવ્યો ભક્તિમાર્ગનુ રહસ્ય બરોબર રીતે સમજવા સારૂ તે યોગી શિષ્યો સહિત કેટલાએક મુકામ સુધી આચાર્યશ્રીની સાથે રહ્યો

# પ્રકરણ ૧૧ મું.

## ગુજરાત, કાઠીઆવાડ અને સિંધમાં પ્રયાણ.

**સિદ્ધપુર.** પછી આચાર્યશ્રી અંબિકાવનથી સિદ્ધપુર પધાર્યા, અને ત્યા બિંદુ સરોવર ઉપર મુકામ કર્યો.

આચાર્યશ્રીએ દામોદરદાસને કહ્યુ કે આ ઠેકાણે કર્દમ ઋષિનો આશ્રમ હતો અહિ જ કપિલમુનિયે એમનાં માતુશ્રી દેવહૂતિને સાંખ્યશાસ્ત્રનુ જ્ઞાન આપ્યુ હતુ એ જ્ઞાન થયા પછી દેવહૂતિ આ સરોવરના જળરૂપ થઈ ગયા.

**માયાવાદનું ખંડન.** આચાર્યશ્રીએ અહિ ભાગવતનુ પારાયણ કરવા માંડ્યુ તે દરમિયાન કેટલાક માયાવાદી બ્રાહ્મણો એમની સાથે માયાવાદ વિષે વાદ કરવા આવ્યા આચાર્યશ્રીએ માયાવાદનુ ખંડન કરી તેમનો પરાજય કરી બ્રહ્મવાદ સિદ્ધ કર્યો.

એક દિવસે બીજા વિદ્વાન્ બ્રાહ્મણોએ આચાર્યશ્રી પાસે આવી કહ્યુ કે બ્રાહ્મણો ભગવાનના મુખમાંથી નિકળ્યા છે તેથી સર્વ વર્ણો કરતા શ્રેષ્ઠ છે વળી **वर्णानाम् ब्राह्मणो गुरुः।**

**બ્રાહ્મણોની પૂજા.** તેઓ સર્વ વર્ણના ગુરૂ છે તેથી શાલગ્રામ વગેરેની લોકો પૂજા કરે છે તેને બદલે બ્રાહ્મણોની પૂજા કરી તેમને નૈવેદ્ય ધરાવે તો કેમ? આ વિષય ઉપર આપનો શો અભિપ્રાય છે?

ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે પૂર્વે સત્યુગમાં જ્યારે બ્રાહ્મણો વેદવિદ્યા અને સદ્ગુણસંપન્ન હતા ત્યારે તેમને પૂજવામાં આવતા દિવસે દિવસે બ્રાહ્મણમાંથી વિદ્યા અને સદ્ગુણ ઓછાં થયાં ત્યારે તેમનુ પૂજન બંધ કર્યુ

જે સમયમા બ્રાહ્મણોનુ પૂજન થતું તે સમયે માત્ર તેમના દેહનું પૂજન થતું એમ ધારવાનું નથી, પણ તેમના દેહમા રહેલી વેદવિદ્યા. સત્ય, દયા, પરોપકાર નિ.સ્વાર્થપણુ વગેરે સદ્ગુણોનું પૂજન થતું..

પૂર્વના સસ્કારોને લીધે બ્રાહ્મણો અન્ય વર્ણોથી ઉત્તમ છે એ વાત ખરી છે પરતુ,

હાલની સ્થિતિ

अधुना तु कलौ सर्वे विरुद्धाचारतत्पराः ॥
स्वाध्यायादिक्रियाहीनास्तथाऽऽचारपराङ्मुखाः ॥
क्रियमाणं तथाऽचारं विधिहीनं प्रकुर्वते ॥
विक्षिप्तमनसाभ्रान्ता जिह्वोपस्थपरायणाः ॥
व्रात्यप्रायाः स्वतो दुष्टास्तत्र धर्मः कथं भवेत् ॥
षड्भिः संपद्यते धर्मस्ते दुर्लभतराः कलौ ॥

નિબધ પર્વ ૨૧૨–૨૧૩–૨૧૪

અર્થ—હાલ કલિયુગમા તમામ વર્ણો વિરૂદ્ધાચારમા તત્પર, વેદાધ્યયનાદિ ક્રિયાથી રહિત, અને સદાચારથી વિમુખ છે તેઓ વિક્ષિપ્ત મનવાળા, ભ્રાન્તિવાળા, અને જીભ અને ઉપસ્થના સ્વાદથી લોભાયલા છે તેઓ વિધિહીન કર્મો અને આચાર કરે છે તેઓ સંસ્કાર રહિત છે, અને જાતે દૂષિત છે (એટલે આતર શુદ્ધિ અને સસ્કારશુદ્ધિ વિનાના છે) એમ હોવાથી તેઓથી ધર્મ શી રીતે થાય? કેમકે છ પદાર્થ (દેશ, કાળ, દ્રવ્ય, મત્ર કર્તા અને કર્મ) શુદ્ધ હોય તો ધર્મ સિદ્ધ થાય છે તેવી શુદ્ધિ આ કલિયુગમા મળવી દુર્લભ છે.

એ પ્રમાણે હાલની સ્થિતિ હોવાથી જેટલી પૂજાને માટે બ્રાહ્મણો લાયક છે તે કરતાં અન્ય વર્ણો દાન, દક્ષિણા, બ્રહ્મભોજનાદિથી તેમની અધિક પૂજા કરે છે તેથી તેમણે સતોષ માનવો જોઇએ.

**गुणिषु पूजास्थानं गुणा न च लिंगं न च वयः ।**

ફક્ત બ્રાહ્મણની યોનિમાંથી જન્મવાથી જ બ્રાહ્મણનો દેહ પૂજ્ય નથી પરંતુ તે બ્રાહ્મણ સંસ્કારવાળો, ધર્મશીલ, વેદાદિ વિદ્યામાં નિષ્ણાત અને સદાચારી હોય તોજ તે પૂજ્ય છે.

પૂજા કરી થતી નથી. જે પૂજાને યોગ્ય છે તેની યોગ્યતા સમજાયાથી એની મેળે પૂજા થાય છે

બ્રાહ્મણો મનુષ્ય તરીકે સત્કારને પાત્ર છે પણ પૂજવા મૂર્તિ [illegible]. લાયક તો શ્રીહરિ જ છે.

**जीवेषु भगवानात्मा संछन्नस्तेन तत्र न ॥**
**भजनं सर्वथा कार्यं ततोऽन्यत्रैव पूजयेत् ॥**
**सुखसेवापरो यस्तु सदानंदं हरिं भजेत् ॥**
**अन्यथा सुखसंमेप्सुः सर्वथा दुःखमाप्नुयात् ॥**

શ્રુતિગીતા ૨૭—૨૮.

અર્થ—જીવોને વિષે આત્મારૂપ ભગવાન ગુપ્ત છે માટે તેમને ( જીવો ) વિષે સર્વ [illegible]ારે ભજન કરવું નહિ ( માત્ર તેમના ઉપર દયા રાખવી ), પણ જીવ સિવાય અન્યત્ર મૂર્તિમાં ભગવાનની પૂજા કરવી ૨૭

જેને સુખની ઇચ્છા હોય તેણે સદાનંદ ભગવાનને ભજવા. આ સિવાય બીજે કોઈ પ્રકારે સુખ મેળવવાની કોઇ ઇચ્છા કરે તો તે સર્વ પ્રકારે દુઃખ પામે છે. ૨૮

તમે ધર્મસંબંધી કોઇ પ્રશ્ન ન પૂછતા માત્ર સ્વાર્થસંબંધી પ્રશ્ન પુછો છો એ ઠીક નથી એ પ્રશ્નમાજ તમારો ઉત્તર સમાયેલો તમે જાઇ શકશો.

એ પ્રમાણેનું આચાર્યશ્રીનુ ભાષણ સાંભળી સંસ્કારી બ્રાહ્મણો હોવાથી પ્રસન્ન થયા અને બીજે દિવસે તેમને શરણે થયા.

સિદ્ધપુરથી આચાર્યશ્રી વટેશ્વર પધાર્યાં ત્યા રાત્રિયે શિષ્યોએ એમનુ પૂજન કર્યું તે પછી ભગવદ્ વાર્તા ચાલી તે વખતે આચાર્યશ્રીએ કહ્યુ કે આપણે સવારે પાટણ ( अर्हत्पत्तन ) જવુ છે આ સ્થળમા દક્ષિણથી આવેલા સૈન્યના સરદારો એમના ભેગા થયા

**વટેશ્વર.**

પછી બીજે દિવસે પ્રાતઃકાળમા આચાર્યશ્રી અને શિષ્યો વગેરે આન્હિકથી પરવારી વટેશ્વરથી પાટણ જવાને નિકળ્યા તે વખતે શિષ્યોએ હાથમા સુવર્ણદંડ, ગોમુખ, છત્ર, પુસ્તક, ચામર પાદુકા, પૂજાનો કંડિયો, માયૂર ચામર ( મોરપીંછાં )' વગેરે ધારણ કર્યાં કૃષ્ણદેવે મોકલેલા માણસો પણ તૈયાર થયા પછી ત્યાથી મંત્રનો પાઠ કરતા, શંખનાદ કરતા, આચાર્યશ્રી સહિત સર્વે પાટણ પહોંચ્યા આચાર્યશ્રીની સવારી નગર વચ્ચે થઇને ચાલી પછી આચાર્યશ્રીએ શહેર બહાર તળાવ કાંઠે એક સુંદર જગામા મુકામ કર્યો ત્યા સાંજની વખતે કેટલાએક જૈન વિદ્વાનો એમની પાસે આવ્યા તેમને શિષ્યોએ આદર સહિત તૃણાસન ઉપર બેસાડયા જૈન વિદ્વાનોમા મુખ્ય ધર્મમહોપાધ્યાય જીનાચાર્ય, તથા શ્રીધનાચાર્ય, સુંદરસુરી, પ્રતાપસુરી, સૌભાગ્યસુરી વગેરે હતા તેઓમાથી જીનાચાર્યે પુછયુ કે તમારા મતમા દયા એ ધર્મ છે કે નહિ ? ધર્મ એટલે શુ ? તમે શાને પ્રમાણરૂપ માનો છો ? અને ધર્મનો અધિકારી કોને ગણો છો ?

**પાટણ.**

**જીનાચાર્યના પ્રશ્ન.**

એ રીતે ચાર પ્રશ્ન પુછયા ત્યારે આચાર્યશ્રીએ પોતાના શિષ્યો તરફ દષ્ટિ કરી એટલે શંભુએ ઉત્તર આપ્યો કે—

અમારા મતમા દયા એ ધર્મ છે, પણ ભગવાન્ પ્રત્યેના મનુષ્યના ધર્મથકી એને ગૌણ ગણવામા આવે છે અમારા મત પ્રમાણે પ્રાણીમાત્ર ભગવાનના અંગરૂપ ગણવામા આવે છે, તેથી કોઈ

**પ્રશ્નોનો ઉત્તર.**

**(૧) દયા તે પ્રધાનધર્મ છે કે નહિ ?** પણ પ્રાણીની હિંસા કરવાની મના છે. પરંતુ સાધારણ વિવેકની મર્યાદાને ઓળગીને જેમ કેટલાએક એ ધર્મને જેટલું પ્રધાનપણુ આપે છે તેટલુ પ્રધાનપણુ અમે આપતા નથી દયા, સત્ય, શૌચ, પરોપકાર, શમ દમ આદિ તમામ સદ્‌ગુણોને સરખા ગણી, તે સર્વે એક સાથે સચવાય એવુ વર્તન રાખવું એવો અમારો અભિપ્રાય છે

**स वै पुंसां परो धर्मो यतो भक्तिरधोक्षजे ॥**

ભા. ૧૧–૨–૬

ઈશ્વરની ભક્તિ એજ પુરૂષનો પરમધર્મ છે સત્વગુણ, રજોગુણ, અને તમોગુણથી ઉત્પન્ન થયેલી

**(૨)ધર્મનું સ્વરૂપ.** વાસનાઓ અનેક પ્રકારની છે, અને તે કારણથી મનુષ્યોના જુદા જુદા સ્વભાવ અને પ્રકૃતિયો થઈ છે ભગવાનની માયાથી મોહ પામેલી બુદ્ધિવાળા માણસો પોતપોતાના કર્મ અને રૂચિ પ્રમાણે જુદા જુદા પ્રકારના ધર્મ બનાવે છે સાહિત્ય શાસ્ત્રીઓ યશને, વાત્સાયનાદિક કામ શાસ્ત્રીઓ કામને, યોગશાસ્ત્ર કરનારાઓ સત્ય, દમ તથા શમને, રાજનીતિકારો ઐશ્વર્યને, ચાર્વાક લોકો દાન અને ભોગને, જૈન અને ઈતર લોકો કર્મ અને વ્રતને પુરૂષાર્થ માને છે, એ સર્વ લોકોને પોતપોતાના કર્મથી જે લોક ફલરૂપ મળે છે તે આદિ અંતવાળા, પરિણામે દુઃખ ભરેલા, અલ્પ આનંદવાળા, અને શોકથી વ્યાપ્ત હોય છે એ કારણથી ભક્તિ એ સર્વ કરતા પરમધર્મ છે, કેમકે તેથી સત્યજ્ઞાન અને વિષયો પરત્વે વૈરાગ્ય અવાનર ફળ તરીકે સિદ્ધ થઈ ભગવાનની પ્રાપ્તિ થાય છે

પછી હરિ નામના શિષ્યે કહ્યુ કે—વર્ણાશ્રમ પાળનારી તમામ વર્ણો વેદને મુખ્ય પ્રમાણ માને છે

**(૩) ભક્તિ–સંપ્રદાયનાં પ્રમાણ કયાં ?** કારણ કે તે અપૌરૂષેય છે. જીવકૃત પ્રમાણોમા ભ્રમ, પ્રમાદ આદિ લૌકિક દોષનો સંભવ છે. વેદમા તે નહિ હોવાથી તે સર્વમાન્ય છે.

ભક્તિમાર્ગમા—

**वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि ।**
**समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ॥**

અર્થ —વેદ. શ્રીકૃષ્ણના વાકયો (ગીતા), વ્યાસસૂત્ર, વ્યાસ જીની સમાધિભાષા (ભાગવત) એ ચાર મુખ્ય પ્રમાણરૂપ છે એ ચારેની એક વાકયતારૂપ સિદ્ધાન્તોને અનુસરતા બીજા ગ્રંથો પણ પ્રમાણરૂપ મનાય છે.

**ભક્તિ સપ્રદાયનો અધિકારી કોણ?** જે પોતાનું સર્વસ્વ પ્રભુને અર્પણ કરવારૂપ આત્મનિવેદન કરવાને તૈયાર છે તે બધા ભક્તિ માર્ગમા પ્રવેશ કરવાની યોગ્યતાવાળા ગણવામા આવે છે પ્રભુને આત્મસમર્પણ કરનારના તમામ પૂર્વના દોષો આત્મસમર્પણ કરવાથી નાશ પામેલ ગણવામા આવે છે તેથી ભક્તિ કરવાના સબધમા તે અતરાય કે પ્રતિબધરૂપ માનવામા આવતા નથી

**बुद्धिश्चायुश्च दोषाणामभावः कारणं यतः ।**
**यस्य नैते भविष्यंति तस्य नास्त्यधिकारिता ॥**

અર્થ—જેને બુદ્ધિ, આયુષ્ય અને દોષોનો અભાવ થવાનો સભવ ) છે, તે ભક્તિમાર્ગનો અધિકારી છે. જેઓને આ ત્રણ નથી તે ભક્તિમાર્ગના અધિકારી થવાને યોગ્ય નથી

પછી આચાર્યશ્રીના શિષ્યો અને જૈન વિદ્વાનો વચ્ચે ઘણો વાદ ચાલ્યો તેમા આચાર્યશ્રીના શિષ્યોનો જય થયો

**ચર્ચાનો ઉપસંહાર.** પછી આચાર્યશ્રીએ ઉપસહાર કરતા જણાવ્યુ કે ધર્મનો વિષય દરેક મનુષ્યે પોતાના કલ્યાણને માટે વિચારવાનો છે તે જય પરાજયના અભિમાનનો વિષય નથી મનુષ્ય ગમે તે ધર્મ પાળતો હોય તો પણ મનુષ્ય તરીકે તે સત્કાર અને સદ્ભાવને પાત્ર છે

કેટલાક ધારે છે કે પરમેશ્વર છેજ નહિં અથવા હોય તો તેનામા જગત ચલાવવાની શક્તિ નથી, કેટલાએક ઋષિઓ અથવા તીર્થંકરોને ઇશ્વર તુલ્ય માને છે, કેટલાએક સૃષ્ટિ અનાદિ છે એમ માને છે. ઇશ્વરની અનંત અને અપાર શક્તિઓ છે, અને ઇશ્વરની બ્રહ્માંડો રૂપ અનેક પ્રકારની લીલા વિદ્યમાન છે તેની શાસ્ત્રો અને મહાત્માઓનાં અંતઃકરણ સાક્ષી પુરે છે તેમ છતા, ઇશ્વરને શક્તિહીન અથવા જગત્ ચલાવવાને નાલાયક ગણનારને શી રીતે સમજાવી શકાય ? રાગ, દ્વેષ અને અભિમાન છોડી દેઇ આવા વિષયોનો જે વિચાર કરે તેનેજ સત્ય પ્રતીત થાય છે

બાદ જૈન વિદ્વાનોના ગયા પછી ત્યાં રહેલા બ્રાહ્મણ વાણિયા વગેરેને આચાર્યશ્રીએ ધર્મનો બોધ આપ્યો તે પછી તેમાના કેટલાએકે આચાર્યશ્રીને શરણે થવાની પ્રાર્થના કરતા, આચાર્ય-શ્રીએ તેમને પુછયું કે તમે શો ધર્મ પાળો છો ? ત્યારે કેટલા-એકે કહ્યુ કે અમે મૂલ વિષ્ણુસ્વામીના સંપ્રદાયના છીએ, અને એ માર્ગના મંદિરમા જઇએ આવીએ છીએ વખતે માતા મહાદેવના દર્શન કરીએ છીએ, પણ ન્હાયા વગર જમતા નથી, એટલો નિયમ બરોબર પાળીએ છીએ અને વખત પાળતા નથી બીજાઓએ કહ્યું કે અમે જૈન છીએ ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે જેમ ખાવુ એ શરીરનો ધર્મ છે તેમજ પ્રભુને ભજવા એ આત્માનો ધર્મ છે. જેમ રોજ ખાવાની જરૂર છે તેમજ રોજ પ્રભુને ભજવાની જરૂર છે, માટે હમ્મેશ નિયમ પ્રમાણે પ્રભુને ભજવા જોઇએ

ઇતર જનોને ઉપદેશ

પછી આચાર્યશ્રીની આજ્ઞાથી શંભુએ તેઓને લઘુપ્રાયશ્ચિત્ત રૂપ એક ઉપવાસ કરી શરણે થવા આવવાનું કહ્યુ, તેથી તેઓ બધા ત્યાથી ગયા. બીજે દિવસે ઉપવાસ કરી ત્રીજા દિવસની સવારે તેઓ સ્નાન કરી પવિત્ર વસ્ત્ર ધારણ કરી આવ્યા તેમને

આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવ્યો અને મા

**બ્રાહ્મણો વિગેરેનું શરણે થવું**

ળાઓ આપી ધર્મનુ રહસ્ય સમજાવ્યુ વિશેષ જ્ઞાનને માટે તેઓમા એક વિદ્વાન્ બ્રાહ્મણ હતો તેને બાલબોધ, સિદ્ધાન્તરહસ્ય, અને સિદ્ધાન્તમુક્તાવલિના ગ્રંથો સમજાવ્યા, અને તેની પાસે તેની નકલ લેવડાવી બીજા વૈષ્ણવોને એ ગ્રંથો ભણાવવાની તેને આજ્ઞા કરી તે પછી ઘણા જૈનો અને બીજાઓ આચાર્યશ્રીને શરણે થયા

**વડનગર**

પછી આચાર્યશ્રી ત્યાથી વૃદ્ધનગર (વડનગર) પધાર્યા ત્યા કેટલાએક નાગરો એમની પાસે આવ્યા તેઓમાથી શંકર અને ભીમશંકરે તુળસીની માલાનો નિષેધ બતાવી રૂદ્રાક્ષની માલાની પ્રશંસા કરી ત્યારે આચાર્યશ્રીએ તેમની સાથે એ વિષય ઉપર વાદ કરી એમનો પરાજય કર્યો અને કહ્યુ કે તુલસીકાષ્ટની માલા યજ્ઞોપવીતની પેઠે સદા ધારણ કરવી જોઇએ માલાબ્રહ્મરૂપિણી છે તેથી તેને અશૌચ વળગતુ નથી

એ પ્રમાણે વાદ થયા પછી શંકર, ભીમશંકર અને બીજા વિદ્વાનો આચાર્યશ્રીને શરણે થયા આ વખતે કેટલાક વૈશ્યો પણ શરણે થયા. કોણ પહેલો શરણે થાય એ સંબંધી તેઓમા તકરાર થતા આચાર્યશ્રીએ સર્વેને એક સાથે બ્રહ્મસંબંધ કરાવ્યો પછી તેમને પુષ્ટિમાર્ગનુ રહસ્ય સમજાવી સેવાની વિધિ બતાવી અને આચાર્યશ્રીના ગ્રંથોનો પાઠ કરવાની અને તેમા લખ્યા પ્રમાણે વર્તવાની આજ્ઞા કરી

**વીશનગર**

ત્યાથી આચાર્યશ્રી વિશલનગર (વીશનગર) પધાર્યા અહિંની સર્વ પ્રજા આચાર્યશ્રીને શરણે આવી તેમને શરણે લેઈ આચાર્યશ્રીએ તેમને ધર્મ સંબંધી સારો બોધ આપ્યો, અને આચાર્યશ્રીના રચેલા ગ્રંથોનો પાઠ કરવાની તથા તેમા લખ્યા પ્રમાણે પૂર્ણ શ્રદ્ધાથી ભગવાનને ભજવાની આજ્ઞા કરી

પછી ત્યાથી આચાર્યશ્રી ખેરાળુ પધાર્યા, અને ગામની બહાર નજીક એક સુદર જગામા મુકામ કર્યો.

**ખેરાળુ**

ગામના લોકોએ એમના પ્રતાપ બળની અનેક વાર્તા સાભળી હતા, તેથી એમનુ આગમન સાભળી ત્યાના સભાવિત બ્રાહ્મણ વગેરે ગૃહસ્થો અને સ્ત્રીઓ એમના દર્શન કરવા આવ્યા આ બધા માણુસો પૈકી એક વિધવા બ્રાહ્મણીએ આચાર્યશ્રીને પગે લાગી કહ્યુ કે –મહારાજ ! હુ ગરીબ વિધવા બ્રાહ્મણી છુ, કાઇ ભણી નથી મને કોઈ દાન કરવાનુ કહે છે, કોઈ વ્રત કરવાનુ કહે છે, કાઇ કથા સાભળવાનુ કહે છે, કોઇ મહાદેવજીને પાણી ચડાવવાનુ કહે છે, અને કોઈ માતાને પૂજવાનુ કહે છે એમ જુદા જુદા માણસો જુદુ જુદુ કહે છે, તેમાથી મારે શુ કરવુ જોઇએ? મારા ધણીના છતે હુ સસારમા ડુબેલી અને દુખી હતી તેથી ધર્મની વાતમા મે કાઇ ધ્યાન આપ્યુ નહિ તેમજ મારો ધણી ન્હાઇને શુ કરતા તે પણ મે જાણવાની દરકાર રાખી નહિ પાચ સાત વર્ષથી એ સ્વર્ગસ્થ થયા છે ત્યારથી હુ રઝળું છુ ગુજરાન તો અલીણામા મહીધર દેસાઈ વગેરે યજમાન છે તેથી નબળુ પાતળુ ચાલે છે, અને પરમેશ્વરના આપ્યા બે દીકરા છે તેમને ભણાવુ છુ મારે શુ કરવુ તે મને બતાવો કે જે કર્યેથી મારો ઘર સસાર ચાલે અને મારા આત્માનુ કલ્યાણ થાય

**બ્રાહ્મણીની શકાનું સમાધાન**

ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે – તમે ભગવાનની સેવા કરો તેથી તમારૂ કલ્યાણ થશે અમારા શિષ્યો પાસેથી એક બટાજી કે એક ભગવાનની છબી લેઇ નિત્ય તેની સેવા કરો સવારમા ઉઠતાવેત ભગવાનનુ સ્મરણ થોડીવાર સુધી કરવુ પછી દાતણ પાણી કરી ઘર સાફ કરી સ્નાન કરી, એ છબી કે બટાજીને એક સ્વચ્છ વસ્ત્ર કે નાના સિહાસન ઉપર પધરાવો તે પછી એક નાની માંજેલી લોટીમા ગળીને જળ ભરી તે છબીના આ-

જળ મૂકો અને તમારી સંપત હોય તો એક નાની વાડકીમા જરા મિસરી મૂકી ઠાકોરજીના આગળ ધરો બને તો તુળસીદળ કે ફુલ જે મળે તે પણ ધરો ન મળે તો મનમાં કોઇ વાતની ચિંતા કરશો નહિ પછી ભગવાનનુ સ્મરણ કરતા ભગવાનને મિસરી, જળ વગેરે જે ધરાવ્યુ હોય તે આરોગવા કહો મનમા વિશ્વાસ રાખો કે તમે જે પ્રેમ સહિત ઠાકોરજીને ધરાવશો તે ઠાકોરજી અંગીકાર કરશે. ઠાકોરજીમા ધ્યાન જોડી, તેમનામા ચિત્ત પરોવી તેમનુ નામ સ્મરણ કરવું અને ભગવત્કથા નિત્યશ્રવણ કરવી આમ કરવાથી ભગવાન્ પ્રસન્ન થઈ તમારૂ કલ્યાણ કરશે

ભગવાન્ આગળ ગરીબ અને શ્રીમંત, રાજા અને રંક સરખા છે રાજા હોય તે ભગવાનને હજારોની સેવા કરે અને ગરીબ હોય તે એક દમડી અર્પણ કરે એ બંને ભગવાનના મનને તો સરખુ છે ભગવાન્ સ્નેહના. ભાવના પ્રેમના ભોકતા છે તમે સાભળ્યું હશે કે દુર્યોધનનો રાજવૈભવ ન સ્વીકારતા ભગવાન્ વિદુરજીને ત્યા ભાજી આરોગ્યા હતા અને રામચંદ્રજીએ ભીલડીનો પ્રેમ જોઈ એણે આપેલા બોર ખાધા હતા તો તમારે ભગવાન્ કૃપા કરશે કે કેમ એ વાતનો સંશય શા માટે રાખવા પડે ? ભગવાન્ ભક્તને આધીન છે ભક્તમા જેવો પ્રેમ તેવો અનુગ્રહ જેવો પ્રેમ તમે તમારા બે દીકરા ઉપર, તમારી યજમાનવૃત્તિ ઉપર, અને ઘર ઉપર રાખો છો, તે કરતા અધિક પ્રેમ ભગવાન ઉપર રાખશો તો ભગવાન્ તમારે વશ થશે જડ વસ્તુઓ માણસની માફક બોલતી નથી, તો પણ આપણો તેમના ઉપર પ્રેમ હોય તો તેમને શુ જોઇએ છે તે આપણે સમજી શકીએ છીએ છોકરા માબાપ, આડોસીપાડોસી તેના ઉપર આપણે પ્રેમ રાખીએ છીએ તે આપણી સાથે પ્રેમથી વર્તે છે, મા જો તમે તમારૂ કલ્યાણ ઇચ્છતા હો તો બીજી બધી કડાકૂટ મૂકી દઇ ભગવત્પ્રાપ્તિ માટે માત્ર શ્રીહરિની ભક્તિ કરો. બીજા

કોઇ દેવ કે દેવીનો આશ્રય કરતા નહિ જે જે વસ્તુઓ ખાઓ, વાપરો તે સઘળુ ઠાકોરજીને સમર્પણ કરીને કરો આડોશીપાડોશી, સગા સબધી કોઇની સાથે કજીઓ કરવો નહિ દુખમા સુખ માનીને રહો ઢોરઢાક સર્વેના ઉપર દયા રાખો, અને નિત્ય પ્રભુમા મન રાખો તમે જળ ભરવા જાઓ છો ત્યારે જળનુ બેડુ માથે છતા રસ્તે ચાલવું બીજાની સાથે વાતો કરવી વગેરે કામ કરો છો તેમ છતા બેડામા તમારૂ ખરેખરૂ ચિત્ત હોવાથી તે પડી જતું નથી, તેજ રીતે સસાર વ્યવહારના તમામ કામકાજ કરતા તમે ભગવાનમા ચિત્ત રાખો એજ કલ્યાણનો માર્ગ છે

આ દેહ, ઘરબાર, છોકરા, છૈયા બધા ભગવાનના છે, અને તમે માત્ર તેના સેવક છો એમ ધારી બધા વ્યવહાર ચલાવો

સ્ત્રીઓને ભક્તિ સિવાય બીજો કોઈ માર્ગ અનુકૂળ છેજ નહિ જ્ઞાન અને કર્મમાર્ગમા કુશળતા મેળવેલી સ્ત્રીઓના દાખલા છે ખરા, પણ તે જુજ છે સ્ત્રીઓનું જીવનજ પ્રથનથી તે છેવટ સુધી પ્રેમમય છે, અને પ્રેમ એ સેવા કે ભક્તિનો આત્મા છે તે કારણથી, દાન, તપ, વ્રત વગેરે કરતાં વધારે સુગમ, રૂચિકર અનુકૂળ અને કલ્યાણકારી માર્ગ એ ભક્તિમાર્ગ છે

એરાણુમા આચાર્યશ્રીની બેઠક આ બાઈના ઘરમા છે આ બાઇને બે પુત્ર હતા તેમનાં નામ જગન્નાથ જોશી અને નરહર જોશી હતા તેઓ મ્હોટા થયેથી વિદ્વાન્ અને ભગવાનના કૃપાપાત્ર ભક્ત થયા હતા. એમની વાર્તાઓ ૮૪ વૈષ્ણવોની વાર્તાઓમા છે. હવે પછીથી પરિક્રમામાં આચાર્યશ્રીએ જગન્નાથ જોશીને ત્યા મુકામ કરેલો તેથી એમના ઘરમા આચાર્યશ્રીની બેઠક છે, અને હાલ સુધી એ બેઠકમાં આચાર્યશ્રીની પાદુકાઓ છે.

પછી આચાર્યશ્રી જુદા જુદા સ્થળોની મુલાકાત લેતા શ્રીડકોર્ષે (ડાકોર) પધાર્યા ત્યાં દ્વારિકેશ (રણછોડજી)ના દર્શન કર્યાં અને ગીતા ભાગવતનાં પારાયણ કર્યાં. ત્યાથી ચાલી ગુજરાતને પાવન

ડાકોર.

કરતા નર્મદાતીર્થે વ્યાસાશ્રમમા પધાર્યા. ત્યાથી વ્યાસજીની આજ્ઞા લેઇને આચાર્યશ્રી ભૃગુકચ્છ (ભરૂચ) પધાર્યા

ભૃગુકચ્છ, ભરૂચ

ત્યાના ભાર્ગવ બ્રાહ્મણોએ આવી આચાર્યશ્રીને પૂછયુ કે હરિ અને હર એક છે કે જુદા છે?

હરિ અને હર વસ્તુતઃ એક પણ સ્વરૂપમાં ભિન્ન છે

ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે જે વખતે જગત્ રચાયું નહોતુ તે વખતે માત્ર બ્રહ્મજ હતુ તે બ્રહ્મને લીલા કરવાની ઇચ્છા થતા તેના એક દેશમાથી આનંદનો કાઈક તિરોભાવ થયો. તેથી બ્રહ્મના બે રૂપ થયા, તેમા એક રૂપ પરબ્રહ્મ અથવા કૃષ્ણ થયું, અને બીજું બૃહત્ અથવા અક્ષર થયુ અક્ષરના પછી બે રૂપ થયા, તેમા એક જ્ઞાનીઓને પૂજવા લાયક અક્ષર બ્રહ્મ અને બીજુ ક્ષર જગત્ થયુ એ જગતની સાથે જગતને સૃજનાર પાલન કરનાર અને સંહાર કરનાર ગુણાભિમાની દેવતા બ્રહ્મા, વિષ્ણુ અને શિવ અથવા હર થયા. એ પ્રમાણે હરિ અને હર વસ્તુત એક છે તો પણ તેમના સ્વરૂપમા અને ગુણમા ભિન્નતા છે હરિ એ ગણિતાનંદરૂપ છે.

આ પ્રમાણેનુ ભાષણ સાભળી તે બ્રાહ્મણો આચાર્યશ્રીને શરણે થયા

ભરૂચમા આચાર્યશ્રીની બેઠક છે

સુરત–અશ્વિની-કુમાર.

પછી આચાર્યશ્રી ત્યાથી તાપી નદીને કાઠે અશ્વિનીકુમાર ક્ષેત્રમા પધાર્યા ત્યા આચાર્યશ્રીએ પારાયણ કર્યુ ત્યા કેટલાએક રૂષિઓ આચાર્યશ્રીનુ કથા–માહાત્મ્ય જાણવાની ઈચ્છાથી તે તાપી નદીમા સ્નાન કરી પવિત્ર વસ્ત્ર ધારણ કરી આચાર્યશ્રીની જમણી બાજુએ બેઠા ત્યા તેઓએ દેવ, ઋષિઓ અને વૈષ્ણવોને ત્યા શ્રવણ કરવા આવેલા જોયા.

આચાર્યશ્રીનું વાક્ચાતુર્ય અને તેજ જોઇને સર્વ ગુર્જરજનો આનંદ પામ્યા અને એમને શરણે થયા.

સુરતમા અશ્વિનીકુમારના ઓવારા ઉપર આચાર્યશ્રીની બેઠક છે.

**દુર્વાસાક્ષેત્ર (ડુમસ)**

સુરતથી આચાર્યશ્રી આગળ ચાલ્યા અને જ્યા તાપી નદી સમુદ્રને મળે છે ત્યા દુર્વાસાક્ષેત્રમા આવી પહોચ્યા આ સ્થળમા આચાર્યશ્રીએ એક યોગીને જોયો તે યોગીનો એક હાથ અને એક પગ સુકાઈ ગયો હતો તે જોઇને આચાર્યશ્રીએ કૃષ્ણદાસને કહ્યુ કે તે કોણ છે તેની તજવીજ કરો ત્યારે કૃષ્ણદાસે તેની પાસે જઈ તેને પુછ્યુ કે આવા નિર્જનવનમાં તમે કેમ રહ્યા છો, અને શા માટે તપ કરો છો?

**યોગીનું વૃત્તાંત**

ત્યારે તેણે જવાબ દીધો કે ભગવાનનાં દર્શન કરવાને તપ કરતા મને બે યુગ વીતી ગયા. શાસ્ત્રમાં ભગવાનને દયાસિંધુ કહ્યો છે પણ હુ ધારૂં છુ કે તે નિર્દય છે, કેમકે આટલા લાંબા વખત સુધી દર્શનને માટે પ્રાર્થના કરી તે મને દર્શન આપતા નથી આ વાત કૃષ્ણદાસે આચાર્યશ્રીને કહી, ત્યારે આચાર્યશ્રીએ તેની પાસે જઈ તેને કહ્યુ કે જો ભગવાનના દર્શનની તમને અપેક્ષા હોય,

**આચાર્યશ્રીનો બોધ**

તો તમે એને માટે ભગવાને જે ઉપાય બતાવ્યો છે તે કરો. જે વસ્તુ મેળવવાને માટે જે કરવુ જોઇએ તે ન કરતા તેથી જુદી રીતનુંજ કામ કરીએ તો જોઈતી વસ્તુ શી રીતે પ્રાપ્ત થાય? ત્યારે તે યોગીએ પુછ્યુ કે ભગવાને દર્શનને માટે શુ કરવાનુ બતાવ્યું છે? ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે ભગવાને સ્પષ્ટ રીતે કહ્યુ છે કે વેદ ભણવાથી, તપથી, જ્ઞાનથી, કે યજ્ઞથી મારા દર્શન થઈ શકતાં નથી. માત્ર અનન્યભક્તિ કરવાથીજ મારા દિવ્ય સ્વરૂપના દર્શન થઈ શકે છે, માટે આ પ્રમાણે કાયાને અને તેમાં રહેલા ઈશ્વરને

કષ્ટ નહિ આપતાં તમે ભાવ સહિત ભગવાનની ભક્તિ કરશો તો ભગવાન્ ખચીત તમને થોડા કાળમા પોતાના દર્શન કરાવશે. કોઈ કાયાને નકામું કષ્ટ આપે, કે મરવાને તૈયાર થાય કે એવોજ બીજો કોઇ તામસી પ્રયોગ કરે, તેથી ભગવાન્ કાઇ ડરી જતા અથવા પ્રસન્ન થતા નથી. તમે બે યુગથી અહી રહ્યાનું કહો છો, પણ એને બદલે બાવન યુગ સુધી આવુ તપ કરો તો પણ ભક્તિ સિવાય ભગવાનના દર્શનની તમારે આશા રાખવી નહિ. જો તમારે ભગવાનના દર્શનની ખરેખર ઇચ્છા હોય તો તમે ભાવસહિત એમની ભક્તિ કરો એ સાભળી યોગી પ્રસન્ન થઈ આચાર્યશ્રીને પગે લાગ્યો અને આચાર્યશ્રીને શરણે થયો

**ભાનુક્ષેત્ર (ભાણુખેતર.)**

પછી આચાર્યશ્રી ત્યાથી ભાનુક્ષેત્ર ( ભાણુખેતર ) ગયા ત્યા એક સુદર જગામા મુકામ કરી આન્હિક તથા પારાયણ કર્યું ત્યા જાણુવત બ્રાહ્મણો આચાર્યશ્રીની પાસે ધર્મ સબધી ચર્ચા કરવા આવ્યા તેઓની સાથે આચાર્યશ્રીએ ઘણા વખત સુધી જુદા જુદા વિષયો ઉપર ચર્ચા કરી- આચાર્યશ્રીએ તેમને ભક્તિનો ઉપદેશ કર્યો અને પોતાનો સિદ્ધાંત સમજાવ્યો

**ગુરૂ.**

ત્યારે તેઓમાના એકે પુછ્યું કે ગુરૂ કેવો કરવો જોઇએ ? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે જે શ્રીકૃષ્ણની સેવામા તત્પર હોય, જેને ભગવાનના તત્ત્વની માહિતી હોય, જે સ્વાર્થ અને દભ રહિત હોય અને જે વેદ ,પુરાણ શાસ્ત્રો વગેરે જાણી તેઓના તત્ત્વને નિરંતર ધ્યાનમા રાખી ભગવાન્ ઉપર દૃષ્ટિ રાખતો હોય, અને જે પોતે તરવાને અને જે તેને શરણે આવે તેને તરવાને સમર્થ હોય તેનેજ ગુરૂ કરવો. ( જુઓ તત્વાર્થદીપ નિબધ સર્વ નિર્ણય પ્ર, ૨૨૭.)

આવું આચાર્યશ્રીનું નિરપેક્ષ અને સ્વાર્થરહિત ભાષણ સાભળી સર્વ બ્રાહ્મણો અને બીજા ત્યા આવેલા હતા તે ઘણો

આનંદ પામ્યા, અને કહેવા લાગ્યા કે આપની જે કીર્તિ અમે બીજાઓને મ્હોડે સાંભળી હતી તે ખરી પડી. આપ સાક્ષાત્ ભગવતસ્વરૂપ છો તેથી અમે આપને શરણે થવાની ઈચ્છા રાખીએ છીએ. ત્યારે આચાર્યશ્રીએ તેમને બીજે દિવસે સ્નાન કરી આવવાનું કહેતા ત્યાના બ્રાહ્મણો અને બીજાઓ બીજે દિવસે આવ્યા, તેમને આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવ્યો; અને ભક્તિ–પુષ્ટિ–માર્ગનું રહસ્ય સમજાવ્યુ કેટલાએકે આચાર્યશ્રીના કં ઉતારી લીધા પછી થોડો સમય કથા વાર્તામાં ગાળ્યા બાદ આચાર્યશ્રીએ ત્યાંથી મુકામ ઉઠાવ્યો

પછી આચાર્યશ્રી ત્યાથી કપિલક્ષેત્રમા પધાર્યા. ત્યા એક સુંદર જગામા મુકામ કરી વેદનું પારાયણ

**કપિલક્ષેત્ર (કવી)** કર્યું, અને ભારતની પૂર્તી કરી. તે વખતે આચાર્યશ્રીની પાસે કપિલ મતના ત્યાંના બ્રાહ્મણો આવ્યા, અને તેમણે આચાર્યશ્રીની સાથે નિરીશ્વર સાખ્ય વિષે વાદ ચલાવ્યો આચાર્યશ્રીએ યુક્તિવડે તે વાદનું ખંડન કર્યું અને છેવટે જણાવ્યુ કે —

**योगसांख्ये धर्महीने विमार्गपरिपोषिते ॥**
**नरकायैव भवतः पश्चात्किंचित्सुखं भवेत् ॥**

નિ. સ. ૨૦૭.

જે સાખ્ય અને યોગ ધર્મમાર્ગથકી રહિત, દુષ્ટ માર્ગે થકી પોષણ થયેલા છે તે નરકના ફલનેજ આપ-

**નિરીશ્વર સાંખ્ય.** નારા છે, નરક ભોગવ્યા પછી જન્માંતરમાં વખતે કિંચિત્ સુખને આપે.

**ज्ञानांगे चित्तरोधे च तौ प्रमाणं न सर्वथा**
**पदार्थतत्त्वनिर्धारे न प्रमाणं कथंचन ॥ २०८ ॥**

અર્થ—જ્ઞાનના અંગભૂત ચિત્તનિરોધમાં સાખ્ય અને યોગ

પ્રમાણુ છે, પણ સર્વ પ્રકારે પ્રમાણુ નથી પદાર્થતત્ત્વના નિર્ધાર-માં તો સાંખ્ય અને યોગ કોઈપણ પ્રકારે પ્રમાણુ નથી (કારણ-કે સાંખ્યમાં દ્વૈતજ્ઞાન છે પણ વસ્તુવિચારે સર્વ અદ્વૈત છે).

આચાર્યશ્રીનુ ભાષણ સાભળી ત્યા આવેલા બ્રાહ્મણ વગેરે એમને શરણે થયા.

ત્યાંથી આચાર્યશ્રી અનેક સ્થળોની મુલાકાત લેતા લેતા શ્રીબહુચરાજી ગયા ત્યાં વામમાર્ગીઓએ મદિરા અને માંસની પ્રશસા કરવા માંડી તેમને શભુએ કહ્યુ કે.—

બહુચરાજી; માંસ ભક્ષણ નિષેધ. नाकृत्वा प्राणिनां हिंसांमांसमुत्पद्यते क्वचित् ।
न च प्राणीवधः स्वर्ग्यस्तस्मान्मांसं विवर्जयेत् ॥

મનુસ્મૃત ૫–૪૮

અર્થ—પ્રાણીઓની હિંસા કર્યા વિના કદી પણ માંસ ઉત્પન્ન થતું નથી, અને પ્રાણીનો વધ કરવાથી સ્વર્ગ પણ મળતું નથી, માટે માંસ સારી રીતે વર્જવુ

ब्रह्महत्या सुरापानं स्तेयं गुर्वङ्गनागमः ।
महान्ति पातकान्याहुः संसर्गश्चापि तैः सह ॥

મનુસ્મૃતિ ૧૧—૫૪

મદિરા નિષેધ. અર્થ—બ્રહ્મહત્યા, મદિરાપાન, ચોરી, ગુરૂપત્નિની સાથે ગમન અને ઉપર કહેલા મહાપાપ કરનારાઓની સાથે સંસર્ગ, આ પાચને મહાપાપ કહ્યાં છે તમે માતાજીને જગતની માતા તરીકે ગણો છો, ત્યારે પ્રાણીમાત્ર તેનાં બાળક છે એમ સમજવું જોઇએ. માતા પ્રાણીઓના માંસથી પ્રસન્ન થાય એમ ધારી શકાતું નથી.

આ પ્રમાણેનું શભુનું ભાષણ સાભળી એ વામમાર્ગીઓ શભુને મારવાને તૈયાર થયા એટલામાં

**અભિચાર અને તેની શાન્તિ.**

લકુટાલોકી અને બીજા શિષ્યોએ તેમને વાર્યા તેથી તેઓ ત્યાંથી પિતૃવન ગયા, અને આચાર્યશ્રી અને તેમના શિષ્યો ઉપર તેમણે અભિચાર ( મારણ ) પ્રયોગ કર્યો, તેથી રાત્રિયે ચારે તરફ દાવાનળ સળગ્યો, અને ભૂતપ્રેતે ચારે તરફથી પથરા ફેંકવા માંડ્યા ત્યારે આચાર્યશ્રીની આજ્ઞાથી શિષ્યોએ શંખનાદ કર્યા, તેથી તમામ ઉપદ્રવ બંધ થયો.

**ત્રગડી.**

પછી ત્યાંથી દ્વારકા તરફ જવાને માટે આચાર્યશ્રીએ મુકામ ઉઠાવ્યો, અને અનેક સ્થળોની મુલાકાત લેતા ત્રગડી ગામ પધાર્યા, ત્યા એક બ્રાહ્મણના ઘર આગળ સુંદર અને વિશાળ ચોતરો હતો તેના ઉપર મુકામ કર્યો. તે બ્રાહ્મણને દશબાર ગાયો અને દશબાર ભેંશો હતી, તેનુ રોજ પાચશેર માખણ થતુ હતું એ બ્રાહ્મણને બે છોકરા હતા; એક દશ વર્ષનો અને એક ત્રણ વર્ષનો. એની સ્ત્રી સમજુ અને વિનયવાળી હતી. આચાર્યશ્રીએ અહીં મુકામ કર્યા પછી તે ધણી ધણીઆણીએ એમનો ઘણો

**પુત્રવત્સલ બ્રાહ્મણને ઉપદેશ.**

સત્કાર કર્યો. આચાર્યશ્રીએ રાત્રે શ્રીમદ્ ભાગવત દશમ સ્કંધમાંથી શ્રીકૃષ્ણના બાળચરિત્રની કથા કરી. તે વખતે આ ધણી ધણીઆણી સાંભળવા આવ્યાં. બીજે દિવસે સવારમાં તે બ્રાહ્મણની સ્ત્રીએ વહેલી ઉઠી વલોણું કર્યું, અને માખણ થયું તે એક [illegible] ઘાલી રસોડા પાસે મુક્યું. પછી ઢોરોને દોહી પાણી ભર[illegible] ત્યાંથી પાણીનો કુવો ઘણો દૂર હતો. એના ગયા પછી એન[illegible] પુત્રો ઉઠ્યા. તે ભ્હેલા ભ્હેલા દાતણ કરી, જ્યાં [illegible] મુક્યું હતું ત્યા ગયા, અને માખણ ખાવા લાગ્યા. એટલામા એમ[illegible] પિતા આવ્યો. આગલી રાતે શ્રીકૃષ્ણ વગેરે માખણ ખાતા હતા એ કથા સાંભળેલી, તે ઉપરથી આ બે છોકરાને જોઈ એના મનમાં તેમના ઉપર શ્રીકૃષ્ણ બળદેવનો ભાવ આવ્યો, તેથી તેણે દોડતા

દોડતા આવી આચાર્યશ્રીને કહ્યુ કે મારા ઘરમા આજ શ્રીકૃષ્ણ અને બળદેવજી પધાર્યાં છે; આપને જોવુ હોય તો પધારો. તેથી આચાર્યશ્રી એમને ઘેર ગયા તો આ બે છોકરાને માખણ ખાતા દીઠા. એ જોઈને આચાર્યશ્રીએ વિચાર કર્યો કે એને શ્રીકૃષ્ણની લીલાનું સ્ફુરણ થયું છે, તો એ ભાવનુ એ પોષણ કરે તો સારૂ એમ ધારી આચાર્યશ્રીએ કહ્યુ કે સ્ત્રીઓનો સ્વભાવ લોભી હોય છે, તેથી આ બેને તારી સ્ત્રી માખણ ખાતા જોશે તો લડશે, માટે તારી સ્ત્રી પાણી ભરવા ગઇ છે તેના સામો જા, અને કહે કે આપણે ત્યા આજ કૃષ્ણ બળદેવ પધાર્યા છે, અને માખણ ખાય છે, માટે તું એને લડની નહિ તે ઉપરથી તે બ્રાહ્મણ તેની સ્ત્રી સામો ગયો અને એને કહ્યુ કે આપણા ચોતરા ઉપર ઉતર્યા છે તે કોઈ મહાપુરૂષ જણાય છે એમની કૃપાથી આપણે ઘેર આજ કૃષ્ણ બળદેવ પધાર્યા છે, અને માખણ ખાય છે, માટે એમને લડીશ નહિ, પણ ઘણા પ્યારથી બોલાવજે. પછી તે સ્ત્રી અને પુરૂષ બને ઘેર આવ્યા ત્યારે તે સ્ત્રીએ, બેડુ પાણિયારાપર મુકી તે છોકરાઓને ઘણા પ્યારથી બોલાવ્યા અને એમના હાથ અને મ્હો ધોવડાવી પ્રભુની પેઠે એમનો સત્કાર કર્યો તે વખતથી એ ધણીધણિયાણી એ બાળકો ઉપર ઘણો પ્યાર રાખવા લાગ્યાં ત્રીજે પહોરે તેઓ આચાર્યશ્રી પાસે ગયા ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે પ્રભુ પ્રાણી માત્રમા બિરાજે છે તેથી સર્વ પ્રાણીઓમા પ્રભુ છે એમ ધારી વર્તવું. સગાવહાલા, આડોશીપાડોશી, ઢોરઢાંક, તમામના ઉપર પ્રેમ રાખવો તે કાંઈ નુકશાન કે ખોટુ કરે તો પણ તેથી ખોટું લગાડવુ નહિ તમામ બનાવો હરિની ઇચ્છાથી બને છે, અને જે પ્રમાણે બન્યા છે તે પ્રમાણેજ બનવા જોઈતા હતા એમ ધારી નિત્ય સતોષમા રહેવુ જેવો પ્રેમ તમે ધણી ધણિયાણી એક બીજાના ઉપર અને છોકરા ઉપર રાખો છો, તેથી અધિક પ્રેમ ભગવાનના ઉપર રાખશો તો ભગવાન્ તમારૂં કલ્યાણ કરશે આચાર્યશ્રીનું આવું ભાષણ સાંભળી તેઓ

ખુશી થયા અને શરણે લેવાની પ્રાર્થના કરતા આચાર્યશ્રીએ એમને બીજે દિવસે શરણે લીધા, અને એમને ભક્તિનું રહસ્ય સારી પેઠે સમજાવ્યું તે દિવસથી તેઓ પ્રભુ પ્રાપ્તિરૂપ સુખ ભોગવવા લાગ્યા

ત્યાંથી આચાર્યશ્રી સિદ્ધાચલ ( સેત્રુંજા–પાલીતાણા ) પધાર્યા. ત્યાં એમના શિષ્યોએ દેવ અને રાજાના જેવી

**સિદ્ધાચલ; જૈન પંડિતોને બોધ.**

વિભૂતિ બતાવી પાલીતાણાની યાત્રાએ ઘણા લોકો આવેલા જોઈ આચાર્યશ્રીએ ગામથી દૂર એક જળાશય આગળ મુકામ કર્યો. આચાર્યશ્રીને સમર્થ પંડિત જાણીને જીન પંડિતો એમની મુલાકાત લેવા આવ્યા શિષ્યોએ તેમને આદરસત્કાર સહિત બેસાડયા. પછી આચાર્યશ્રીની આજ્ઞાથી શંભુએ ધર્મ સંબંધી એમની સાથે વાર્તા ચલાવી.

કેટલાએક વખત સુધી શંભુ અને જીનાચાર્ય વચ્ચે વાત ચાલ્યા પછી આચાર્યશ્રીએ કહ્યું કે—જ્યારે તમે તમારા ધર્મનેજ શ્રેષ્ઠ માનવાની પ્રતિજ્ઞા લેઇ બેઠા છો, અને બીજા ધર્મ તમારા ધર્મથી શ્રેષ્ઠ હોય તો પણ તેને માન આપવાને ના પાડો છો ત્યારે તમારી સાથે ધર્મ સંબંધી ચર્ચા કરવામાં શું ફલ ? જે માણસને ઇશ્વરે દૃષ્ટિ આપ્યા છતાં જોવાનેજ ના પાડતો હોય, તે માણસને અંધારૂ અને અજવાળુ બન્ને સરખાં છે. જે માણસ પોતાની પાસેની વસ્તુ બીજાની વસ્તુ સાથે સરખાવી તે સારી છે કે નઠારી છે તેનો નિર્ણય કરવાનો ઇનકાર કરી પોતાની પાસે છે તેજ સારી છે એમ માને તેને સત્યજ્ઞાન થવાનો સંભવ નથી

જીવકૃત શાસ્ત્રોની આજ્ઞા માનવામા ઘણું જોખમ છે. ગમે એવો જીવ ઊંચી પાયરીએ ચડે તો પણ તે સર્વ રીતે સંપૂર્ણતાને પામતો નથી. તમારા જેવાએ લોકોના અંતરચક્ષુ ઉઘડે એવો બોધ કરવો જોઈએ મૂલે તો જીવ માયારૂપી પડદાથી

અંધ જેવો છે, તેમ છતાં તમે જીવકૃત પડદાઓ એની આગળ ઉભા કરો એટલે તે એવડો આંધળો થાય.

**પ્રભાસક્ષેત્ર.**

ત્યાંથી આચાર્યશ્રી પ્રભાસક્ષેત્રમા પધાર્યા. ત્યા દેહોત્સર્ગ ઉપર મુકામ કરી આચાર્યશ્રીએ કૃષ્ણદાસ મેઘનને કહ્યુ કે આ સ્થળમા યાદવાસ્થળી થઈ હતી, અને અહિથી બળભદ્રજી શેષનું રૂપ ધારણ કરી પોતાના ધામમા ગયા હતા, માટે આપણે અહિ અવશ્ય સપ્તાહ કરવી જોઇએ. તે પછી ત્રિવેણીમા સ્નાન કરી તથા નિત્ય નિયમ કરી શ્રીભાગવતના પારાયણનો આરંભ કર્યો.

**સોમનાથ; શંભુ સાથે વાદ**

પછી ભાગવતનુ પારાયણ કરી આચાર્યશ્રી સોમનાથના દર્શન કરવા ગયા ત્યા સોમનાથના દર્શન કરી નમન કરી એમના દેગમાજ વેદનુ પારાયણ કર્યું આ સ્થળમા એક શંભુ નામના બ્રાહ્મણે આચાર્યશ્રીની પાસે આવી કહ્યું કે તમે બ્રાહ્મણ થઇને વિષ્ણુ માર્ગનાં ચિન્હ કેમ ધારણ કરો છો ? બ્રાહ્મણોએ તો હમ્મેશ શિવનુ આરાધન કરવું જોઇએ

**શિવજીનું સ્વરૂપ.**

ત્યારે આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે શિવજી શ્રીહરિની વિભૂતિ રૂપ છે કેમકે ભગવાન્ શ્રીકૃષ્ણ ગીતાજીમા કહે છે કે **रुद्राणां शंकरश्चास्मि** અર્થાત્ અગિયાર રૂદ્રોમા શંકર એ શ્રીહરિની વિભૂતિ છે

**शिवः शक्तियुतः शश्वत् त्रिलिङ्गो गुणसंवृतः ॥**
**वैकारिकस्तैजसश्च तामसश्चेत्यहंत्रिधा ॥**

ભાગવત ૧૦–૮૮–૩.

**અર્થ:**—શિવજી નિરંતર શક્તિયુક્ત છે અને સાત્વિક, રાજસ અને તામસ એ ત્રણ પ્રકારના અહંકારથી વિંટાયેલા છે

એટલા માટે સત્વપ્રધાન બ્રાહ્મણોએ તામસપ્રધાન દેવની આરાધના કરવી યોગ્ય નથી

**શ્રીહરિની ભક્તિની શ્રેષ્ઠતા.**

શિવજી મોક્ષ આપતા નથી પણ ભોગ આપવાને શક્તિવાન્ છે તેના ઉદાહરણો રાવણ, કુંભકરણાદિ છે આ ભોગ આદિ અને અતલવાળા હોવાથી, જેને મોક્ષની ઇચ્છા હોય તેણે શ્રીહરિનેજ ભજવા જોઇએ. શ્રીહરિની ભક્તિ કરે તેને ગુણાવતાર દેવતાઓની ભક્તિ કરવાનું પ્રયોજન રહેતું નથી.

એ પ્રમાણેનું આચાર્યશ્રીનું ભાષણ સાંભળી તે બ્રાહ્મણ ત્યાંથી ચાલ્યો ગયો

આ સ્થળમાં પ્રભાસથી થોડે દૂર હિરણ્ય નદીને કાંઠે દેહોત્સર્ગ તીર્થ આગળ ગુફામા આચાર્યશ્રીની બેઠક છે. અહિંથી થોડે દૂર સરસ્વતી અને હિરણ્ય મળે છે તે જગા ત્રિવેણીના નામથી ઓળખાય છે.

**માધવ સરસ્વતી.**

પછી આચાર્યશ્રી ત્યાંથી માધવસરસ્વતી પધાર્યા, અને સરસ્વતીમાં સ્નાન કરી જુનાગઢ પધાર્યા.

**ગિરનારે–રૈવતાદ્રિ.**

પછી ત્યાંથી આચાર્યશ્રી રૈવતાદ્રિ (ગિરનાર) પધાર્યા, ત્યાં દામોદર કુંડ ઉપર સ્નાન કર્યું. સ્નાન કરતા દામોદર કુંડમાંથી આચાર્યશ્રીને દામોદરનું સ્વરૂપ પ્રાપ્ત થયું. પછી ત્યાં મુકામ કરી ભારતના મોક્ષધર્મની કથા કરવા માંડી. એ કથા સાંભળવા અશ્વત્થામા આવતા, તેમની સાથે કૃષ્ણદાસને મુલાકાત થઈ. કથા

**ગિરનાર–ગોરખનાથ**

પુરી કરી આચાર્યશ્રી ત્યાંથી ગિરનાર પર્વત ઉપર ચડયા. ત્યાં ગોરખનાથના શિખર નીચે ગોરખના શિષ્યોએ પુછયું કે તમે સિદ્ધ હો તો ગોરખ હાલ કયાં છે તે કહો ? ત્યારે કૃષ્ણદાસે કહ્યું કે સર્વ ઠેકાણે છે; એમ કહી તેણે કોટિ ગોરખનાં સ્વરૂપ બતાવ્યાં.

પછી આચાર્યશ્રી દ્વારકા પાસે મૂલગોમતી છે ત્યા પધાર્યા, અને એક ઝાડ નીચે મુકામ કર્યો ત્યા એક

**મૂલગોમતી**

નન્યાસી આવ્યો ત્યારે આચાર્યશ્રીએ તેને પુછ્યુ કે તમે કોણ છો? ત્યારે તેણે કહ્યુ કે હું મૂલ દક્ષિણનો રહેવાસી, વિષ્ણુસ્વામીના સપ્રદાયનો, બિલ્વમંગળનો શિષ્ય, અને ગૃહસ્થ હતો મારા છોકરા અને બૈરી મરી જવાથી હુ સન્યાસી થયો તે પછી

**સંન્યાસીને બાળલીલાના દર્શનના માર્ગનો ઉપદેશ**

દ્વારકામાં આવી એક એકાત સ્થળમાં સાતસે વર્ષથી રહ્યો છુ અને ભાગવતનો પાઠ કરૂ છુ ચાર વખત કાળ આવ્યો ત્યારે મે મારો પ્રાણ બ્રહ્માડમા ચડાવી દીધો તે પછી કાળ આવવા પામતો નથી પછી મને એક વખત ભગવાને વર માગવાનું કહ્યું, ત્યારે મે બાળલીલાના દર્શન થાય એવુ વરદાન માગ્યું ત્યારે મને ભગવાને કહ્યુ કે શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અહિં પધારશે ત્યારે તે તારો મનોરથ સિદ્ધ કરશે આપ આજ અહિં પધાર્યા છો તો આપ બાળલીલા બતાવવાની કૃપા કરો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે તમે સાધનમા પડી ગયા છો શ્રીભાગવતના પાઠને હરિલીલા જેવાના સાધન તરીકે વાપરો છો તેમ કર્યું ન હોત અને આટલા લાબા કાળ સુધી માત્ર હરિનુ સ્મરણ કર્યું હોત તો તમારી મન કામના ક્યારની પૂર્ણ થઈ હોત પણ સાધન કરવાથી આટલી ઢીલ થઈ ગઇ તમે એક વખત સપ્તાહ સાંભળો એમ કહી આચાર્યશ્રીએ ત્યા સપ્તાહ કરી, તે આ સંન્યાસીએ સાંભળી, ત્યારે એને ગુરૂને શરણે થઈ શ્રીહરિને ભજવાની બુદ્ધિ થવાથી તેણે શરણે લેવાને આચાર્યશ્રીને પ્રાર્થના કરી. આચાર્યશ્રીએ એને સ્નાન કરાવી નામમત્ર આપ્યો પછી ફરીથી એને સપ્તાહ સભળાવી; તે પુરી થઈ ત્યારે આચાર્યશ્રીએ એને કહ્યુ કેઃ—“ આજથી ત્રીજે દિવસે તારો કાળ થશે, અને બીજા જન્મમાં તું કોઇ વ્રજવાસીને ત્યા જન્મ લેશે, અને ત્યા જે

કથા તે સાભળી છે તેનુ નિરતર મનન કરવાથી શ્રીહરિની લીલા તારા જોવામાં આવશે ”

પછી ત્યાથી આચાર્યશ્રી દ્વારકા પધાર્યા ત્યાં ગોમતીના તીરથી થોડે છેટે એક સ્થાન બનાવી રહ્યા.

દ્વારકા

સ્નાનાદિ કર્યા પછી ગોવર્દ્ધ બ્રહ્મચારી આદિ પુરૂષો આચાર્યશ્રીને દ્વારકાધીશના સ્થાનમા લેઈ ગયા ત્યા દેવને નમસ્કાર કરીને સ્તુતિ કરી, હારાદિક અર્પણ કરી, પૂજન કર્યું તે વખતે આચાર્યશ્રીને દ્વારકેશે કહ્યું કે જે શિષ્યોને તમે સ્વીકારેલા છે તે અમારે સ્વીકારવા યોગ્ય છે. આચાર્યશ્રીએ કહ્યુ કે જેમ આપની ઈચ્છા પછી દ્વારકેશને માલા અને ભેટ અર્પણ કરી આચાર્યશ્રી પોતાને મુકામે પધાર્યા.

પછી શારદા મઠમાથી દડી સન્યાસીઓ આચાર્યશ્રીની પાસે આવ્યા, અને તેમણે શ્રીભાગવતના પ્રામાણ્ય વિષે વિવાદ કરવા માડયો. ત્યારે આચાર્યશ્રીએ ચર્ચા સમાપ્ત કતાં જણાવ્યું કે.—

શારદામઠસ્થો સાથે ભાગવતના પ્રામાણ્ય વિષે વાદ

वेदोपनिषदां साराज्जाता भागवती कथा ॥
अत्युत्तमा ततो भाति पृथग्भूता फलाकृतिः ॥

વેદ અને ઉપનિષદોનો સાર ગ્રહણ કરી ભાગવતની કથા રચવામા આવી છે, માટેજ તે વેદ કરતા અતિ ઉત્તમ પ્રમાણરૂપ છે. જેમ ઝાડ કરતા ઝાડનું ફળ વધારે ઉપયોગી છે તેમ વેદ અને ઉપનિષદો કરતા ભાગવત એ વધારે ઉપયોગી છે

વળી ઈતર સ્થળે કહ્યુ છે કે अर्थोऽयम् ब्रह्मसूत्राणाम्; એટલે આ ભાગવતમા વ્યાસ સૂત્રોનો અર્થ બતાવ્યો છે

અનેક પુરાણ રચનાર અને તેથી તુષ્ટિ નહિ પ્રાપ્ત કરનાર વેદવ્યાસને તુષ્ટિ આપનાર અને ભગવદ્ગુણોના ગાનરૂપ શ્રીમદ્ ભાગવત સર્વથી ઉત્તમ અને પ્રમાણરૂપ છે.[1]

---

૧ આ સંબંધી વિશેષ માહીતી માટે જુઓ પાછળ પૃષ્ટ ૩૦ થી ૩૨.

**ગોપીતલાવ** — દ્વારકામા મુકામ હતો તે દરમિયાન આચાર્યશ્રી ગોપીતલાવ પધાર્યા અને ત્યાં પણ થોડા દિવસ બિરાજી કથા કરી.

**રામ સાચોરો** — આચાર્યશ્રી પાછા દ્વારકા પધાર્યા ત્યારે રામ નામનો સાચોરા બ્રાહ્મણનો છોકરો આચાર્યશ્રી પાસે આવ્યો, અને પૂછવાથી તેણે કહ્યુ કે સચ્ચિદાનંદરૂપ હું દેહથકી રહિત છું, તથા ઇશ્વરે લાલિતપાલિત છુ. એ સાંભળી આચાર્યશ્રીએ પ્રસન્ન થઈ એને પુછયું કે આ જ્ઞાન તને ક્યાંથી થયું? ત્યારે તેણે કહ્યુ કે તે મને ઇશ્વિરની ઇચ્છા વડે થયું છે. પછી આચાર્યશ્રીએ એને વ્યવહાર દૃષ્ટિથી એની હકીકત બતાવવા કહ્યું. ત્યારે તેણે તે કહી અને આચાર્યશ્રીને શરણે થયો. આચાર્યશ્રીએ એને પોતાની સાથે રાખી લીધો અને ત્યાથી શંખોદ્ધાર પધાર્યા

**શંખોદ્ધાર** — શંખોદ્ધારમા પણ આચાર્યશ્રીએ થોડા દિવસ મુકામ રાખી પારાયણ કર્યું

અહિ પણ આચાર્યશ્રીની બેઠક છે

**ખંભાળિયામાં પારાયણ અને પ્રેતનો ઉદ્ધાર.** — પછી અન્નકૂટનો ઉત્સવ કરી દ્વારકાથી આચાર્યશ્રી ખંભાળિયે પધાર્યા ત્યા ગામથી થોડે દૂર એક કુંડ પાસે એક શમીવૃક્ષ નીચે મુકામ કર્યો. તે જગા રમણીય હોવાથી આચાર્યશ્રીએ દામોદરદાસને કહ્યુ કે અહિ સપ્તાહ કરીશું. સાજની વખતે ત્યા એક બ્રાહ્મણે આવી દંડવત્ કરી વિનતિ કરી કે મહારાજ રાત્રે અહિં મુકામ રાખશો નહિ, અહિંથી ગામ અડધો કોશ દૂર છે ત્યાં મુકામ કરો. આચાર્યશ્રીએ કહ્યું કે તેનું કારણ શું? ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે અહિં આમલીના ઝાડ ઉપર એક પ્રેત રહે છે તે રાત્રે જે માણસ અહિ રહે છે તેને ખાઇ જાય છે. આચાર્યશ્રીએ કહ્યું કે અમે તો જ્યાં દિવસે રહીયે છીયે ત્યાજ રાત્રિ ગાળીએ છીયે

ત્યારે તે બ્રાહ્મણ દંડવત્ કરી પોતાને ઘેર ગયો. પછી રાત્રિયે આચાર્યશ્રી કથા કહેવાને બેઠા, તે વખતે કૃષ્ણદાસ મેઘન અપર-રસ પીવાને ગયા. તે વખતે પ્રેતે આવી કૃષ્ણદાસની પાસે ડોલવા માડ્યુ, ત્યારે કૃષ્ણદાસે કહ્યુ કે કેમ ડોલે છે ? તારે આવવું હોય તો આવ. હું અહિ ઉભોછુ. ત્યારે તે પ્રેતે કહ્યું કે તમે તો મહાપુરૂષ છો. મારા ઉપર કૃપા કરો તો મારો ઉદ્ધાર થાય, હું ઘણું દુઃખ પામું છુ પછી કૃષ્ણદાસે અપરસ ધોઇ રહ્યા પછી આચાર્યશ્રીને કહ્યુ કે તે પ્રેત આવ્યો છે અને કહે છે કે મારા ઉપર કૃપા કરો. ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે પ્રભુના ચરણોદકનુ જળ લેઈ એના ઉપર છાંટો, તેથી એનો પ્રેતદેહ છુટી જશે. ત્યારે કૃષ્ણદાસે ચરણોદક તે પ્રેત ઉપર છાટ્યુ તે વખતે તે પ્રેતનો દેહ છોડી દિવ્ય સ્વરૂપ ધારણ કરી વિમાનમાં બેસી વૈકુંઠમાં ગયો. તેથી ભગવદીય ગાય છે કે—ચરણોદક લેત પ્રેતકુ તત્ક્ષણ મુક્તિ ભયી

તે પછી આચાર્યશ્રી ત્યા સમાહ કરી આગળ ચાલ્યા.

**નારાયણસર.** ખંભાલિયેથી આચાર્યશ્રી નારાયણસર પધાર્યા ત્યા માર્કંડેય ઋષિના આશ્રમની પાસે એક વૃક્ષ નીચે મુકામ કર્યો અને કથાનો આરંભ કર્યો.

**વાદો, વાલો અને નારાયણ.** આ સ્થળમા વાદો અને વાલો નામના બે પુષ્કરણા બ્રાહ્મણ ભાઈઓ આચાર્યશ્રીને શરણે થયા. તેમને આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવી સેવાની રીત શીખવી. આચાર્યશ્રીએ વાલાનુ નામ બાળકૃષ્ણદાસ અને વાદાનું નામ બાદરાયણદાસ પાડ્યું

પછી આ સ્થળમાં સિંધ દેશના રાજાનો અમાત્ય (કારભારી) પોતાના એક લંગડા પુત્ર નારાયણને લેઈ આચાર્યશ્રીની પાસે આવ્યો તે અમાત્ય તથા તેના પુત્ર નારાયણે આચાર્યશ્રીને સિંધમાં પોતાને ઘેર પધારવા વિનતિ કરતાં આચાર્યશ્રીએ પધારવાની હા કહી. પછી તે પિતા પુત્ર બન્ને આચાર્યશ્રીને શરણે ગયા

ત્યાથી આચાર્યશ્રી પોતાના શિષ્યોની સાથે સિંધ દેશમા પધાર્યા. કેટલેક દિવસે એ નગરઠઠ્ઠે પહોચ્યા

**સિંધમાં પ્રવાસ: હિંગળાજ માતા.** માર્ગમા મળેલા વિરક્ત સૈન્યની સાથે તે શહેરમા પ્રવેશ કરતા આચાર્યશ્રીએ ત્યાના મુસલમાનોને વિસ્મય પમાડયા આચાર્યશ્રીએ નારાયણદાસને ઘેર જઈ મુકામ કર્યો ત્યા નારાયણદાસના કુટુબના બીજા માણસો તથા એ શહેરના બીજા લોકો આચાર્યશ્રીને શરણે થયા તેઓએ અર્પણ કરેલુ દ્રવ્ય આચાર્યશ્રીએ ગ્રહણ કરી સુપાત્ર અને વિદ્વાન્ બ્રાહ્મણોને દાન કરી દીધુ

પછી આચાર્યશ્રી ત્યાથી હિંગળાજ માતા જવા પધાર્યા આ માતાએ જવાનો રસ્તો ઉજ્જડ ને વેરાન હોવાથી તે જડયો નહિ. રસ્તામા લુટારાઓ મલ્યા તે આચાર્યશ્રીનો પ્રભાવ દેખી ભાગી ગયા પછી રસ્તાનો કોઈ ભોમીયો ન મળવાથી આચાર્યશ્રી ત્યાંથી પાછા ફર્યા અને સિંધુ નદીને કાંઠે કાઠે ચાલ્યા

રસ્તે ચાલતા આચાર્યશ્રી યવનોના એક મ્હોટા નગર પાસે આવ્યા ત્યા શિષ્યોએ કરેલો શખનાદ સાભળીને શક જાતના લોકો હથિયાર ધારણકરી આચાર્યશ્રીને રોકવાને આવ્યા તે વખત આચાર્યશ્રીના શિષ્યો અને સાથેના માણસો તેમને સિંહ અને વરાહ જેવા ભયકર દેખાયાં અને આચાર્યશ્રીને તેઓએ તેજના પુજરૂપ દીઠા, તેથી તેઓ ભય પામીને પાછા વળ્યા: અને બનેલી હકીકત તેઓએ તેમના ઉપરીન કહી, ત્યારે તે ઉપરીએ કહ્યુ કે જો દિગ્વિજય કરનાર વલ્લભાચાર્યજી આવ્યા હોય તો મારે માગધબૌદ્ધને સાથે લઈને એમની પાસે ધર્મ-નિર્ણયને માટે જવુ છે, તેથી તમે ખબર કાઢી આવો પછી તેઓ-માના એક બે માણસ હથિઆર છોડી દઈ ખબર કાઢવા ગયા, અને થોડીવારે આવી તેમના ઉપરીને કહ્યુ કે એ શ્રીવલ્લભાચાર્યજ છે

તે પછી તે યવનનો ઉપરી માગધબૌદ્ધને સાથે લેઈ આચા-ર્યશ્રીને મુકામે ગયો, અને થોડે દૂર ઉભો રહી એક શિષ્ય સાથે ખબર કહાવી કે યવન સરદાર અને માગધબૌદ્ધ ધર્મના નિર્ણયને માટે આવ્યા છે શિષ્યે તેમનો સત્કાર કરી આસન આપી બેસાડયા

**હિંસા અને અહિંસા વિષે ચર્ચા**

આચાર્યશ્રીએ એમની બગર અંતર પુછી આવવાનું પ્રયોજન જણાવવા કહ્યું. ત્યારે તે શક સરદારે તથા માગધબૌદ્ધે હિંસા અને અહિંસા વિષે આચાર્યશ્રી સાથે ચર્ચા શરૂ કરી ત્યારે આચાર્યશ્રીએ એક બ્રાહ્મણને મધ્યસ્થ રાખી કહ્યું કે, ધર્મશાસ્ત્રને અનુસરી ચાલે તો બન્નેમા ધર્મ છે અને ધર્મશાસ્ત્ર વિરૂદ્ધ ચાલે તો બનેમા અધર્મ છે.

શ્રીમદ્ભાગવતમા કહ્યું છે કે —

**क्वचिद्गुणोऽपि दोषः स्याद्दोषोऽपि विधिना गुणः ।**
**गुणदोषार्थनियमस्तद्भिदामेव बाधते ॥**

ભા ૧૧—૨૧—૧૬

અર્થ—કોઈ વખત ગુણ હોય છે તે દોષરૂપ થઈ જાય છે, અને દોષ પણ વિધિવડે ગુણ થાય છે આ પ્રકારે ગુણદોષના નિયમ ગુણદોષના ભેદને બાધ કરે છે

**કાગ અને કપોતની નિર્ણય સંબંધી શાખ.**

એ નિર્ણયના પુરાવા માટે આ પાસેના વૃક્ષમા એક કાગડો ને હોલો છે તેને પૂછશો તો તે પશુવ-યોનિમા છે તોપણ તે શાખ પૂરશે. ત્યારે યવન સરદાર, માગધબૌદ્ધ, અને આચાર્યશ્રીના કેટલાએક શિષ્યોને લેઈ તે મધ્યસ્થ બ્રાહ્મણ તે વૃક્ષ પાસે ગયો, અને કાગડાને જોઇ તેણે કહ્યું કે હે કાક, ગુરૂની આજ્ઞાથી હું ફરમાવું છું, કે મનુષ્યવાણી વડે હિંસા અને અહિંસા ધર્મ વિષે તારો જે નિર્ણય હોય તે જણાવ ત્યારે કાગડાએ કહ્યું કે પૂર્વે પારસિક દેશમા હું શક જાતનો સામંત હતો. કોઇ પક્ષીએ મારા શરીરને ઇજા કરી ત્યારે મે મારા ગુરૂ ( મોલવી ) ને તેનું કારણ પુછયું. ત્યારે તેણે કહ્યું કેગીવાજ પ્રમાણે પશુ પક્ષીનો વધ કરવામા પાપ નથી, અને તુ તે પ્રમાણે ચાલતો નથી તેથી પક્ષીએ તને ઘાત કરેલો છે, પછી મે તેના કહેવા પ્રમાણે ઘણા પશુપક્ષીઓની હિંસા કરી પછી મારૂં મરણ થયું, હું નરકમા ગયો. ઘણો કાળ

નરકમા ગાળ્યા પછી હું અપાહિ યોનિયોન પામ્યો અને છેવટે હુ કાગડાનો દેહ પામ્યો છું. અને હવે જ્ઞાન થયુ છે કે યજ્ઞ વગર જે હિસા કરવામાં આવે છે તે દુઃખ આપનારી જ છે, અને તે કારણથી હુ હવે કોઈપણ પ્રાણીની હિસા વગર મારો નિર્વાહ ચલાવું છું.

ત્યાર પછી પાસેના ડાળ ઉપર એક હોલો બેઠો હતો તેને પણ તે બ્રાહ્મણે એજ પ્રમાણે પુછ્યુ. ત્યારે તેણે કહ્યું કે ગુર્જર દેશમા હું એક ક્ષત્રી હતો. મે ઘણા યજ્ઞ કર્યા. પણ તેમાં નિર્દય પશુઘાતને જોઈ અને બહુ ગ્લાનિ ઉત્પન્ન થઈ પછીતે ધર્મ છોડીને મે જીનધર્મનો સ્વીકાર કર્યો. યજ્ઞમાં દયાનો અભાવ છે એમ જાણી જીનધર્મમા રહેતા મે યજ્ઞ કરવા છોડી દીધા, અને સ્નાનદાનાદિનો ત્યાગ કર્યો, અને હુ સાધુને વેષે ફરવા લાગ્યો એક દિવસ મને પગે કાટો વાગવાથી ધારેલે મુકામે જઈ શક્યો નહિ, તેથી એક ગાયોના વાડા પાસે રાત્રે સૂઈ રહ્યો એ વાડામા પુષ્કળ ઢોર હતાં અને એમનુ રક્ષણ કરવાને તેમા થોડા માણસો પણ સૂઇ રહ્યાં હતા. એ વાડાની વાડ મજબુત અને ઉંચી હતી થોડી રાત ગઈ એટલે એ વાડાના માલીકે આવી એ ઝાંપો બધ કરી બહારથી સાકળ અડકાવી રાત્રિયે એ વાડાની વાડ સળગી તેથી અદરના માણસો તથા પશુઓ બળવા લાગ્યાં તેઓએ મને બૂમ પાડી વાડાની સાકળ ઉઘાડવાનુ કહ્યું રાત્રયે ચાલવાથી જતુ મરશે એમ ધારી મે સાકળ ઉઘાડવાની ના પાડી તેથી એ વાડામાના કેટલાએક માણસો અને પશુઓ બળી મુવા પ્રાત:કાળમા રાજાએ એ વાત જાણી ત્યારે મને પકડાવી મગાવી મારા પગમાં બેડી ઘાલીને મને કેદ કર્યો. પછી હું કેદ-માજ મરણ પામ્યો અને આ અવતાર હું હોલો થયો છુ. ત્યારથી મારા સમજવામા આવ્યું કે શાસ્ત્રમા નહિ કહેલી અહિસાથી પણ ધર્મ થતો નથી.

આ પક્ષીઓના વૃત્તાંત રૂપ નિર્ણય સાંભળી યવનને ખાત્રી થઇ કે હું પશુપક્ષીઓની હિસા કરૂં છું તે ખોટું છે. તેમજ

બૌદ્ધને પણ ખાત્રી થઈ કે અહિંસાની બાબતમા પણ વિવેકબુદ્ધ અને ધર્માધર્મપ્રદર્શનની જરૂર છે.

**યવન સરદાર અને માગધબૌદ્ધનું આચાર્યશ્રીને શરણે થવું.**

પછી તે યવન અને બૌદ્ધ પોતપોતાનો ધર્મ શાસ્ત્રવિરુદ્ધ છે એમ જાણી આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ તેમને કહ્યું કે આ મધ્યસ્થ બ્રાહ્મણની સાથે રહી તમારે ઈશ્વરભજન કરવુ અને અયોગ્ય આચરણ કરવું નહિ.

પછી આચાર્યશ્રીની રજા લઈ પોતાના માણુસોને તથા ગૌરપાર્શ્વનાથની યાત્રાએ જતા યાત્રાળુઓને છોડી દઈને માગધબૌદ્ધ તે બ્રાહ્મણ સાથે ચાલ્યા. યવન દ્વારકામાં આવ્યો અને આર્યખાન નામ રાખી હિંસારહિત નિર્વાહ કરતાં ગાય, બ્રાહ્મણ તથા અતિથિની સેવા કરવા લાગ્યો અને વૈષ્ણવ તરીકે ખ્યાત થયો.

માગધબૌદ્ધ નારાયણ સરોવર ગયો અને શુદ્ધ ભગવદ્ભક્ત થયો ત્યાથી આચાર્યશ્રી ચાલ્યા અને

**રહુગણપુર (રોહરી.)**

રહુગણ રાજાના પુરમા આવ્યા.

રોહરી એ સિંધમાં ખૈરપુરની ઉત્તરે છે. રહુગણ રાજાની કથા શ્રીમદ્ભાગવતમાં છે.

**પ્રલ્હાદ પર્વત.**

પછી જ્યા નૃસિંહજીનું પ્રાકટ્ય થયુ હતું ત્યા એટલે પ્રલ્હાદ પર્વત આગળ આચાર્યશ્રી આવી પહોંચ્યા. ત્યાં પાંચ નદીઓ [પંચનદી] માં સ્નાન કરી, ત્યાંના માણુસોને વૈષ્ણવી દીક્ષા આપી આગળ ચાલ્યા

**રૈવાલસર.**

ત્યાંથી આચાર્યશ્રી રૈવાલસર પધાર્યા. ત્યા વિરક્ત સૈન્યનાં માણુસોને મોકલી આચાર્યશ્રીએ કેટલાએક બ્રાહ્મણોને બોલાવ્યા, અને તેમને ભોજન કરાવ્યું.

આ સ્થળમાં પશ્ચિમ દિશાની યાત્રા પૂર્ણ થઈ.

# પ્રકરણ ૧૨ મું.

## ઉત્તર તથા પૂર્વ યાત્રા—પ્રથમ પરિક્રમાની સમાપ્ત.

**યમુનાનાં મુળ.**

પછી આચાર્યશ્રી ત્યાથી યમુના નદી જે કલિન્દ પર્વતમાથી નીકળે છે ત્યા ગયા ત્યા યમુનામા સ્નાન કરી યાત્રા કરતા કરતા કુરૂક્ષેત્રમા પધાર્યા

**કુરૂક્ષેત્ર.**

આ ક્ષેત્રની યાત્રા કરી ભાગવતની કથા થોડાએક દિવસ સૂધી કરી તે સાભળવાને જગદાનદ અને વાસુદેવ નામના પડિતો, તથા ભાગવતમા પ્રવીણ રામાનદ અને શકગનદ આવતા તેઓ આચાર્યશ્રીની કથા—રહસ્ય સમજવવાની અનુપમ શૈલીથી તથા કથન દરમ્યાન પ્રભુ પ્રતિના તેમના દૃષ્ટિગોચર થતા ભક્તિભાવથી તેઓ ઘણો આનદ પામ્યા અને આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ પોતાનો સિદ્ધાન્ત તેમને સમજાવ્યો અને હરિની સેવાનો બોધ કર્યો

**હરદ્વાર, હૃષીકેશ, ત્રિહરિ, ગંગાવતરણ, વ્યાસગંગા, રૂદ્રપ્રયાગ.**

કુરૂક્ષેત્રથી આચાર્યશ્રી 'હરદ્વાર પધાયા ત્યાથી તપોવન અને હૃષીકેશ થઇને ગગાજી ઉતરી ત્રિહરિ ગયા ત્રિહરિના રાજાએ આચાર્યશ્રીનો સારો સત્કાર કર્યો. પછી આચાર્યશ્રી ગગાવતરણ ગયા ત્યા ભગીરથ શિલા જોઇ ત્યા પોતાની સાથે આવનારને રાખી આચાર્યશ્રી કૃષ્ણદાસને લઈ ગગાજીનો ઉદ્ભવ જોવા

---

જગદાનંદ અને રામાનદ બન્ને કુરૂક્ષેત્ર (પાણીપત) ની ઉત્તરે સ્થાનેશ્વર છે ત્યાના રહીશ હતા ૮૪ વૈષ્ણવોની વાર્તામા જગદાનંદની વાર્તા ૪૭ મી અને રામાનદની વાર્તા ૫૬ મી છે

**લક્ષ્મણઝોલો.** પધાર્યા. તે સ્થળ જોઈ આચાર્યશ્રી લક્ષ્મણ-આંદોલ પધાર્યા ત્યાંથી વ્યાસગંગાદિ માર્ગથી ચાલતાં રૂદ્રપ્રયાગ પધાર્યા. પછી ત્યાંથી આચાર્યશ્રી ગુસકાશીમાં પધાર્યા, અન ત્યાના પુસ્તકાલયના ગ્રંથો જોયા.

**કેદાર.** ત્યાંથી આચાર્યશ્રી કેદાર પધાર્યા. ત્યાંના દેવોનાં દર્શન કરી આચાર્યશ્રી બેઠા હતા તે વખતે જ્યોતિર્મઠ અને ઉખીમઠના યાયાવરો આચાર્યશ્રીની સાથે વિદ્યાના વિષયમાં વાદ કરવા આવ્યા. આચાર્યશ્રીએ એમનો સ્વલ્પમાં પરાભવ કર્યો.

**કેદાર બદરીનાથ.** કેદારનાથથી આચાર્યશ્રી નારાયણપદ ગયા. ત્યાં બદરીનાથ તથા વ્યાસની સ્તુતિ કરી. નારદજી અને ઉદ્ધવજીનો અત્રે સાક્ષાત્ સમાગમ થયો.

**વ્યાસજીનાં દર્શન અને સંલાપ.** વ્યાસજીનો આશ્રમ નજીક આવ્યો ત્યારે કૃષ્ણદાસને આચાર્યશ્રીએ એક સ્થાનમા ઉભા રાખ્યા, અને પછી પોતે વ્યાસજીના આશ્રમમાં ગયા. ત્યાં ભાગવત દશમસ્કંધના કામબાહુ એ શ્લોકનું વ્યાખ્યાન ત્રણ દિવસ સુધી આચાર્યશ્રીએ કર્યું, પછી વ્યાસજીની સાથે બ્રહ્મવાદ સબંધી વાતચીત કરી, આચાર્યશ્રી જ્યા કૃષ્ણદાસ મેઘન હતા ત્યાં આવ્યા. કૃષ્ણદાસ આ જગામાજ આચાર્યશ્રી આવ્યા ત્યાં સુધી રહ્યા હતા સ્વામીની આજ્ઞા પાળવા વિશેનો પ્રેમ જોઈ આચાર્યશ્રી એમના ઉપર ઘણા પ્રસન્ન થયા.

વ્યાસાશ્રમથી આચાર્યશ્રી શોણશૃંગ, નંદ
**શોણશૃંગ, નંદપ્ર- યાગ, કર્ણપ્રયાગ, ગઢ સંભલગ્રામ.** પ્રયાગ, અને કર્ણપ્રયાગ માર્ગથી, ચાકચિક્ય યોગ, કર્ણપ્રયાગ, ગઢ ઉતરીને સંભલગામમાં આવ્યા. ત્યાં કલ્કી-ચાકચિક્ય, સંભ સ્થાનની મુલાકાત કરી.

**કનોજ.**

ત્યાંથી આચાર્યશ્રી કાન્યકુબ્જ (કનોજ) પધાર્યા. આ સ્થળમા ગંગાજીના તટ ઉપર આચાર્યશ્રીએ મુકામ કર્યો.

**દામોદરદાસ સંભલ-વાળાને તામ્રપત્રનો અર્થ સમજાવ્યો.**

આ મુકામ ઉપર દામોદરદાસ સંભલવાળા આચાર્યશ્રીની પાસે આવ્યા. દામોદરદાસને એક તામ્રપત્ર પ્રાપ્ત થયુ હતુ. તેમાં કેટલીએક આકૃતિઓ હતી, અને તે નીચે લખ્યું હતું કે:—આ તામ્રપત્રમાંની તમામ આકૃતિઓનુ એકીકરણ કરી જે યથાર્થ અર્થ સમજાવી શકે તેને શરણે જવુ એ તામ્રપત્ર દામોદરદાસે ઘણા વિદ્વાન પંડિતો, આચાર્યો, સ્વામી સન્યાસીઓને બતાવ્યુ પણ કોઇ એનો યથાર્થ અર્થ બતાવી શક્યો નહોતો ત્યારે દામોદરદાસ તે લઇને આચાર્યશ્રીની પાસે આવ્યા.

આચાર્યશ્રીએ તે તપાસીને કહ્યું કે આ ગીધ અને સ્રીના જેવી આકૃતિઓ છે તે પૂતના છે, તે અવિદ્યાનું રૂપ છે. આ જોડની આકૃતિ છે તે ધેનુક રાક્ષસની છે, તે દેહાધ્યાસનું રૂપ છે આ કેશી દૈત્ય છે તે ઇન્દ્રિયાધ્યાસ છે. આ પ્રલંબાસુર એ અંતઃકરણાધ્યાસ છે. આ દાવાનળનું ચિત્ર છે તે પ્રાણાધ્યાસ છે. આ સામી મૂર્ત્તિ છે તે શ્રીકૃષ્ણની છે. તે અવિદ્યા (પૂતના), દેહાધ્યાસ (ધેનુક), ઇન્દ્રિયાધ્યાસ (કેશી), અને અંતઃકરણાધ્યાસ (પ્રલંબ) એ બધાનો વધ કરે છે અને પ્રાણાધ્યાસ (દાવાનળ) નું પાન કરે છે. આ પાસે સર્પ છે તે કામ અને ક્રોધનું રૂપ છે. તેના ઉપર શ્રીકૃષ્ણ નાચે છે. અર્થાત જ્યારે ભગવાનનો પ્રાદુર્ભાવ થાય છે ત્યારે કામ અને ક્રોધનું બળ ચાલતું નથી આ ગોળાકાર છે તે બ્રહ્મનું ચિન્હ છે, અને તે બ્રહ્મવાદની નિશાની છે. આ શ્રીકૃષ્ણની સામે જે આકૃતિ છે તે ભક્તિની છે, તેના તરફ શ્રીહરિ પ્રસન્ન વદનથી જુએ છે. ભક્તિની પાસે બે છોકરાં છે તે તેના પુત્ર જ્ઞાન અને વૈરાગ્ય છે. તે એમ સૂચવે છે કે ભક્તિ થવાથી જ્ઞાન

અને વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. આ હાથના પંજામાં આ રેખા દીર્ઘ આયુષ્યની, આ સાધુપણાની અને આ ઐશ્વર્યની છે. પાસે ભક્તિનું ચિત્ર છે તે ઉપરથી જણાય છે કે ભક્તિયુક્ત વ્યક્તિ દીર્ઘ આયુષ્ય ભોગવનાર, સાધુ અને સર્વ પ્રકારના ઐશ્વર્ય સંપન્ન થાય છે.

એ પ્રમાણે ચિત્રરહસ્યનું દાન ગ્રહણ કરી, દામોદરદાસ કુટુંબ સહિત આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ બ્રહ્મસંબંધ કરાવી એમને શ્રીદ્વારકેશજીની સેવા કરવાની આજ્ઞા આપી.

**નૈમિષારણ્ય.**[1]

**ભક્તિ-રહિત જ્ઞાન શોભે નહિ.**

પછી આચાર્યશ્રી ત્યાંથી બ્રહ્માવર્તમાં થઇ નૈમિષારણ્યમાં પધાર્યા. ત્યાં જે ઋષિઓ હતા તેમને નૈષ્કર્મ્યમપ્યચ્યુતભાવવર્જિતં ભા ૧–૫–૧૨, એ પદનું આચાર્યશ્રીએ ત્રણ પ્રહર સુધી વ્યાખ્યાન કરતાં કહ્યું કે—ભક્તિસહિત જ્ઞાનાદિકને વિષે ફલની સિદ્ધિ થવાથી સંદેહ થાય છે કે તે ફલ જ્ઞાનનું થયું કે ભક્તિનું થયું? તેને માટે કેવળ જ્ઞાનનો (ભક્તિરહિત જ્ઞાનનો) નિર્ણય કરવામાં આવે છે. સાંખ્ય અથવા વૈદિકજ્ઞાન ભગવદ્ભક્તિ રહિત શોભતું નથી જેમ દીપના પ્રકાશથી દીપયુક્ત ઘરની શોભા અને અંધકારની નિવૃત્તિ છે તેમ જ્ઞાનથી જ્ઞાનવાનની શોભા છે, અને અજ્ઞાનની નિવૃત્તિ છે. પરંતુ સૌંદર્યવતી સ્ત્રી જો પ્રેમ રહિત હોય તો તે ઇચ્છિત ફળ આપતી નથી, તેમ ભક્તિરહિત જ્ઞાન પણ ઇચ્છિત ફળ આપતું નથી. નિરીશ્વરસાંખ્ય મતમાં ઇશ્વરના અભાવને લીધે ભક્તિ નથી, તેથી તેમાં નિરૂપણ કરવા યોગ્ય અર્થમાં શ્રદ્ધા માત્ર છે. સેશ્વરસાંખ્યમાં પણ સગુણ ઇશ્વરજ છે. વૈદિક જ્ઞાનમાં પણ યજમાનાદિકને, દેવતાના આવેશને અભાવે, તે જ્ઞાનનું લૌકિકત્વ હોવાથી, જ્ઞાન થવામાં સર્વ સાધનની અપેક્ષા કહી છે, તેથી અંતઃકરણની શુદ્ધિને માટે

---

૧ ગોમતી નદીની પાસેના વનને નૈમિષારણ્ય કહે છે.

ભક્તિની અપેક્ષા છે. માટે અવિદ્યા નિર્વર્તક જ્ઞાન સર્વ શાસ્ત્રમાં કહેલું છે; તેના સ્વરૂપમાં અથવા ફલમા ઉપકારિણી ભક્તિજ છે. ભક્તિ વગર જ્ઞાનનું સ્વરૂપ અથવા ફલ સિદ્ધ થતું નથી

**કર્મ પણ ભક્તિની અપેક્ષા રાખે છે.**

કર્મ પણ ભક્તિની અપેક્ષા રાખનારૂં છે. કર્મ ત્રણ પ્રકારનું છે:—૧ કામનાથી કરેલું કર્મ; ૨ જ્ઞાનાંગકર્મ અને ૩ ઈશ્વરાધનકર્મ. તેમાં કામનાથી કરેલું કર્મ સાધન તથા ફળ કાળમાં ક્લેશરૂપ હોવાથી ભક્તિ વિના પુરૂષાર્થરૂપ થતું નથી, જ્ઞાનાંગકર્મની ભગવાનને અર્પણ કર્યા સિવાય જ્ઞાનાગવાજ થઈ શકતી નથી, અને ઈશ્વરને વિષે અર્પણ કરેલું કર્મ લૌકિક કર્મની પેઠે સંસાર ઉત્પન્ન કરતું નથી તો પણ તે ભક્તિ વગર શોભતું નથી. એ રીતે સર્વ કર્મને ભક્તિની જરૂર છે

**અયોધ્યા.**

પછી ત્યાંથી આચાર્યશ્રી અયોધ્યા પધાર્યા ત્યા રામાયણ સપ્તાહ કરી હનુમાનજીને વિસ્મય પમાડી આગળ ચાલ્યા.

**પ્રયાગ.**

પછી આચાર્યશ્રી પ્રયાગ આવ્યા ત્યા વેદનું પારાયણ કર્યું. આ સ્થાનમા આચાર્યશ્રીના કાકાના પ્રતિપક્ષીઓ વિવાદ કરવા આવ્યા તેમને આચાર્યશ્રીએ વિવાદમા હરાવ્યા. પછી આચાર્યશ્રીએ તેમને ધર્મોપદેશ કર્યો, તેથી એઓમાંથી ગદ નામનો માણસ આચાર્યશ્રીનો શિષ્ય થયો.

**વિંધ્યાદ્રિ.**

પછી આચાર્યશ્રી ત્યાંથી આગળ ચાલ્યા અને વિંધ્યાદ્રિ આવ્યા. આ સ્થળમાં ઉત્તરયાત્રા પૂરી થઈ.

પછી આચાર્યશ્રી ત્યાંથી કાશી પધાર્યા. ત્યાં ચાર દિવસ રહી કથા કરી અને ત્યાંથી શિવગયા પધાર્યા.

શિવગયામા રાત્રિયે કથા પુરી થયા પછી, એક રાજાએ આચાર્યશ્રીની પાસે આવી કહ્યું કે મારો ભાઇ પ્રેત થયો છે અને મારી રાણીને વળગ્યો છે. તેને પ્રેત યોનિમાંથી છોડાવવા મે આઠવાર શિવગયાની યાત્રા કરી, પણ તે પ્રેત મારી સ્ત્રીને છોડતો નથી. ત્યારે કૃષ્ણદાસે પુછયુ કે પ્રેત ક્યારે આવે છે. રાજાએ ઉત્તર આપ્યો કે એક પહોર પછી આવશે. કૃષ્ણદાસે કહ્યું કે જે સ્ત્રીને પ્રેત આવતો હોય તેને અહિં બોલાવો ત્યારે રાજા પોતાની સ્ત્રીને ત્યાં બોલાવી લાવ્યો થોડીવારે તે સ્ત્રીને પ્રેત આવ્યો, ત્યારે તે સ્ત્રીએ કહ્યુ કે મારૂં રક્ષણ કરો ! રક્ષણ કરો ! ત્યારે કૃષ્ણદાસે તે પ્રેતને કહ્યુ કે તું શેની ઇચ્છા કરે છે ? ત્યારે તે પ્રેતે ઉત્તર આપ્યો કે.–

**શિવગયા. પ્રેતનો ઉદ્ધાર.**

હું આ રાજાનો મ્હોટો ભાઇ છુ મે એક વેશ્યા રાખી હતી તેને વિષે એક પુત્ર ઉત્પન્ન કરેલો છ, તેને મારૂં રાજ્ય આ શું હતું; પણ આ મારા ભાઇએ બળથી રાજ્ય છીનવી લીધુ તેથી મરણ પામ્યા પછી હું પ્રેતયોનેને પામ્યો છુ મે દ્રોહને લીધે આ રાજાના સાત પુત્રોને હણ્યા છે, હવે તેની સ્ત્રીનો નાશ કરવા માગુ છું મારા પુત્રને રાજ્ય તો શું પણ કાંઈ ગુજરાનનું સાધન કરી આપ્યુ નથી જો તેના ગુજરાનનો યોગ્ય બંદોબસ્ત કરી આપે તો હુ જાઉં ત્યારે રાજાએ તે છોકરાના ગુજરાનનો યોગ્ય બંદોબસ્ત કરી આપવાનું વચન આપ્યું. પછી તે પ્રેતે પ્રેતદેહ છોડી દીધો અને તે દિવ્યરૂપ ધારણ કરી પોતાના ભાઇને અભયવચન આપી આચાર્યશ્રીને નમસ્કાર કરી, ઊર્ધ્વગતિને પામ્યો. પછી એ રાજા રાણી આચાર્યશ્રીને શરણે થયા. આચાર્યશ્રીએ તેમને કહ્યું કે જ્યાં ભગવાનનું નામ લેવાતું હોય ત્યા ભૂત પ્રેતનો પ્રવેશ થતા નથી તમે આઠવાર શિવગયાની યાત્રા કરી તેને બદલે ઘેર બેઠાં ભગવાનનુ નામ લીધું હોત તો પ્રેતનો સ્પર્શ પણ થાત નહિ. જે ભગવાનનું નામ લેતો નથી તેનો દેહ પ્રેતવત્

સરખો છે, અને તે કારણથી એવા મલીન દેહમા પ્રેત પ્રવેશ કરી શકે છે. હંમેશ ભગવાનનું નામ દેઈ દેહમાં રહેલી મલીનતા કાઢી નાખવામાં આવે તો કદી પ્રેતનો પ્રવેશ થઈ શકે નહિ. તમે તમારા ભાઈના છોકરા પાસેથી રાજ્ય છીનાવી લીધુ તો ભલે, પણ હવે તે છોકરાના ગુજરાનનુ તમે વચન આપ્યુ છે તે પ્રમાણે બંદોબસ્ત કરજો.

**મણિકર્ણિકામાં પુરૂષોત્તમદાસની શરણાગતિ.**

એ પ્રમાણે બોધ આપી બીજે દિવસે આચાર્યશ્રી મણિકર્ણિકા પધાર્યા અને ત્યા એક દિવસ રહ્યા આ સ્થળમા કૃષ્ણશ્રેષ્ઠિનો પુત્ર પુરૂષોત્તમદાસ ત્યાં આવ્યો તેણે આચાર્યશ્રીને પ્રણામ કરી કહ્યું કે ઘણા દિવસ થયા હું આપના દર્શનની રાહ જોઉં છું આ વખત મારે ઘેર પધારવાની કૃપા કરો અને મને શરણે લ્યો. તે ઉપરથી આચાર્યશ્રીએ તેને સ્નાન કરાવી મંત્ર અને માલા આપી, અને એને માર્ગનીરીત બતાવી. ઘેર જઈ સેવા કરવાને માટે એને માથે શ્રીમદનમોહનજીની સેવા પધરાવી અને એની સ્ત્રી, નોકર, સઘળા સંબંધીઓ વગેરેને આચાર્યશ્રીએ ભક્તિ વિષે ઉપદેશ આપ્યો.

**ગોમતીસંગમ.**

પછી આચાર્યશ્રી ત્યાંથી ગોમતીસંગમ ઉપર આવ્યા ત્યાં મુકામ કર્યા પછી, પ્રીતિવડે બંધાએલા, અને નૃત્ય અને ગાનમા તત્પર એવા, કોઇ સ્ત્રીપુરૂષ આચાર્યશ્રીની પાસે આવ્યા. તેમા પુરૂષ શુક્લ વર્ણનો હતો અને સ્ત્રી શ્યામવર્ણની હતી. તેઓએ આચાર્યશ્રીને કહ્યું કે અમો નિરપરાધી છતાં રાજાના સેવકો અમારી કેડે પડયા છે અને અમને પકડવા આવે છે, અમો શરણાર્થી છીએ; તેથી આપ અમારૂં રક્ષણ કરો. ત્યારે આચાર્યશ્રીની કૃપાથી તેઓનો વર્ણ બદલાઇ ગયો, અને સ્ત્રી શુક્લવર્ણની અને પુરૂષ શ્યામવર્ણનો દેખાવા લાગ્યો. એટલામા તેમને પકડવા આવનાર રાજાનાં માણસો આવ્યાં. તેઓ આ સ્ત્રી પુરૂષના રૂપનું અવળા-

પણું જોઇ તેમને પકડ્યા સિવાય ત્યાંથી ગયા. પછી બન્ને ધણી ધણિયાણી આચાર્યશ્રીને શરણે થયાં આચાર્યશ્રીએ તેમને શ્રીકૃષ્ણનોજ આશ્રય લેવાનો બોધ આપ્યો અને કહ્યું કે એમના કરતા લૌકિક રાજાઓ વધારે બળવાન્ નથી; માટે તમારે કોઇ રીતનો ભય રાખ્યા વગર ભક્તિજ કરવી. તમારા દેશનો રાજા તમારા ઉપર બુરી નજરથી જોતો હોય તો, બ્હેતર છે કે તમારે તે દેશ છોડી કોઇ નિર્ભય સ્થળમા રહેવું. આ ઉપદેશ સાંભળી તેઓએ વૃંદાવન જઇ હરિની ભક્તિ કરવાનો ઠરાવ કર્યો. આચાર્યશ્રીની પાસે આવેલા કેટલાએક વૈષ્ણવો વૃંદાવન જવાના હતા તેમની સાથે તે સ્ત્રી પુરૂષ આચાર્યશ્રીની આજ્ઞા લેઈ વૃંદાવન ગયા.

**શોણનદી, હરિહર ક્ષેત્ર (હાજીપુર ?) ભગવાનદાસ સારસ્વત.**

પછી આચાર્યશ્રી ત્યાંથી શોણનદીને કિનારે આવ્યા, ત્યાં હરિહરક્ષેત્ર (હાજીપુર)ને વિષે સારસ્વત બ્રાહ્મણ ભગવાનદાસનો અનુગ્રહ કર્યો ભગવાનદાસે આચાર્યશ્રીની પાદુકા માગવાથી આચાર્યશ્રીએ એને પાદુકા આપી.

**ગયા ગંગાસાગર**

પછી આચાર્યશ્રી ત્યાથી ગંગાજી ગયા. ત્યા વિષ્ણુપાદનું પૂજન કરી એક પ્રેતનો ઉદ્ધાર કર્યો ત્યાથી વૈદ્યનાથ મહાદેવને નમસ્કાર કરી ત્યાંથી આચાર્યશ્રી ગંગાસર ગયા.

ગંગાસાગરમાં આચાર્યશ્રીએ ભાગવતનું પરાયણ કર્યું અને કપિલદેવનાં દર્શન અને સ્તુતિ કર્યા.

**વૈતરણી.**

પછી આચાર્યશ્રી ત્યાંથી આગળ ચાલ્યા અને વૈતરણી નદીને કિનારે આવ્યા. આ સ્થળના પુરોહિતોએ આવી આચાર્યશ્રીને કહ્યું કે આ સ્થળમાં કાળી ગાય આપવાનું ઘણું માહાત્મ્ય છે. ત્યારે

**કાળી ગાયનું દાન.**

શંભુએ પુછયું કે અહીં કાળી ગાય મળે છે? ત્યારે તેઓએ હા કહી, ત્યારે શંભુએ તેમને કાળી ગાયો લાવવાનું કહ્યુ. ત્યારે તેઓ લેવા ગયા પણ માત્ર એક કાળી ગાય મળી. ત્યારે શંભુએ કહ્યું કે તમારા બધાની વચ્ચે એક ગાય કેમ અપાય માટે તમે જેટલા પુરોહિતો છો તેટલી ગાયો લાવો ત્યારે તેઓએ કહ્યું કે એટલી કાળી ગાયો મળતી નથી પણ હમે તજવીજ કરીશું પછી તે પુરોહિતો ગયા પણ કાળી ગાયો મળી નહિ તેથી દરેક અકકેક ધોળી ગાય લાવ્યા એ ગાયો આચાર્યશ્રીની પાસે આવી ત્યારે કાળી થઇ ગઇ આચાર્યશ્રીએ દરેક પુરોહિતને અકકેક ગાય આપી. પુરોહિતો આ ગાયો કાળી થઇ ગઇ તે જોઇ આશ્ચર્ય પામ્યા અને આચાર્યશ્રીને શરણે થયા પછી પુરોહિતોએ લીધેલી ગાયો તેમણે બીજાને આપી દીધી.

**વિજ્યામાના અને ભુવનેશ મહાદેવ.**

પછી ત્યાંથી આચાર્યશ્રીએ મુકામ ઉઠાવ્યો અને રસ્તામા વિજ્યામાના અને ભુવનેશ મહાદેવનો રસ્તો લીધો થોડાએક રોજમા આચાર્યશ્રી જગન્નાથપુરીમાં આવી પહોચ્યા તે દિવસે એકાદશી હતી.

**જગન્નાથ.**

જગન્નાથજીમાં મુકામ કરી સ્નાનાન્હિકથી પરવારી આચાર્યશ્રી જગન્નાથજીનાં દર્શન કરવાને પધાર્યા મંદિરના આવતાંવેત એક વૈષ્ણવે એમના હાથમાં જગન્નાથજીનો સખડીપ્રસાદ આપ્યો. આચાર્યશ્રીએ તે દિવસે એકાદશી કરી હતી તેથી એ પ્રસાદ ખવાય એમ નહોતો, તેમજ પ્રસાદનો અનાદર કરવો એ પણ એમને સારૂં ન લાગ્યું, તેથી એ પ્રસાદને

**પ્રસાદસ્તુતિ.**

જમણા હાથમાં ધરી રાખી. જગન્નાથજીની અને એમના પ્રસાદની સ્તુતિ કરી અને એ

# પ્રકરણ ૧૫ મું.

## ત્રીજી યાત્રા પછીનો વૃત્તાન્ત.

કાશીમાં યાત્રાંતે ત્રીશહજાર બ્રાહ્મણોને ભોજન.

કાશી નિવાસ દરમ્યાન માતૃચરણની આજ્ઞાથી અને પુરૂષોત્તમદાસ શ્રેષ્ઠિની સહાયતાથી આચાર્યશ્રીએ ત્યા ત્રીશહજાર બ્રાહ્મણોને ભોજન કરાવ્યુ.

પછી કેશવ ( આચાર્યશ્રીના ભાઇ ) ની પ્રેરણાથી કાશીમા મણિકર્ણિકાના ઘાટ ઉપરના આચાર્યશ્રીના નિવાસ સ્થાન આગળ શિષ્યોએ એક ધ્વજા ઉભી કરી, ત્યારે કેટલાએક માત્સર્યવાળા બ્રાહ્મણોએ આ કાશી વિજયધ્વજ છે એમ વાત ચલાવી, તે ઉપરથી કાશીના વિદ્વાનોએ આચાર્યશ્રીની સાથે વાદ કરવાની માગણી કરી તે સ્વીકારવામાં આવી.

વારાણસીમાં ૨૭ દિવસનો વાદ.

પ્રથમ વિદ્યાર્થીઓએ વિવાદ કરવા માડયો. એ વાદમા ઘણા લોકો ભેગા થતા, તેથી યજ્ઞકાર્ય, સેવાકાર્ય, અને ગૃહકાર્યમા ભગ પડવાનો સભવ લાગ્યો, ત્યારે આચાર્યશ્રીએ પુરૂષોત્તમદાસને એક સભા બોલાવવાનું કહ્યું ત્યારે પુરૂષોત્તમદાસે પચગંગાઘાટ ઉપર એક સભા બોલાવી આ સભામા રોજ વાદ ચાલવા લાગ્યો. અંતે સત્તાવીશમે દિવસે આચાર્યશ્રીએ ઉપેન્દ્રયતિ અને બીજા વિદ્વાનોનો પરાજય કર્યો.

પછી પુરૂષોત્તમદાસની વિજ્ઞાસ અને નિવાસની સગવડ ધ્યાનમા લઇ આચાર્યશ્રી પુરૂષોત્તમદાસના વિશાળ મકાનમાં થોડો સમય રહેવા ગયા. બાદ ત્યાંથી કાશી પાસે ચરણાદ્રિ ( ચરણાટ ) રહેવા ગયા.

જે વખતે આચાર્યશ્રી ચરણાદ્રિમાં રહેતા હતા તે વખતે એમણે ભક્તિમાર્ગના પ્રસારમાં ઉપયોગી હોવાથી ઉત્તર મીમાંસાના ભાષ્યથી બ્રહ્મવાદ નો વિચાર કર્યો, અને જ્ઞાન અને કર્મના સમુચ્ચયના ઉપયોગને માટે પૂર્વ મીમાંસાના ભાષ્યથી ધર્મ સ્થૈર્યાદિકનો વિચાર કર્યો. તે વખતે માયાવાદ અને ભાટ્ટમતના પંડિતો વિવાદ કરવાની ઇચ્છાથી કાશીથી ત્યાં આવ્યા એમની સાથે વાતચિત કરી એમના મતના સ્વરૂપને જાણી લેઇ આચાર્યશ્રીએ એમને કહ્યુ કે તમારી સાથે વાદ કરવાથી ભગવત્સેવામા પ્રતિબંધ થાય તેથી હું થોડા દિવસમાં કાશીમા આવી બંને પક્ષકારના મત વિષે મારા જે વિચારો છે તે લિખિત પ્રકટ કરીશ અને તે પછી તમોને એ બાબતમાં કાંઇ સંશય રહે તો મને સુખેથી પુછજો એમ કહી તેઓને વિદાય કર્યા.

**ચરણાદ્રિમાં નિવાસ.**

ત્યાર બાદ કાશીમાં પધાર્યા પછી પોતાનો નિર્ણય લખીને શ્રીકાશી વિશ્વેશ્વરના મંદીરના આગલા દ્વાર પર ચોંડયો. તે પત્ર "पत्रावलंबन" નામના ગ્રંથથી પ્રસિદ્ધ છે તે ગ્રંથનો સાર નીચે પ્રમાણે છે.

**પત્રાવલંબન.**

આર્ય (સન્માર્ગે ચાલનાર) જન સમાજમાં સ્વત પ્રમાણ ભૂત વેદ છે અને તેના બે વિભાગ છે. પૂર્વ વિભાગને કર્મકાણ્ડ કહે છે, અને ઉત્તર વિભાગને જ્ઞાનકાણ્ડ કહે છે. જેમ ગંગાદિ જલ પ્રવાહ અપૌરૂષેય છે તેમ વેદ અપૌરૂષેય (ઇશ્વરદત્ત) છે; તેનો અર્થ અતિ ગૂઢ હોવાથી પૂર્વકાણ્ડનો સંદેહ દૂર કરવાને માટે જૈમિનીએ પૂર્વ મીમાંસા રચેલી છે; અને ઉત્તરકાણ્ડનો સંદેહ દૂર કરવાને માટે એમના ગુરૂ વેદવ્યાસે ઉત્તર મીમાંસા રચેલી છે. પૂર્વકાણ્ડ અને ઉત્તરકાણ્ડ મળી વેદનું એકત્વ હોવાને લીધે બંને મીમાંસાની એકવાક્યતા છે છતાં એકદેશી બા-

ખ્યાતાઓ જુદા જુદા મત ધરાવે છે પૂર્વ મીમાંસાના એક દેશી ભાટ્ટમતના પંડિતો ઉત્તરકાણ્ડનું વેદાષરત્વ કહે છે, એટલે જેમ ક્ષાર ક્ષેત્રાદિક ભૂમિ તરીકે નિરૂપયોગી છે તેમ વેદનો ઉત્તર-કાણ્ડ ઉપરપ્રાય અપ્રયોજનવાળો છે અને તેમા પ્રતિપાદન કરેલુ બ્રહ્મનુ જગત્–કર્તૃત્વ અભિનિવેશ કરવાને યોગ્ય નથી એમ કહે છે વળી वेदान्तविज्ञानसुनिश्चितार्थाः (૩૫) એ મુંડક શ્રુતિ પ્રતિપાદિત સન્યાસને આંધળા લુલાએ ગ્રહણ કરવા યોગ્ય છે એમ તેઓ કહે છે

ઉત્તરકાણ્ડના એક દેશી तद्यथेहकर्मजितो लोकः० ( છાંદોગ્ય પૃ ૧૩૮ ) એ શ્રુતિથી અગ્નિહોત્રાદિ શ્રેય સાધન કર્મનુ ફળ અનિત્ય છે એમ ઘણા શ્રમથી પ્રતિપાદન કરે છે

બને મીમાસાના એક દેશી પંડીતોનુ સમજવું ભૂલ ભરેલુ છે કેમકે બને મીમામા પરસ્પર ઉપયોગી હોવાથી બનેની એક વાકયતા સમજવી યોગ્ય છે यदेवविद्यय।करोति ।।[1] ( છાંદોગ્ય ૬૨ ) એ શ્રુતિથી ઉત્તરકાણ્ડનુ પૂર્વકાણ્ડમા પ્રયોજન છે તેમજ तमेतंवेदानुवचनेन ब्राह्मणाविविदिषन्ति । ।।[2] ૪–૪–૨૨ પૃષ્ટ ૨૧૪. એ વાક્યથી પૂર્વકાણ્ડનુ ઉત્તરકાણ્ડમા પ્રયોજન છે યથાર્થ જ્ઞાન રહિત કરેલા કર્મનુ ફળ અનિત્ય છે પણ જ્ઞાન-પૂર્વક કરેલા કર્મનુ ફળ નિત્ય છે એમ શ્રુતિ સ્મૃતિ નિરૂપણ કરેછે ब्रह्मार्पणब्रह्म० એ વાક્યમા પ્રાપ્ય ફળ બ્રહ્મ કહેલુ છે, તેમજ अक्षय्यंहवैचातुर्मास्याजिः सुकृतं भवति એ શ્રુતિવાકયમા કર્મનું અ-ક્ષય ફલ કહેલુ છે વેદ એક સ્થળે પણ અસત્ય નિરૂપણ કરે તો સર્વત્ર અવિશ્વાસનો પ્રસગ આવે

---

× ૧ જે કર્મ જ્ઞાનપૂર્વક કરવામા આવે છે તે બળવાન્ ( ફલ આપનારાવાળુ ) થાય છે

×× ૨ તે આત્માને વેદોના વચનથી, યજ્ઞ, દાન, તપ, અને અનશન વ્રત વડે બ્રાહ્મણો જાણવાની ઇચ્છા કરે છે.

એ પ્રમાણે હોવાથી અગ્નિ હોત્રાદિ કર્મ અનિત્ય ફળ આપે છે એમ ઉત્તર મીમાંસાના એકદેશીનું કહેવું અયોગ્ય છે. તેમજ સંન્યાસ અને નૈષ્ઠિક બ્રહ્મચર્યમા માત્ર આંધળા અને લૂલાનો અધિકાર છે એમ પૂર્વ મીમાંસાના એકદેશીનું કહેવું પણ યોગ્ય નથી, કેમકે સનકાદિક નૈષ્ઠિક બ્રહ્મચારી છે અને શુકદેવજી સંન્યાસી છે તે આંધળા કે લૂલા નથી પણ પૂર્ણ જ્ઞાનવાન્ છે. શુકદેવજી તો બત્રીસ લક્ષણ યુક્ત છે એમ ભાગવતમાં કહેલું છે.

એ પ્રમાણે બને એકદેશી વ્યાખ્યાતાઓના મતની ભૂલ બતાવી આચાર્યશ્રીએ ગ્રંથના પ્રથમ ૧૮ શ્લોકથી સ્વાધ્યાય વિધિ બતાવનાર ત્રણ વાકયોનુ વિવરણ કરેલું છે, અને પછી બને કાડની એકવાકયતા બતાવી છે આગળ બ્રહ્મવાદ સિદ્ધ કરી માયાવાદનું નિરાકરણ કરેલું છે.

સદર ગ્રંથ વાંચીને સઘળા વિદ્વાનો મૌન થયા પણ થોડા દિવસ પછી એ પત્ર કેટલાક ખળ પુરૂષોએ ફાડી નાંખ્યો ત્યારે પુરૂષોત્તમદાસે રાજા પાસે એમને યોગ્ય શિક્ષા કરાવી તેથી ખળ પુરૂષોએ આચાર્યશ્રીના ઉપર અભિચાર પ્રયોગ કરવા માંડયા.

એ ગ્રંથના છેલ્લા પાંચ શ્લોક નીચે પ્રમાણે છે:—

अत्र कृष्णप्रसादेन मायावादो निराकृतः।
अवैदिको महादेवस्तत्र साक्षी न संशयः ॥१॥
ये वैदिका महात्मानस्तेषां चानुमतिस्तथा।
अवेदविन्न मनुते मया चोपेक्षितः पुनः ॥२॥
स्थापितो ब्रह्मवादो हि सर्ववेदांतगोचरः।
काशीपतिस्त्रिलोकेशो महादेवस्तु तुष्यतु ॥३॥
कस्यचित्त्वत्र संदेहः स मां पृच्छतु सर्वथा।
न भयं तेन कर्त्तव्यं ब्राह्मणानामियं गतिः ॥४॥
डिंडिस्तु वादितो द्वारि विश्वेशस्य मयात्र हि।
विद्वद्भिः सर्वथा श्राव्यं ते हि सन्मार्गरक्षकाः॥५॥

અર્થ.—શ્રીકૃષ્ણ ભગવાનની કૃપાથી મે માયવાદ કે જે વેદવિરૂદ્ધ છે તેનું ખડન કર્યું છે. માયાવાદ વેદવિરૂદ્ધ છે એ વિષે કોઇએ સશય રાખવો નહિ, કારણ કે માયાવાદના વેદવિરૂદ્ધપણામા શ્રીમહાદેવજી સાક્ષી છે જેઓ વેદ ઉપર આસ્થાવાળા મહાત્મા પુરૂષો છે તેઓની આ કામમા સમતિ છે. વેદને નહિ જાણનારો કોઇ માણસ આ વાતને નહિ સ્વીકારે તેની હુ ફરીથી ઉપેક્ષા કરૂ છુ સઘળા ઉપનિષદોથી સિદ્ધ થતા બ્રહ્મવાદનુ મે સ્થાપન કર્યું છે, તેથી કાશીના પતિ ત્રિલોકનાથ મહાદેવ સર્વથા પ્રસન્ન હજો મારા લખેલા વિષયમા જે કોઇને નદેહ ઉત્પન્ન થાય તો તેણે સઘળી રીતે મને પૂછવું પૂછવા આવતા બ્હીવુ નહી, કારણ કે સારાસાર તત્ત્વનો ભય વગર વિચાર કરવો એ બ્રાહ્મણોનું કર્તવ્ય છે આ શ્રીવિશ્વનાથના દરવાજા ઉપર (આ પત્ર રૂપી) મે ડકો બજાવ્યો છે. તે વિદ્વાનોએ સર્વથા સાભળવો કારણ કે વિદ્વાનો વેદમાર્ગનુ રક્ષણ કરનારા છે.

**પત્રાવલંબનમાંના નિર્ણયની સત્યતા બાબત શ્રીવિશ્વેશ્વરની શાખ.**

આ પત્રાવલંબનથી હારેલા વિદ્વાનોમાંનો એક વિદ્વાન્ શ્રી વિશ્વેશ્વરના મદિરમા જઈ ધરણુ ઘાલી બેઠો, અને શ્રીમહાદેવજીને પ્રાર્થના કરી કે આપે શ્રીશકરાચાર્યજીનું સ્વરૂપ ધારણ કરીને બ્રહ્મના નિરાકાર સ્વરૂપનુ વર્ણન કર્યું છે એ મતનું ખડન કરી આચાર્યશ્રીએ બ્રહ્મનુ સાકારત્વ પ્રતિપાદિત કર્યું, માટે એ બાબતમાં આપનો જે અભિપ્રાય હોય તે કહો, ત્યારે શ્રીવિશ્વેશ્વરના લિગમાંથી નીચે પ્રમાણે વાણી ઉદ્ભવી —

**सत्यं सत्यं च सत्यं च सत्यं श्रीवल्लभोदितम् ॥**
**प्रवर्त्ता च प्रवर्त्यं च प्रवर्तेत पुनः पुनः ॥**
**प्रवर्तय शंकरं मयि ॥**

અર્થ—શ્રીવલ્લભે કહેલું છે તે સત્ય છે, સત્ય છે, સત્ય છે. પ્રવર્તાવનાર સત્ય છે, અને પ્રવર્તાવવાની વસ્તુ પણ સત્ય છે, માટે

તે વારવાર પ્રવર્તો (તે) શકરના મતની સામે પ્રવર્તાવો.

શ્રીકાશીવિશ્વેશ્વરનો તે નિર્ણય સાંભળી ધરણું ઘાલનાર વિદ્વાન્ બ્રાહ્મણ અને ઇતર માયાવાદીઓ સખેદ આશ્ચર્ય પામી શરમાઇ ગયા

આ પત્રાવલબન ગ્રથ બાબત ગોપાલદાસ પોતાના વલ્લભખીઠામા લખે છે કે—

"પત્રાવલબને પડિત જીત્યા, માયિક મત માનગ."

પછી આચાર્યશ્રીએ હરિવશનો પાઠ કરનાર વિદ્યાર્થીઓને પોતાના શિષ્ય કરયા

**ગર્ભાધાન.** એ અરસામા આચાર્યશ્રીની ભાર્યાને ગર્ભાધાનાદિ સસ્કાર થયા.

**દેવ ભટ્ટે સન્યાસ ગ્રહણ કર્યું.** આચાર્યશ્રીના સસરા ભાગવત સપ્રદાયી હતા એમણે આ વખતે પોતાની સઘળી સમૃદ્ધિ તથા પચદેવની પૂજા આચાર્યશ્રીને સ્વાધીન કરી દીધી અને પોતે સન્યાસ ગ્રહણ કરયુ પચપૂજા પૈકી શ્રીગોકુલેશ્વરનુ સ્વરૂપ હતું તે આચાર્યશ્રીએ પોતાની પાસે રાખી બીજા સ્વરૂપોને શ્રી ગગાજીમા પધરાવ્યાં.

**શંકરકર્મા.** પછી મહેશની આજ્ઞાથી આચાર્યશ્રી ચરણાદ્રિમા આવ્યા. ત્યાં શંકરકર્મા નામનો પડિત સાપ્રદાયિક વિષયમા વાદ કરવા આવ્યો તેને આચાર્યશ્રીએ પરાભવ કર્યો.

**આચાર્યશ્રીનો અડેલમાં નિવાસ.** દરમિયાન આચાર્યશ્રીના શિષ્યોએ અડેલમાં મકાનો વગેરે તૈયાર કરાવ્યાં હતાં તેથી આચાર્યશ્રી અડેલ પધાર્યા અને ત્યા નિવાસ કર્યો.

અડેલનું શાસ્ત્રીય નામ અલર્કપુર છે આ ગામ અલ્હાબાદ જીલ્લામાં યમુના નદીના દક્ષિણ કિનારા ઉપર એક ઉંચી

જગાપર છે આ સ્થળ આગળ ગગા અને યમુનાનો સગમ થાય છે. આચાર્યશ્રી આ ગામમા વસ્યા તે વખતે પણ એ એક નહાનુ ગામડુ હતું

અડેલમા બિરાજી આચાર્યશ્રીએ બીજા ગ્રથો રચવા માંડયા.

**ગૌઘાટ-સુરદાસનુ શિષ્યો સાથે શરણે થવુ.**

પછી ત્યાથી આચાર્યશ્રી એક વખત વ્રજયાત્રા' કરવા પધાર્યા ત્યાથી આગ્રા તરફ જતા વચમા ગૌઘાટ ઉપર મુકામ કર્યો આ ઘાટ ઉપર સુરદાસ કવિ રહેતા અને સારા પદો કરતા હતા સ્વામી તરીકે કહિયો બાધતા અને એમણે ઘણા સેવકો કર્યા હતા. આચાર્યશ્રી ગૌઘાટ ઉપર બિરાજતા હતા ત્યારે સુરદાસજી એમના દર્શન કરવા આવ્યા. આચાર્યશ્રીએ એમનો સત્કાર કરી એમને ભગવદ્યશ ગાવાનુ કહ્યુ ત્યારે સુરદાસજીએ નીચેનુ પદ ગાયું

## પદ રાગ ધનાશ્રી.

હો હરિ સબ પતિતનકો નાયક ॥
કો કરી સકે બરોબરી મેરી ॥
ઇતને માનકો લાયક ॥ ૧ ॥
જો તુમ અજામેલિસો કીની, જો પાંતી લિખ પાઉ ।
હોય વિશ્વાસ ભલો જિય અપને, ઔર પતિત બુલાઉ ॥ ૨ ॥
સિમિટે જહાતહા તે સબ કોઈ, આય જુરે એક ઠોર ॥
અબકે ઇતને આનિ મિલાઉ બેર દૂસરી ઓર ॥૩॥
હોડાહોડી મન હુલ્લાસ કરિ, કરે પાપ ભરિ પેટ ॥
સબહિન લે પાયન પરિ પરિ હો, યહી હમારી ભેટ ॥૪॥
એસી કિતનીક બનાઉ પ્રાનપતિ, સુમરન હે ભયો આડે.
અબકીવેર નિવાર લેઉ પ્રભુ, સુરપતિતકો ટાંડો ॥૫॥

અર્થ—હે હરિ હુ સર્વ પતિતોનો સરદાર છુ'. પતિતપણામાં મારી બરોબરી કોઈ કરી શકે એમ નથી એટલા બધા

આનને હુ લાયક છુ આપે અજામિલનો જેવો ઉદ્ધાર કર્યો તેવો ઉદ્ધાર કરવાનું ખાત્રી પત્રક લખી આપો તો હુ જીવને આપનો સારી પેઠે વિશ્વાસ ઉત્પન્ન થાય અને તેમ થયેથી હું મારા જેવા બીજા પતિતોને પાવન થવા બોલાવું લોકો સંકોચાઇને જુદે જુદે ઠેકાણેથી એક જગાએ ભેગા થઇ ઝુરે છે. હાલમા તો એટલાનોજ હુ આપની સાથે મેળાપ કરાવું. પછી બીજી વખત બીજાઓને મેળવીશ. દેખાદેખીથી લોકો ખુશીથી પાપવડે પેટ ભરે છે હે પ્રભુ, હુ બધા હીન લોકોને લેઇને આપને પગે પડુ છુ એજ મારી ભેટ છે હે પ્રભુ, હુ આવી પ્રાર્થનાઓ કેટલી બનાવું ? હે પ્રાણપતિ, તેમ કરવામાં પણ ( પાપાચરણનું ) સ્મરણ આડુ આવે છે. હે પ્રભુ આ વખત ઉદ્ધાર કરો, હુ સુરદાસ પાપીઓનો સમૂહ છું.

વળી સુરદાસજીએ બીજુ પદ પણ એજ રાગ ( ધનાશ્રી ) નું ગાયુ.

**मैं प्रभु सब पतितनको टीको ॥**

**और पतित सब दोषचारिके, मैंतो जन्मतहीको ॥ प्रभुमे.**

એ સાભળી આચાર્યશ્રીએ કહ્યું કે તમે સુર હોઇને આવી ભય (ધિધિયાટ) શા માટે રાખો છો. નિર્ભયપણે હરિના ગુણ ગાશો એટલે શ્રીહરિ ખચીત પ્રસન્ન થશે. ત્યારે સુરદાસજીએ કહ્યું કે હુ આપના કહેવાની મતલબ સમજતો નથી. આપે ભક્તિ માર્ગ સ્થાપન કર્યો છે. તો મને આપ શરણે લ્યો અને શ્રીહરિની ભક્તિનું રહસ્ય સમજાવો ત્યાર બાદ સ્નાનાદિકથી પવિત્ર થયેલા સુરદાસને આચાર્યશ્રીએ પ્રથમ નામ મંત્ર આપી, બ્રહ્મસબંધ કરાવ્યો અને તુળસીની માળાઓ પહેરાવી. બ્રહ્મસબંધનું રહસ્ય સમજાવતાં આચાર્યશ્રીએ કહ્યું કે, આજથી તમારે એવી ભાવના રાખવી કે હું અને મારૂં સર્વસ્વ પ્રભુનુંજ છે. હવે જેને મારૂં કે હું શબ્દ લાગુ પડી શકે એવું કાંઇ રહ્યું

**સુરદાસને આત્મ–બોધ**

નથી. હુ પ્રભુનોજ દાસ છુ માટે નિરંતર પ્રભુના યશનું વર્ણન કરીશ. મારામાં જે કાંઇ દોષ હતા તે શ્રીહરિની સાથે સંબંધ થવાથી જતા રહ્યા છે, તેથી હવે હુ પતિત નથી પ્રભુએ મારો અંગીકાર કર્યો છે, તેથી હવે મારે કોઈ પ્રકારનો ભય નથી હુ પરબ્રહ્મ શ્રીકૃષ્ણનોજ અંશ છુ તેથી બ્રહ્મરૂપ થવામા અથવા ભગવચ્ચરણારવિંદની પ્રાપ્તિ કરવામા કાંઇ અડચણ નડવાની નથી લૌકિક પુરૂષોના ગુણ ગાવાથી કેટલીએક વખત આનંદ થાય છે, પણ તે કરતાં અધિક આનંદ પ્રભુના ગુણનું ગાન કરવાથી પ્રાપ્ત થાય છે, તેટલાજ માટે શુકદેવજી જેવા જ્ઞાનીઓ પણ પ્રભુના ગુણોનુ ગાન કરે છે

तत्मात्सर्वं परित्यज्य निरूद्धैः सर्वदा गुणाः ॥
मदानंदपरैर्गेया। सच्चिदानंदता ततः

નિરોધ લક્ષણ.

અર્થ—માટે સર્વ વસ્તુનો ત્યાગ કરી જેઓનો પ્રભુએ પોતામાં નિરોધ કરેલો છે તેવા ભક્તોએ નિરંતર ભગવાનના ગુણોજ ગાવા તેમ કરવાથી સચ્ચિદાનંદપણુ પ્રાપ્ત થાય છે

સુરદાસે એ બોધ ગ્રહણ કરી તે દિવસથી શ્રીહરિના ગુણ ગાવાનો નિશ્ચય કર્યો. સુરદાસ આચાર્યશ્રીને શરણે થયા જોઇ એમના શિષ્યો પણ આચાર્યશ્રીને શરણે થયા

સુરદાસના ઉપર અનુગ્રહ કરી, આચાર્યશ્રી ગોકુલમાં પધાર્યા અને ત્યાં થોડા દિવસ રહ્યા. તે પછી

ગિરિરાજ ઉપર સહકુટુંબ શ્રીગિરિરાજજી ગયા ત્યાં નવા

નવા મંદીરમાં મંદિરમા શ્રીગોવર્ધનધરને વૈશાખ સુદ ૩ ના

ગોવર્ધનધરનું રોજ પધરાવવાના હતા, તે પ્રસંગ ઉપર હજારો

પ્રતિષ્ઠાપન અને વિદ્વાનો, વૈષ્ણવો, સંત, સાધુ અને વૃન્દાવનના

સેવાનો પ્રબંધ. મહંતો ત્યાં ભેગા થયા આ અરસામાં કૃષ્ણદાસ (અધિકારી) ને આચાર્યશ્રીએ શરણે લીધા.

કૃષ્ણભટ્ટને આચાર્ય નીમી, અને ગણિતમાં હરિમિશ્રને પસંદ

કરી આચાર્યશ્રીએ ગિરિરાજજી ઉપર એક યજ્ઞ કર્યો અને વૈશાખ સુદ ૩ ના રોજ નવા મંદિરમાં શ્રીગોવર્ધનનાથજીની સ્થાપના કરી ( प्रतिष्ठा कृता ). પૂર્ણમલ્લ ક્ષત્રી, જેણે આ નવીન મંદિર બંધાવ્યુ હતું, તેણે શ્રીગોવર્ધનનાથજીને ચંદન અને દ્રવ્ય અર્પણ કર્યું. ત્યાં આવેલા વિદ્વાનો, સંત, સાધુ અને મહંતોનો આચાર્યશ્રીએ દાનમાનાદિથી સારો સત્કાર કર્યો.

કૃષ્ણદાસને અધિકારી નીમ્યા સેવાને માટે માધવેન્દ્રયતિ અને એમના શિષ્યોને નીમ્યા. પાકને માટે ઔદીચ્ય બ્રાહ્મણોને નીમ્યા. બીજા કામને માટે હરિ અને રામદાસની નીમણુંક કરી. મંદિરના રક્ષણને માટે વિરક્ત વૈષ્ણવો. અને વ્રજવાસીઓની નીમણુંક કરી, અને ગાયનને માટે કુંભનદાસની યોજના કરી સેવા માટે તથા મંદિરના વહીવટ માટે ઘટતો બંદોબસ્ત કરી શ્રીમદાચાર્ય સહકુટુંબ ગોકુળ પધાર્યા.

**ગોકુળ તથા મથુરામાં કેશવભટ્ટ કાશ્મિરીનો સમાગમ.**

ગોકુલમા આચાર્યશ્રી એક વખત ભાગવતની કથા કરતા હતા ત્યારે કાશ્મિરના સમર્થ પંડિત કેશવભટ્ટ પોતાના માધવભટ્ટાદિ અનેક શિષ્યો સાથે આચાર્યશ્રીનાં દર્શનને માટે આવ્યા અને કથા શ્રવણ કરવા બેઠા. આ કથામાં ઘણો રસ પડવાથી કેશવભટ્ટ ઘણા દિવસ સુધી ગોકુલમાં રહ્યા, અને શિષ્યો સહિત નિત્ય કથા સાંભળવા આવતા. એમના શિષ્યો પૈકી માધવભટ્ટ કથા સાંભળતી વખતે વૈષ્ણવો ભેગા બેસતા અને કેશવભટ્ટ અને બીજા શિષ્યો જુદા બેસતા તે ઉપરથી કેશવભટ્ટે જાણ્યું કે માધવભટ્ટને આચાર્યશ્રીના ઉપર પ્રેમ ઉત્પન્ન થયો છે. ગોકુળમાં કથાની સમાપ્તિ કરી આચાર્યશ્રી મથુરા પધાર્યા અને અભિમુક્તિક્ષેત્રમાં મુકામ કર્યો. કેશવભટ્ટ પણ પોતાના શિષ્યો સહિત આચાર્યશ્રીની સાથે મથુરા આવ્યા.

**વિશ્રાંતિ ઘાટ ઉપર યવને મૂકેલો વિલક્ષણ યંત્ર નિષ્ફલ કર્યો.**

તે અરસામા ગોકુળના કાજીએ બાદશાહના હુકમથી, વિશ્રાન્તિઘાટ ઉપર જવાના રસ્તામા એક યત્ર ગોઠવ્યો અને જાહેર કર્યું કે જે હિંદુ લોકો તેની નીચેથી પસાર થશે તેઓની ચોટલી જતી રહેશે અને તેમને દાઢી ઊગશે આ વાત સાભળી કોઇ હિંદુએ તે યત્ર નીચે થઇને જવાની હિંમત કરી નહિ પરતુ આચાર્યશ્રી પાચ વૈષ્ણવો, કેશવભટ્ટ કાશ્મિરી અને તેના ચાર શિષ્યોને લેઈ તેની નીચે થઇ વિશ્રાન્તિઘાટ ઉપર સ્નાન કરવા ગયા અને સ્નાન સધ્યા કરી તેજ યત્ર નીચે થઇ આવ્યા છતા એમને કે એમની સાથેના માણસોને કાઈ ઇજા થઈ નહિ.

**બાદશાહને તે યંત્ર ઉઠાવી લેવાની ફરજ પાડી.**

આચાર્યશ્રીએ ત્યાં સાત દિવસ રહી પારાયણ કર્યું પછી ત્યાંથી મુકામ ઉઠાવવાને તૈયાર થયા ત્યારે ત્યાના તમામ વૈષ્ણવો અને બીજા લોકોએ આચાર્યશ્રીને અરજ કરી કે આ યત્ર અહીંથી ઉઠાવડાવવો જોઇએ. આચાર્યશ્રીએ કહ્યુ કે તમે ગોકુલ જઈ મારૂં નામ દેઈ ત્યાંના કાજીને કહો કે એ યત્ર અહીંથી ઉઠાવી લ્યો. તે ઉપરથી કેટલાએક લોક કાજી પાસે ગયા અને આચાર્યશ્રી તરફથી એ યત્ર ઉઠાવી લેવાનું કાજીને કહ્યું ત્યારે કાજીએ કહ્યુ કે એ યત્ર બાદશાહના હુકમથી ગોઠવ્યો છે તેથી બાદશાહની પરવાનગી વગર ઉઠે એમ નથી. ત્યારે તે લોકોએ આચાર્યશ્રીને તે હકીકત કહી પછી આચાર્યશ્રીએ કેશવભટ્ટ અને વાસુદેવ છકડાને આજ્ઞા કરી કે હું આ કાગળમા એક યત્ર કાઢી આપુ છુ તે લેઈ દિલ્હીને મુખ્ય દરવાજે ચોડો. આચાર્યશ્રીએ એક યત્ર કાગળ ઉપર ચીતર્યો અને તે કાગળ વાસુદેવ છકડાને અને કેશવભટ્ટને આપ્યો. આ બન્ને જણે થોડા રોજમા દિલ્હી આવી મથુરા જવાને દરવાજે યત્ર ચોડાવ્યો અને રાત્રે દાંડી પિટાવી કે ગોકુળના

શ્રીવલ્લભાચાર્યજીએ ત્યા યત્ર ચોડાવ્યો છે તેની નીચે થઇને જે મુસલમાન પસાર થશે તેની દાઢી જતી રહી ચોટલી ઉગશે. બીજે દિવસે સવારે તેથી લોક આશ્ચર્ય પામ્યા અને કોઇ મુસલમાને એ દરવાજેથી યત્ર નીચે થઈ જવાની હિંમત કરી નહિં એ વાત બાદશાહના કાને જતા બાદશાહે કોણે અને કોના હુકમથી એ યત્ર ચોડયો છે તેની તજવીજ કરાવી તે ઉપરથી વાસુદેવદાસ અને કેશવભટ્ટ જેઓ એ દરવાજા નજીક મુકામ કરી રહ્યા હતા તેમને પકડી બાદશાહની પાસે લઈ ગયા બાદશાહે કોના હુકમથી એ યત્ર ચોડયો છે એમ પુછતા, કેશવભટ્ટે આચાર્યશ્રીની સઘળી હકીકત કહી અને બાદશાહના યત્ર નીચે થઈને ઘણા દિવસ સુધી પસાર થયા છતાં એમને કાંઈ ઈજા થઇ નહોતી એ વાત કહી બતાવી; ત્યારે બાદશાહ આચાર્યશ્રીના હિંમત, આત્મબળ અને નિર્ભયતાનાં વખાણ કરવા લાગ્યો પછી બાદશાહે એમને યત્ર ખસેડવાનું કહ્યું, ત્યારે એમણે કહ્યુ કે વિશ્રાન્તિઘાટ ઉપરનો યત્ર ખસેડવામાં આવ્યેથી આ યત્ર ખસેડી લેઈશું તે ઉપરથી બાદશાહે સાંઢણી સવાર સાથે ગોકુલના કાજીને હૂકમ લખી મોકલ્યો કે:—વિશ્રાન્તિઘાટ ઉપરનો યત્ર તાબડતોબ ખસેડી આવેલા સવાર સાથે તે ખસેડ્યાનો જવાબ લખવો અને હવેથી હિંદુઓના મનની લાગણી દુખાય એવું કાંઈ કૃત્ય કરવુ નહિં. હિંદુઓમાં પણ કરામતવાળા ઘણા ફકીરો પડ્યા છે. માટે તમારે હવે પછી કોઇપણ પ્રકારનું સાહસ કરવું નહિં એ પ્રમાણે હૂકમ રવાના કરી કેશવભટ્ટ અને વાસુદેવદાસ છકડાને રજા આપી કહ્યુ કે, જવાબ આવેથી તમને જણાવીશું. પછી થોડા દિવસમાં એ યંત્ર ખસેડ્યાનો જવાબ આવ્યો એટલે કેશવભટ્ટ વગેરેને બોલાવી તેની ખબર આપી. બાદ તેઓએ આચાર્યશ્રીએ કરી આપેલો યંત્ર ઉખાડી લેઇ મથુરા જઇ આચાર્યશ્રીને સઘળી હકીકત કહી. મથુરાના અને ત્યાં આવેલા સઘળા લોકો આચાર્યશ્રીનું આવું સામર્થ્ય

જોઈ ઘણા પ્રસન્ન થયા યંત્ર ઉઠાવી લીધા પછી જે જગાએ એ યંત્ર મૂક્યો હતો તે જગા ઉપર પાણી છાંટાવી તે પવિત્ર કરી આચાર્યશ્રીએ કહ્યું કે.—હવેથી આ જગા ઉપર જે યંત્ર મુકવામા આવશે તે નિષ્ફલ થશે

**કેશવભટ્ટની વિદા-ચગીરી.**

તે પછી કેશવભટ્ટે પોતાને દેશ જવાની રજા માગી આચાર્યશ્રીને ગુરૂદક્ષિણા લેવાની વિનતિ કરી. આચાર્યશ્રીએ એમને જવાની આજ્ઞા આપી પણ ગુરૂદક્ષિણા લેવાની ના પાડી તેથી કેશવભટ્ટે એમના શિષ્ય માધવભટ્ટને આચાર્યશ્રીને અર્પણ કર્યો અને મથુરા છોડ્યું

**માધવભટ્ટનું શરણે થવું.**

માધવભટ્ટે પ્રાર્થના કરવાથી આચાર્યશ્રીએ એમને નામમંત્ર આપી બ્રહ્મસંબંધ કરાવ્યો, અને ભક્તિ માર્ગનું રહસ્ય સમજાવ્યું.

તે પછી આચાર્યશ્રીએ ઉજાગર ચોબાને પુરોહિતાઇનો લેખ કરી આપ્યો.

કેશવભટ્ટના ગયા બાદ માધવભટ્ટ આચાર્યશ્રીની પાસે રહ્યા અને ભક્તિમાર્ગના રહસ્યનું જ્ઞાન પ્રાપ્ત કરી શ્રીઠાકોરજીની સેવા કરવા લાગ્યા અને થોડા વખતમા ઉત્તમ ભક્તપદ પામ્યા. આચાર્યશ્રીની કૃપાથી તેમનું સામર્થ્ય કેટલુ વધ્યું હતું તે નીચેના દૃષ્ટાંતથી જણાશે.

**માધવભટ્ટનું સામર્થ્ય. શાહુકારના દીકરાને સજીવન કર્યો.**

આચાર્યશ્રીની આજ્ઞા લઈ માધવભટ્ટ પોતાને ગામ જઈ શ્રીહરિની સેવા કરવામા જીવન ગાળતા હતા તે સમયમા એક દિવસ એ ગામના એક ધનાઢ્ય શાહુકારનો એકનો એક દીકરો મરણ પામ્યો તેથી તે શાહુકાર ઘણો વિલાપ કરવા લાગ્યો અને પોતાનો દીકરો જીવતો થાય નહિ તો તેણે મરવાનો નિશ્ચય કર્યો. પછી ગાંડાની માફક પોકેપોક મૂકતો તેને ગામમાં ચારે

તરફ ફરતો જોઈ રસ્તે જતા એક વૈષ્ણવને દયા આવી તેથી તેણે એ શાહુકારને કહ્યું કે "મરણ પ્રાણીમાત્રને માથે છે. તું રડી રડીને મરી જશે તોપણ તારો છોકરો જીવતો થવાનો નથી પણ જો પ્રભુ કૃપા કરે તોજ તે જીવતો થાય. માટે આ ગામમા માધોભટ્ટ નામના ઉત્તમ વૈષ્ણવ છે એમની પાસે તું જા એ કદાચ તને કાંઈ ઉપાય બતાવે તો જો" તે ઉપરથી એ શાહુકાર રોતો રોતો માધવભટ્ટને ઘેર આવ્યો માધવભટ્ટે આસપાસના લોકોથી તમામ હકીકત જાણી લીધી સંતાન રહિત, જુવાન એકનો એક છોકરો બાળવિધવાને મૂકી મરણ પામ્યો. એ વાત સાભળી માધવભટ્ટના મનને ઘણી દયા આવી તેથી એમણે પોતાના મંદિરમા જઇ શ્રીઠાકોરજીને વિનતિ કરી કહ્યું કે—

दयालोस्ते समर्थस्य दुःखाय वै दयालुता ॥
विश्वोद्धरणदक्षस्य सा तवैकस्य शोभते ॥१॥

અર્થ—દયાળુ અને સમર્થની દયાળુતા (બીજાના) દુ:ખ માટે થાય તે વિશ્વોદ્ધારદક્ષ એકેવ આપનેજ શોભે બીજાને શોભે નહિ. ત્યારે શ્રીઠાકોરજીએ કહ્યું કે એ શાહુકારને કહે કે તારો દીકરો જીવશે. તે ઉપરથી માધવભટ્ટે તે શાહુકારને કહ્યુ કે તારો દીકરો જીવશે. પરતુ તે શાહુકારને વિશ્વાસ આવ્યો નહિ, તેથી તેણે માધવભટ્ટના ઘર આગળજ રોવાનુ જારી રાખ્યુ, એટલામાં એને ઘેરથી વધાઇ આવી કે છોકરો જીવતો થયો છે. તેથી એ શાહુકાર માધવભટ્ટને પગે લાગી ત્યાંથી ગયો.

પછી માધવભટ્ટે વિચાર કર્યો કે દયાને લીધે મે આ શાહુકારને કહ્યું કે તારો છોકરો જીવશે એ ઠીક કર્યું નથી કેમકે ગામ હોય ત્યા અનેક દુ:ખી અને દરદીઓ હોય. આ વાત તેઓ જાણશે તો તેઓ મારૂં ઘર તોડી પાડશે, માટે બહેતર છે કે મારે અહિં રહેવું નહિ. પછી માધવભટ્ટ અર્ધરાત્રિને સમયે પોતાના ઠાકોરજીને સંપુટમાં પધરાવી ત્યાંથી અડેલ ગયા અને આચાર્યશ્રીની સાથેજ રહેવા લાગ્યા

માધવભટ્ટ ત્યા શ્રીમહાચાર્યચરણના લહીયાનુ કામ કરતા.

**માધવભટ્ટ સુબોધિની ગ્રંથ આચાર્યશ્રીના મુખે શ્રવણ કરી લખતા.**

શ્રીભાગવતના પહેલા ત્રણ સ્કંધ અને દશમા અને અગીઆરમા સ્કંધ ઉપર તથા બારમા સ્કંધના ચાર અધ્યાય ઉપર આચાર્યશ્રીએ સુબોધિની નામની ટીકા લખી છે એ ટીકા આચાર્યશ્રીના કહેવા પ્રમાણે માધવભટ્ટ લખતા

આચાર્યશ્રી પરદેશ પધારતા ત્યારે માધવભટ્ટ સાથે રહેતા.

**માધવભટ્ટનુ અવસાન.**

એક દિવસ દોઢ પહોર રાત્રિયે માધવભટ્ટ ઉઠીને લઘુશંકા માટે બહાર ગયા તે વખતે કોઈ ચોરે એમના ઉપર તીર ફેંક્યું તેથી એમણે પ્રભુનુ નામ લેતા દેહ છોડયો

આચાર્યશ્રીની પ્રચલિત છબીમા દામોદરદાસ અને આ માધવભટ્ટની પ્રતિકૃતિ પણ હોય છે

કેશવભટ્ટ અને વાસુદેવદાસ છકડા દિલ્હી ગયા તે દરમિયાન

**વ્રજયાત્રા.**

આચાર્યશ્રી ગોકુળ, મહાવન વગેરે સ્થળોની ફરીથી મુલાકાત કરી આવ્યા. એ પ્રમાણે વ્રજયાત્રા કરી આચાર્યશ્રી અડેલમા પધાર્યા.

આચાર્યશ્રી અડેલમા બિરાજતા હતા તે વખતે સિદ્ધપુરમા જે બ્રાહ્મણે પુત્રને માટે પ્રાર્થના કરી હતી તે બ્રાહ્મણની સ્ત્રીને હરિ ઇચ્છાથી પુત્ર પ્રાપ્ત થયો તે પુત્ર મોટો થયો એટલે એ બ્રાહ્મણને વૈરાગ્ય ઉપજ્યાથી પોતાની સ્ત્રી અને પુત્રને સાથે લઈ આચાર્યશ્રીની પાસે આવ્યો અને પોતાને તથા

**અડેલમાં સિદ્ધપુરનો બ્રાહ્મણ અને તેની સ્ત્રીને ભાગવત-સંન્યાસની દીક્ષાનું દાન.**

પોતાની સ્ત્રીને શરણ અને સંન્યસ્ત આપવા માટે પ્રાર્થના કરી ત્યારે આચાર્યશ્રીએ તેમને સંન્યાસ ધર્મ સમજાવ્યો અને કહ્યું કે—સ્ત્રીને તો સંન્યાસનો અધિકાર નથી કેમકે અનુગમન તે તેણીનો ધર્મ છે તે બે રીતે સધાય—એક પતી મરી ગયા પછી સતી થવાથી અને

બીજુ પોતાનો પતિ સંન્યસ્ત કે વાનપ્રસ્થ આશ્રમ સ્વીકારે તો તેની પરિચર્યાને માટે જોડે જવાથી ત્યારે તે દંપતી આચાર્યશ્રીને શરણે થયા, અને વૃન્દાવનમાં જઈ ભાગવત સંન્યાસ લેઈ બન્ને સાથે સંસારમુક્ત થયાં તેમના દીકરાને આચાર્યશ્રીએ નામ–મંત્ર આપીને તેનું નામ ગોપાળદાસ રાખ્યું

**રામાનંદનો પુનઃ સ્વીકાર**

આચાર્યશ્રી એક વખત અડેલથી સિંહનંદ થઈ સ્થાનેશ્વર ગયા. આ સ્થળમા વસતા, વિરૂદ્ધ આચારથી વર્તનાર, રામાનંદ પંડિતનો ભગવાને સ્વીકાર કર્યો હતો તેથી આચાર્યશ્રીએ એમનો પુન. સ્વીકાર કર્યો પછી આચાર્યશ્રી ગોકુળ પધાર્યા

**પ્રયાગ થઈ અડેલ પધારવું.**

પોતાની સ્ત્રીને ગર્ભ હોવાથી તેમને તથા કુટુંબ અને ઠાકોરજીને વાસુદેવ યાદવ વગેરે સાથે આચાર્યશ્રીએ અડેલ મોકલાવી દીધાં અને પોતે દામોદરાદિની સાથે થોડા દિવસ ગોકુળમાં બિરાજી પ્રયાગ ગયા; ત્યાથી કૃષ્ણદાસને મોકલી સંપાદિત સ્થાનની શુદ્ધિ કરાવી આચાર્યશ્રી અડેલ પધાર્યા.

**અડેલમાં શ્રીગોપીનાથજીનો પ્રાદુર્ભાવ.**

આ સ્થળમા વિક્રમાર્ક સંવદ ૧૫૬૭ (हय रस शर रसो)
૭ ૬ ૫ ૧
ના આસો માસની કૃષ્ણ દ્વાદશીને દિવસે શ્રી ગોપીનાથજીનો પ્રાદુર્ભાવ થયો. શ્રીગોપીનાથજીને સંસ્કાર કરાવી આચાર્યશ્રી કાશી પધાર્યા અને પુરૂષોત્તમદાસને પ્રયાગમા જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવાની તૈયારી કરવાની આજ્ઞા

**જ્યોતિષ્ટોમ યજ્ઞ કરવાની પુરૂષોત્તમદાસને આજ્ઞા.**

કરી પછી વિષ્ણુચિતઉપાધ્યાય, શંભુભટ્ટ તથા કાશીપતિ ઈત્યાદિ બાર ઋત્વિજોની પરીક્ષા કરી તેમને ગ્રહણ કર્યા.

પોતાના દેશથી જનાર્દન વગેરેને બોલાવ્યા હતા તે આવ્યા. તે વખતે સર્વના શોકના નાશને માટે પોતાના ભાઈ રામકૃષ્ણને વૈકુંઠમાં દેખાડ્યા.

આ ઉપરથી જણાય છે કે રામકૃષ્ણ તે પહેલા ગુજરી ગયા હતા

**પ્રયાગમાં જ્યોતિષ્ટોમ સમારંભ અને તેની નિર્વિઘ્ન પૂર્ણાહુતિ.**

પ્રયાગમાં જ્યોતિષ્ટોમ (સોમયાગ) ને માટે શાલા તથા સ્થાન સંપત્તિ તૈયાર થયેથી પોતાના તમામ સંબંધીઓની જુદા જુદાં કાર્યોમા યોજના કરી. માતુશ્રીને ભગવત્સેવાનું કાર્ય સોપ્યું વિષ્ણુચિતને યજ્ઞના ઉપાધ્યાય, તેના પુત્રને અધ્વર્યુ, (પોતાના બનેવી) મહેશ્વરને હોતા, રામેશ્વરને ઉદ્ગાતા, કાશીપતિને બ્રાહ્મણશંસિન, દેવભટ્ટને પુરોહિત, અચ્યુતને પોતા, પષ્યુભટ્ટને આગ્નિધ્ર, કેશવને ગ્રાવસ્તુત, માધવના ભાઇ મુરારિને અચ્છાવાક, શાકલ નાગનાથને નેતા, ચિંચાભટ્ટને સ્થાતા, બૃહસ્પતિને પ્રશાસ્તા, શંભુભટ્ટને પ્રસ્તોતા, ત્રિવિક્રમને પ્રતિહત તથા કૃષ્ણભટ્ટ સુબ્રહ્મણ્ય અને વામન એટલાને ઋત્વિજો નીમ્યા. એ પ્રકારે વ્યવસ્થા કરી જનાર્દન કાકાને સભાધ્યક્ષ, માધવને દાનાધ્યક્ષ, કૃષ્ણદાસ મેઘનને કોષાધ્યક્ષ, શ્રેષ્ઠિ પુરૂષોત્તમદાસને કાર્યાધિકારી, એમના પુત્ર ગોપાળદાસને બ્રાહ્મણના પાત્રસ્થાનના અધિપ ઠરાવ્યા વિદ્યાધર આચાર્યને અતિથિ પૂજનનું, સરસ્વતીને પાક કરવાનું અને સુભદ્રાને પીરસવાનું, તથા કૃષ્ણભટ્ટને પરિચારકનુ કામ સોપ્યું. હરિકૃષ્ણને તથા પત્ની મહાલક્ષ્મીને પોતાની સેવામા રાખ્યા. ભગવાનદાસ, વાસુદેવ, યાદવ વગેરેને રક્ષક નીમ્યા.

પ્રભુ કૃપાએ યથાવિધિ જ્યોતિષ્ટોમ યજ્ઞની પૂર્ણાહૂતિ નિર્વિઘ્ને થઈ. યજ્ઞ પુરો થતાં સઘળા આવેલાનો દાન માનવડે સારો સત્કાર કરાવ્યો અને બ્રાહ્મણોને બહુ દક્ષિણા આપી આચાર્યશ્રી ત્યાથી અડેલ પધાર્યા.

**અગ્નિમાં ઔષધ નાંખવાથી આચાર્યશ્રીની પીડા નિવૃત્ત.**

ત્યાર પછી એક દિવસે આચાર્યશ્રીના ઉદરમાં કાંઈ પીડા થઇ. ત્યારે શિષ્યો ઔષધ લાવ્યા તે ઔષધ આચાર્યશ્રીએ અગ્નિમાં નાંખી દીધુ, એટલે પેટમાંની પીડા મટી ગઇ.

**અઘમર્ષણ તીર્થમાંવિષ્ણુ મુનિના શિષ્યની**

આચાર્યશ્રી વ્રજયાત્રામા અઘમર્ષણ તીર્થમાં પધાર્યા ત્યાં કોઇ વિષ્ણુમુનિનો શિષ્ય આચાર્યશ્રીની સ્તુતિ કરવા લાગ્યો. એ સ્તુતિ પુરી થયેથી તે શિષ્ય વિમાનમા બેસી વૈકુંઠ ગયો. તે પછી આ ચાર્યશ્રીએ વ્રજયાત્રા પૂરી કરી.

**આચાર્યશ્રીના સ્તવનથી મુક્તિ.**

બાદ કુટુંબ સહવર્તમાન આચાર્યશ્રી જગદીશની યાત્રા માટે પધાર્યા ત્યાની યાત્રા કરી આચાર્યશ્રી કાશીમા આવ્યા. ચરણાદ્રિનો રાજા આચાર્યશ્રીને ત્યા શરણે આવ્યો અને ચરણાદ્રિમા રહેવા વિગેરેના મકાનો તૈયાર કરાવી આપી પધારવાની વિજ્ઞપ્તિ કરવાથી આચાર્યશ્રી ચરણાદ્રિ પધાર્યા.

**ચરણાદ્રિમાં શ્રી વિઠ્ઠલનાથજીનો પ્રાદુર્ભાવ. વિ.સં. ૧૫૭૨.**

ત્યા સંવત્ ૧૫૭૨ મા આચાર્યશ્રીના પત્ની મહાલક્ષ્મીએ શ્રીવિઠ્ઠલનાથજીને જન્મ આપ્યો તે સમયે ત્યા શ્રીવિઠ્ઠલેશ સાક્ષાત્ પધાર્યા અને નંદા-લય મહોત્સવ થયો. કેટલાએક વખત સુધી ચરણાદ્રિમા રહી આચાર્યશ્રી અડેલ પધાર્યા ત્યાં શ્રી વિઠ્ઠલનાથજીને બાકીના સંસ્કાર કરાવી ફરીથી વ્રજયાત્રા કરી; અને ગોપીનાથજીનો યજ્ઞોપવિત મહોત્સવ ત્યા કર્યો. ગજનધાવન પોતાના નવનીતપ્રિયાજીને ત્યાં પધરાવી લાવ્યો.

**દંડી સંન્યાસીનો પરાજય.**

એક દિવસ એક દંડી સંન્યાસી પોતાના શિષ્યો સહિત આચાર્યશ્રીની સાથે વિવાદ કરવાને આવ્યો, આચાર્યશ્રીએ એનો થોડા વખતમા પરાજય કર્યો

**આચાર્યશ્રીનાં પત્ની તથા માતાને ભગવાને નિવેદન મંત્રનું સ્વતઃ દાન કર્યું.**

તે પછી આચાર્યશ્રીનાં પત્નીને તથા માતુશ્રીને ભગવાને નિવેદન મંત્રનું સ્વત. દાન કર્યું. વાર્ષિક મહોત્સવમાં આચાર્યશ્રીએ માતાની આજ્ઞાનું અને એકાદશી વ્રતનું પાલન કર્યું.

**જગદીશની યાત્રા માં કૃષ્ણચૈતન્યનો સમાગમ** તે પછી આચાર્યશ્રી જગદીશની યાત્રા કરવા પધારતા ગગાસાગર પહોચ્યા ત્યારે ત્યાં કૃષ્ણ ચૈતન્યનો મેળાપ થયો ત્યાં એક બીજાની સાથે પ્રીતિપૂર્વક ધર્મસબધી વાર્તા ચાલી

કૃષ્ણચૈતન્યે કહ્યુ કે હુ અમાગ વૈષ્ણવોને નિત્ય સવા લક્ષ વખત હરિનુ નામ લેવાનો બોધ કરૂ છુ

**હરિનું અખંડિત સ્મરણ રાખવાનો બોધ.** ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે હુ તો વૈષ્ણવોને આખો દિવસ અને રાત પ્રભુનું નામ લેવાનુ કહુ છુ અને એમ માનુ છુ કે, એક ક્ષણ પણ પ્રભુનુ નામ લીવા વિના જાય તો તેમા આસુરાવેશ થવાનો સભવ છે ત્યારે કૃષ્ણ ચૈતન્યે કહ્યુ કે, આખો દિવસ ને રાત શ્રીહરિનું નામ લેવું શી રીતે બની શકે? ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે, વાસણો ઉતારવાના ચાકને કુભાર દડથી ક્ષણે ક્ષણે ગતિ આપતો નથી તોપણ તે ચાક ઘણા વખત સુધી ફરતો રહે છે એક વખત બળથી આપેલી ગતિ ઘણા વખત સુધી જારી રહે છે, તજ રીતે મનને પણ સેવા અને નવરાશના વખતમા એવી ગતિ આપવી કે તે ગતિ વ્યવસાય અને ઉંઘના વખતમા પણ જારી રહે. આ વાત દેખીતી રીતે સમજવી મુશ્કેલ છે, તોપણ તે ખોટી નથી અને એમ કરવુ એ બિલકુલ અશક્ય નથી.

**तस्मा त्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ॥**
**वदद्भिरेवं सततं स्थेयमित्येव मे मतिः ॥ १ ॥**

અર્થ—એટલા માટે સર્વ પ્રકારે "શ્રીકૃષ્ણ શરણ મમ" એ અષ્ટાક્ષર મત્રનો નિરતર જપ કરતા પ્રભુ પરાયણ થઇને રહેવું એવી મારી બુદ્ધિ છે

એ પ્રમાણે ધર્મ ચર્ચા કરતા આચાર્યશ્રી કૃષ્ણ ચૈતન્યની સાથે કેટલોએક વખત ત્યા રહ્યા પછી

**બન્ને મિત્રોનું ભિન્ન માર્ગે જગદીશ તરફ પ્રયાણ.** બન્ને ત્યાંથી શ્રીજગદીશ જવા નીકળ્યા, રસ્તે જતાં બે માર્ગ આવ્યા એક ઘાડા જંગલમાંથી જવાનો ટુંકો માર્ગ અને

એક સુરક્ષિત લાંબો માર્ગ. તે વખતે કૃષ્ણ ચૈતન્યે કહ્યુ કે, આપણે આ ટુંકા માર્ગથી શ્રીજગદીશ જઇએ ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, જ્યારે ભય વિનાનો માર્ગ સાધ્ય છે ત્યારે ભયવાળા માર્ગે જવાનું કાંઈ પ્રયોજન નથી કેમકે કદાચ ભયમા આવી પડીએ તો આપણને બચાવવાનો પ્રભુને શ્રમ લેવો પડે. માટે પ્રયોજન વગર એવો શ્રમ ભગવાનને આ-પવો એ યોગ્ય નથી. ત્યારે કૃષ્ણચૈતન્યે કહ્યું કે, મારા મનમાં શ્રીજગદીશના દર્શન કરવાની ઘણી આતુરતા છે તેથી હું તો આ ટુંકે માર્ગે જઇશ; ત્યારે આચાર્યશ્રીએ એમને તે માર્ગે જવા દીધા અને પોતે તો લાંબે માર્ગે ગયા.

**વિકટ માર્ગે કૃષ્ણ-ચૈતન્યનું સંકટ અને પ્રભુનું રક્ષણ.**

થોડા રોજમાં આચાર્યશ્રી જગદીશ પહોંચ્યા, ત્યારે કૃષ્ણ-ચૈતન્યે એમને કહ્યું કે, આપનું કહેવું ખરૂં પડર્યું. હુ ટુંકે માર્ગે જંગલમાંથી ગયો, પણ દૈવવશાત્ હુ ને મારા સોબતીઓ વિખુટા પડી ગયા અને હું જંગલમાં ભૂલો પડયો; એટલામાં એક મસ્ત હાથીએ મારા ઉપર તરાપ મારી. હુ ગભરાયો તે વખતે શ્રીજગન્નાથજીનો ત્યાં આવિર્ભાવ થયો. જગન્નાથજીનું વિકરાળ સ્વરૂપ જોઇ તે હાથી નાશી ગયો અને મને તરત માર્ગ જડયો. હું દિલગીર છું કે આપના વચનનો અસ્વીકાર કરી વગર જરૂરે પ્રભુને મેં શ્રમમાં નાંખ્યા. સેવકને આ યોગ્ય ગણાયજ નહિ.

**હરિદ્વારમાં સર્વને યોગબળે પૂર્વ પર્વ સ્નાન કરાવ્યું.**

જગદીશમાં રથયાત્રાનાં દર્શન કરી, આચાર્યશ્રી હરિદ્વાર પધાર્યા. ત્યાં પોતાના યોગબળવડે સર્વને સુવાડી દેઇને, પોતાની સાથેના વૈષ્ણવો, વિરક્તો તથા કેતુ, કમંડલુ, લકુટાલોકી, કેવળરામ, ભગવાનદાસ આદિને પૂર્વપર્વ સ્નાન કરાવ્યું. તે પછી આચાર્યશ્રી અર્ક

પુર (અડેલ) પધાર્યાં ત્યારબાદ કવિરાજને[1] શિક્ષા આપી ત્યાંથી કાન્યકુબ્જ પધાર્યા ત્યાં પરમાનંદદાસના[2] ઉપર અનુગ્રહ એમને શ્રીહરિની લીલાના દર્શન કરાવ્યાં

ત્યાર પછી વ્રજયાત્રામા આચાર્યશ્રીએ સંતદાસના ઉપર અનુગ્રહ

એક દિવસ રાત્રે વૈષ્ણવોના બોધ અને પરમ હર્ષ વચ્ચે કથા દરમ્યાન ગોપીજનોની ભક્તિનુ રહસ્ય અને ફળ દર્શાવતા નિરોધ સબધી ઉપદેશ કરતાં જણાવ્યું કે—નિરોધ લક્ષણ નીચે પ્રમાણે છે[3]

---

૧ તે ગ્નાતે ભાટ બ્રાહ્મણ હતા એમને બીજા બે ભાઇ હતા, અને ત્રણે ભાઇ અડેલમા આચાર્યશ્રીને શરણે થયા હતા

કવિરાજ ઘણા સારા કવિત કરતા આચાર્યશ્રીને શરણે થઇ એ અડેલમા રહેતા આચાર્યશ્રીએ એમને બોધ કર્યો કે, હાકેમ કે એવા ઇતર માનુષી જનોના ગુણ ગાવા કરતા શ્રીપ્રભુના ગુણ ગાવા વધારે લાભકારી છે માટે શ્રીહરિ સિવાય બીજાના ગુણ ગાવા નહિ આ બોધ મળ્યા પછી કવિરાજ લૌકિક પ્રભુના ગુણ ગાવાનું કામ છોડી દઈ શ્રીનાથજી, શ્રીહરિ, અને આચાર્યશ્રી વિષે અનેક કાવ્યો કરતા હતા

આ કવિરાજની વાર્તા ૮૪ વૈષ્ણવોમા ૬૬ મી છે

૨ તે કનોજીયા બ્રાહ્મણ હતા એ એક સમર્થ કવિ હતા આચાર્યશ્રીને શરણે થયા પહેલા એ પરમાનંદ સ્વામી કહેવાતા અને બીજાઓને કંઠીઓ બાંધતા અને પ્રભુના વિરહના મનોહર પદો બનાવી ગાતા આચાર્યશ્રીને શરણે થયા પછી એમણે શ્રીકૃષ્ણની બાળલીલાના પદ ગાવા માડયા એમના બનાવેલા ઘણા પદ છપાયા છે એમને શ્રી ઠાકોરજીના ઉપર ઘણો પ્રેમ હતો એટલુંજ નહિ પરંતુ વૈષ્ણવો ઉપર પણ એ ઘણો ભાવ રાખતા.

૩ આ હકીકત શ્રીમદાચાર્યરચિત निरोधलक्षण નામના ગ્રંથના સારરૂપ છે સદર ગ્રંથના પ્રથમ ત્રણ શ્લોકથી (૧) યશોદા, ગોપીઓ અને ગોપને શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થામાં તેમના રક્ષણની ચિંતાથી જે માનસિક અને શારીરિક દુઃખ ભોગવવુ પડતું હતું તે, (૨) શ્રીકૃષ્ણના સહવાસનું જે સુખ મળતું હતું તે તથા (૩) મથુરામાં પધાર્યા બાદ

સર્વ જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો, મન અને દેહના સર્વ વ્યાપાર ભગવાન્ પરત્વેજ રાખવા એનું નામ નિરોધ.

ગોકુલમાં શ્રીયશોદાજી અને નંદરાયજી વિગેરે વ્રજવાસીઓને જે દુઃખ થયું હતુ, તેમજ જે દુઃખ ગોપીજનોને થયું હતું, તે દુઃખ મને દેહ, ઇંદ્રિયો, પ્રાણ, અને અંતઃકરણ વિગેરેમા કોઈ ઠેકાણે થાઓ

આ દુઃખ શ્રીકૃષ્ણની બાલ્યાવસ્થામા તેમની સંભાળ રાખવાની કાળજીથી તથા તેમના વિયોગથી થએલુ તે છે ૧

ગોકુળમા ગોપીજનો અને બધા વ્રજવાસીઓને શ્રીકૃષ્ણના સહવાસથી જે સુખ મળ્યુ હતુ તે સુખ ભગવાન્ મને ક્યારે આપશે ?

આ સુખ શ્રીકૃષ્ણના સહવાસથી તથા તેમનામા ચિત્ત પરોવાએલુ રાખવાથી મળેલુ તે. ૨

ઉદ્ધવજી મથુરાથી ભગવાનની આજ્ઞાથી યશોદા, નંદજી, અને ગોપિકાઓની ખબર કાઢવા, અને તેમનુ આશ્વાસન કરવા ગયા તે વખતે ગોકુળમા અને વૃંદાવનમા જે મોટો ઉત્સવ થયો, તે ઉત્સવ મારા મનમા ક્યારે થશે ?

ઉદ્ધવજી ભગવાનની આજ્ઞાથી ગોકુળમા અમારી ખબર કાઢવા આવ્યા એ જાણીને, તમામ વ્રજવાસીઓના મનમા આવ્યુ કે, ભગવાન્ અમારાથી દૂર રહે છે તોપણ એમણે અમને વિસાર્યા નથી આ વિચારથી તેમના મનમા ઘણો હર્ષ થયો. તે હર્ષને આચાર્યશ્રી મહાન્ ઉત્સવ કહે છે ૩

જ્યા સુધી મોટા ભક્તજનોની કૃપાથી ભગવાન્ દયા કરે ત્યાં સુધી (સાધનદશામા) કીર્તન કરાતો એવો આનંદનો સમુદાય સુખને માટે છે અર્થાત્ જ્યા સુધી ભગવાનની પ્રાપ્તિ

---

તેમને દીલાસો આપવા માટે ઉદ્ધવજીને મોકલવાની કૃપા કરી તેથી થતો આનંદ એ ત્રણે અનુભવ મને ક્યારે થશે એમ શ્રીમદાચાર્ય પૂછે છે એ ત્રણે અવસ્થાનું સ્મરણનું પ્રયોજન એ છે કે તે ત્રણે અવસ્થાઓ નિરોધના લક્ષણ રૂપ છે. નિરોધના ઉપાય તરીકે નિરંતર ભગવદ્ગુણગાન અને ભગવત્ચરણારવિંદનુ ધ્યાન એ છે. શ્લોકાંક નિરોધ લક્ષણના છે.

ન થાય ત્યા સુધી ભગવાનનુ કીર્તન કરવું જોઇએ, કેમકે તેમ કરવાથી આનંદ અને સુખ પ્રાપ્ત થાય છે અને ચિત્ત ભગવાનમા જ રહે છે. ૪

મોટા ભકતજનોની કૃપાથી ભગવાનનુ કીર્તન જેવુ સુખદાયી થાય છે તેવું લૌકિક પુરૂષોનુ કીર્તન સુખદાયી થતુ નથી. હરિકીર્તન એ સ્નિગ્ધ ભોજનના જેવુ છે અને લૌકિક પુરૂષોનું કીર્તન લુખા ભોજન સમાન છે ૫

ગોવિંદના ગુણ ગાવાથી જેવી સુખની પ્રાપ્તિ થાય છે તેવી સુખની પ્રાપ્તિ શુકદેવજી વગેરેને બ્રહ્મજ્ઞાને કરીને પણ થતી નથી, તો પછી બીજા વિષયોથી તો ક્યાથીજ થાય ? ૬

પોતાની પ્રાપ્તિને સારૂ ક્લેશને પામતા એવા ભક્તજનોને જોઇને જ્યારે ભગવાન્ કૃપાયુક્ત થાય ત્યારે હૃદયમા રહેલા સંપૂર્ણ સદાનંદ પરબ્રહ્મ શ્રીકૃષ્ણરૂપે બહાર પ્રકટ થાય છે. ૭

પ્રભુનુ ગાન કરતી વખતે પ્રભુના સ્વરૂપનુ ભકતજનને સ્મરણ થાય છે. એ સ્મરણ થયેથી પ્રભુની પ્રાપ્તિ પોતાને ક્યારે થશે એમ મનમાં તાપ ઉત્પન્ન થાય છે આવો જ્યારે સંપૂર્ણ તાપ થાય છે ત્યારે ભગવાન્ પ્રકટ થઇ ભક્તજનને દર્શન અને આનંદ આપે છે.

સર્વાનંદમય ભગવાનનો કૃપારૂપી આનંદ અત્યંત દુર્લભ છે, કારણ કે હૃદયમાં રહેલા ભગવાન્ પોતાના ગવાતા ગુણોને સાંભળીને પરિપૂર્ણ થઇને પોતાના ભકતજનોને આનંદના સમુદ્રમાં ડુબાવી દે છે ૮

આ શ્લોકમા બ્રહ્મજ્ઞાન પ્રભૃતિ આનંદ કરતા પણ કૃપાનંદનો સહેતુક ઉત્કર્ષ બતાવ્યો છે

તેટલા માટે સર્વ પદાર્થ ત્યજી દઈને જેઓનો પ્રભુમાં નિરોધ થએલો છે અને જેઓને સદાનંદ (સતત્ આનંદ) કૃષ્ણ પર ત્મજ આશ્રય છે તેવા ભકતોએ શ્રીહરિના ગુણ અવશ્ય ગાવા. તેમ કરવાથી સત્, ચિત્ અને આનંદપણું પ્રગટ થાય છે. ૯

રોધવડે કરીને હું નિરૂદ્ધ થયેલો છુ અને નિરોધની પદ-વીને પામેલો છુ, તેટલા માટે હુ બીજા પુષ્ટિમાર્ગીય ભક્તોના રોધને સારૂ નિરોધનું વર્ણન કરૂ છુ.—૧૦

આચાર્યશ્રીએ પોતાનુ મન સસાર ઉપરથી સપૂર્ણ રીતે ઉઠાવી લેઇ માત્ર શ્રીહરિ ઉપરજ લગાડ્યુ હતુ, તેથી પોતાને નિરૂદ્ધ પદવી પ્રાપ્ત થઇ હતી એમ કહે છે અને પુષ્ટિમાર્ગીય બીજા ભક્તોને નિરોધનુ જ્ઞાન થવા નિરોધનુ વર્ણન કરે છે

શ્રીભાગવતનો દશમસ્કધ નિરોધલીલા છે. તે ઉપર શ્રીસુબોધિનીજી ટીકા કરવાથી નિરોધ પ્રાપ્ત થયો એમ પોતાનો અનુભવ આચાર્યશ્રી કહે છે. મૂળમા તે શબ્દ છે તે સામાન્ય રીતે ભક્તજનના અર્થમા વાપર્યો છે

જે જીવોને પ્રભુએ નિરતર છોડી દીધેલા છે તે ભવસાગરમાં ડુબેલા રહે છે અને જે જીવોનો નિરોધ થયેલો છે એટલે જે જીવોના ઇન્દ્રિયોના સર્વ વ્યાપાર ભગવાનમાજ સમાય છે તે જીવો રાત્રિ દિવસ આ ગુણગાનમા આનદનેજ પ્રાપ્ત કરે છે. ૧૧

સસારના આવેશથી દુષ્ટ થએલી ઇન્દ્રિયોના હિતને સારૂં જરૂરનુ છે કે, નિયમમા રાખનાર સર્વવ્યાપક ભગવાનમા સ્ત્રી-પુત્રાદિક સર્વ પદાર્થને યોજવી ૧૨

મુર નામે દૈત્યના શત્રુ શ્રીભગવાનના ગુણોમાં જેઓનું ચિત્ત નિરતર રહેલું છે તેઓને સસાર અને ઇષ્ટ વસ્તુના વિયોગથી થતો કલેશ એ બન્ને થતા નથી પણ હરિવત્ સુખ થાય છે. ૧૩

તે પ્રમાણે એટલે હરિના જેવું સુખ થાય ત્યારે ભગવાન્મા દયાળુપણું સભવે એમ ન થાય તો પ્રભુમા ક્રૂરતા રહેલી છે એમ મનાય. ભગવાનના ગુણ ગાવામાં કોઈપણ પ્રકારનો બાધ કે શકા નડવાની ધાસ્તિ નથી પણ ભગવાનનો અભ્યાસ સિદ્ધ થાય છે. ૧૪

ભગવાનના ધર્મોના સામર્થ્યથી વિષયોમા અરૂચિ સ્થિર થાય છે. તેમજ ભગવાનના ગવાતા ગુણોએ કરીને સુખના સ્પર્શને લીધે કોઈ વખતે પણ દુખ દેખાતું નથી. ૧૫

એ રીતે જ્ઞાનમાર્ગ કરતાં ભગવાનના ગુણોનું વર્ણન કરવામા અધિકતા છે એમ જાણીને ઇર્ષ્યા અને લોભ રહિત એવા ભક્તોએ નિરતર શ્રીભગવાનના ગુણો અવશ્ય ગાવા. ૧૬

એટલા માટે સંકલ્પ માત્રથી પ્રકટ કરેલી શ્રીભગવાનની મૂર્ત્તિનું અવશ્ય ધ્યાન કરવુ અને તે મૂર્ત્તિમાંજ હમ્મેશ દર્શન, સ્પર્શ, કૃતિ, ગતિ, શ્રવણ, અને કીર્તન સર્વ સ્પષ્ટ પ્રકટ રીતે જ કરવા ૧૭

અને ભગવાનની સેવામા પ્રીતિ રાખનાર એવો પુત્ર ઉત્પન્ન થવા માટેજ રતિ કરવી. મલ ભાગનો ત્યાગ કરી બાકીના શરીરનો સેવાદિકમાં વિનિયોગ કરવો આ રીતથી પાચુ ઇન્દ્રિયોનો પણ પરંપરાએ કરીને વિનિયોગ થયો જાણવો ૧૮

જેનુ એટલે જે ઇન્દ્રિય અથવા સ્રીપુત્રાદિકનું કાર્ય સ્પષ્ટ રીતે ભગવત્સબંધી દેખાતુ ન હોય તેનો અવશ્ય નિગ્રહ કરવો એ નિશ્ચય છે. ૧૯

નિરોધ ઉપરાત કોઇ મંત્ર નથી, સ્તુતિ નથી, વિદ્યા નથી, તેમજ તીર્થ પણ નથી નિરોધજ સર્વોપરિ ફળ છે ૨૦

**ગુજરાતમાં પ્રવાસ.**

તે પછી આચાર્યશ્રી વ્રજમાથી કુરૂક્ષેત્રમા પધાર્યા, અને ત્યાથી શ્રીરણછોડજીના દર્શન કરવા દ્વારકા જવાને ગુજરાતમા પધાર્યા

યાત્રા દરમ્યાન આચાર્યશ્રીએ ગોપાળદાસ ઉપર અનુગ્રહ કર્યો

**બાદરાયણદાસને અનુગ્રહ.**

દ્વારકા જતાં આચાર્યશ્રી મોરબીમા થોડા દિવસ રહ્યા, તે વખતે બાદરાયણદાસે આચાર્યશ્રી પાસેથી ફરીથી નામ મંત્ર લીધો અને એમની સ્રીને બ્રહ્મસંબંધ કરાવ્યો ત્યાથી આચાર્યશ્રી દ્વારકા ગયા ત્યારે બન્ને ધણી ધણિયાણી એમની સાથે દ્વારકા ગયા અને આચાર્યશ્રી ત્યા છ મહીના સુધી રહ્યા તે દરમ્યાન બન્ને જણે એમની પાસે કથા વાર્ત્તા શ્રવણ કરી.

આચાર્યશ્રીનો મુકામ દ્વારકામાં હતો એજ અરસામાં ગોવિંદ દવે નામનો સાચોરો આચાર્યશ્રીને

ગોવિંદ દવેનું શરણે થવું.

શરણે થયો હોય એમ જણાય છે. આચાર્યશ્રીએ ગોવિંદદવેને મંત્ર આપી બ્રહ્મસંબંધ કરાવ્યો અને સેવા કરવાની રીત બતાવી સેવા કરવાની આજ્ઞા આપી.

ગોવિંદદવે સેવા કરવા લાગ્યા પણ એમનું મન સેવામાં ચોટે નહિ તેથી, એમણે આચાર્યશ્રીને

નવરત્ન ગ્રંથ.

એક પત્ર લખી જણાવ્યું કે આપે મને સેવા કરવાની આજ્ઞા કરી છે, પણ વિગ્રહને લીધે મારાથી તે બરોબર થઈ શકતી નથી ત્યારે આચાર્યશ્રીએ નીચેના ૯ શ્લોક[1] તેમને લખી મોકલ્યા.

चिंता कापि न कार्या निवेदितात्मभिः कदापीति ।
भगवानपि पुष्टिस्थो न करिष्यति लैकिकीं च गतिम् ॥१॥
निवेदनं तु स्मर्तव्यं सर्वथा तादृशैर्जनैः ॥
सर्वेश्वरश्च सर्वात्मा निजेच्छातः करिष्यति ॥२॥
सर्वेषां प्रभुसंबंधो न प्रत्येकमिति स्थितिः ।
अतोऽन्यविनियोगेऽपि चिंता का स्वस्य सोऽपि चेत् ॥३॥
अज्ञानादथवा ज्ञानात्कृतमात्मनिवदनं ।
यैःकृष्णसात्कृतप्राणैस्तेषां का परिदेवना ॥४॥
तथा निवेदने चिंता त्याज्या श्रीपुरुषोत्तमे
वि।नयोगेऽपिसा त्याज्या समर्थो हि हरिः स्वतः ॥५॥
लोके स्वास्थ्यं तथा वेदे हरिस्तु न करिष्यति
पुष्टिमार्गस्थितो यस्मात्साक्षिणो भवताऽखिलाः ॥६॥
सेवाकृतिर्गुरोराज्ञा बाधनं वा हरीच्छया ।
अतः सेवापरं चित्तं विधाय स्थीयतां सुखं ॥७॥

---

૧ આ શ્લોકો "नवरत्न" નામના ગ્રંથથી સુપ્રસિદ્ધ છે.

चिन्तोद्वेगं विधायापि हरिर्यद्यत्करिष्यति ।
तथैव तस्य लीलेति मत्वा चिंता द्रुतं त्यजेत् ॥८॥
तस्मात्सर्वात्मना नित्यं श्रीकृष्णः शरणं मम ।
वदद्भिरेवंसततं स्थेयमित्येव मे मतिः ॥९॥

બ્રહ્મસબંધ કરવાથી સર્વ દોષોની નિવૃત્તિ થાય છે એટલે એવા કરવામા નડતા પ્રતિબંધોની આપોઆપ નિવૃત્તિ થશે માટે ચિંતાનું પ્રયોજન નથી જેણે પોતાનુ સર્વસ્વ શ્રીહરિને નિવેદન કરી દીધુ છે તેણે કોઈપણ પ્રકારની ચિતા કરવી નહિ, કેમકે કૃપામાર્ગમા રહેલા શ્રીહરિ એવા જીવની લૌકિક ગતિ કરશે નહિ, એટલે અહંતામમતાથી થતી પીડા તેને થશે નહિ

નિવેદનનુ એવા તાદૃશ વૈષ્ણવોના સમાગમમા નિત્ય સ્મરણ રાખવું, તેમ કરવાથી નિવેદિત–જીવોના અને કાલાદિના સ્વામી અને સર્વભૂતમાત્રના આત્મારૂપ શ્રીહરિ તેવા જીવોને સ્વ–ઇચ્છાથી કૃતાર્થ કરશેજ

આત્મનિવેદન કરવાથી પોતાનો અને પોતાની સાથે જોડાએલા સ્ત્રી પુત્રાદિક સર્વપ્રાણી અને પદાર્થ માત્રનો પ્રભુની સાથે જુદો જુદો સબંધ થતો નથી તે કારણથી કોઈ વખતે આત્મ નિવેદન કરનાર પોતાના દેહનો, કાળનો કે દ્રવ્ય વગેરેનો ઉપયોગ સ્વજનની પ્રીતિ યા હિત માટે કરે તોપણ તેથી દોષ થતો માનીને ચિંતા કરવી નહિ, કેમકે સ્વજનના હિતને માટે ભગવદ્બુદ્ધિથી જે ઉપયોગ કર્યો હોય તે ભગવાનને માટેજ છે,

અજ્ઞાનથી અથવા જ્ઞાનથી જેઓએ પ્રભુને આત્મનિવેદન કરી શ્રીકૃષ્ણને પ્રાણ આધીન કર્યા છે તેમને પછી પરિદેવના (ચિંતા) શી? કશી નહિ.

નિવેદન સબધમાં પ્રભુએ પોતાનો અંગીકાર કર્યો છે કે નહિ એવી ચિંતાનો ત્યાગ કરવો જોઇએ, તેમજ શાસ્ત્રદનો આશ્રય કરવા વગેરે રીતે અન્ય વિનિયોગ થાય તોપણ ચિંતા કરવી નહિ; કારણકે સ્વત. હરિ સમર્થ છે.

જીવોને લૌકિક કે વૈદિક ક્રિયાઓમાં આનંદ મળે એમ પ્રભુ કરશે નહિ કારણકે તે પુષ્ટિસ્થ છે માટે તેવા બધા જીવોએ લૌકિક વૈદિક ક્રિયાઓમા માત્ર સાક્ષીભૂત વર્તવું

ગુરૂની આજ્ઞાનો ભગ ન થાય એવી રીતે સેવા કરવી. પરતુ જ્યારે ભગવદિચ્છા તેથી વિપરીત દેખાય ત્યારે ગુરૂની ઇચ્છાનો બાધ કરવામા હરકત નથી (કારણકે ગુરૂની ઈચ્છા કરતાં ભગવદિચ્છા વિશેષ આદરણીય છે) ૧ આ પ્રમાણે હોવાથી ચિત્તને સેવાપરાયણ રાખી સુખેથી સ્થિતિ કરો.

ચિત્તમા ઉદ્વેગ કરીને પણ શ્રીહરિ જે જે કાંઈ કરશે તે તે પ્રમાણેજ તેમની (શ્રીહરિની) લીલા છે એમ માની ચિંતાનો સત્વર ત્યાગ કરવો.

તેથી કરીને મારી બુદ્ધિ એમ છે કે સર્વોત્મભાવથી નિત્ય **श्रीकृष्णः शरणं मम ।** એમ સતત્ જપ કરનારે ઈશ્વર પરાયણ થઈ રહેવું.

એ બોધનો સાર ગ્રહણ કરી તે પ્રમાણે વર્તવાથી ગોવિંદદાસની ચિંતા તથા મનનો ઉદ્વેગ મટી ગયા.

દ્વારકાની યાત્રા કરી આચાર્યશ્રી વ્રજમા પધાર્યા. ત્યાથી શ્રીહરિની મૂર્તિ લેઇને અડેલ પધાર્યા.

જ્યારે જ્યારે આચાર્યશ્રી અડેલમાં બિરાજતા હતા ત્યારે

---

૧ આ સંબંધનુ એક સુંદર દષ્ટાંત દામોદરદાસ સાંભળની વાર્તા ઉપરથી મળે છે. રાજભોગ આરોગતી વખતે આંખો મીંચી દામોદરદાસ પંખો કરતા હતા, કારણકે ગુરુ (શ્રીમદાચાર્ય)'ની આજ્ઞા એવી હતી કે ઠાકોરજીને ભોગનો સમય હોય ત્યારે તેમનાં દર્શન કરવાં નહિ. પરંતુ એક દિવસ ઠાકોરજીએ પોતેજ આજ્ઞા કરી કે આંખો ઉઘાડી જો કે હુ શી રીતે ભોગ આરોગું છું. તે ઉપરથી ગુરૂની આજ્ઞા બાજુ ઉપર મૂકી પ્રભુની આજ્ઞા માથે ચઢાવી તેમણે શ્રીઠાકોરજીના તેજ વખતે આંખ ખોલી દર્શન કર્યાં.

**દેવા બ્રાહ્મણીનો ઉદ્ધાર.**

ત્યારે દેશ પરદેશના વૈષ્ણવો આવી ત્યા વસતા. એક પ્રસંગે એમની જ્ઞાતિની એક દેવા નામની તેલંગ બ્રાહ્મણી અડેલમા આવીને રહી આચાર્યશ્રીના પ્રતાપથી ત્યાં તેનો સારી રીતે નિર્વાહ ચાલ્યો. જે વૈષ્ણવો ત્યા આવતા તે એને આચાર્યશ્રીની જ્ઞાતિની જાણી કાઇંક દક્ષિણા આપતા આચાર્યશ્રીને ત્યા કાંઇક વિવાહ, જનોઇ વગેરે પ્રસ્તાવ આવતો ત્યારે આચાર્યશ્રી એ સ્વજ્ઞાતિની છે એમ જાણી, એનુ સન્માન કરતા. તોપણ એ બ્રાહ્મણીનો એવો સ્વભાવ હતો કે, એનાથી આચાર્યશ્રીનો ઉત્કર્ષ જોઈ શકાતો નહિ અને અદેખાઇને લીધે એનુ મન હમેશ બળ્યાં કરતુ દેશવિદેશના લોકો આચાર્યશ્રીના માજી તથા સ્રીને દંડવત્ કરે તે એનાથી સહન થતું નહિ તે એમ વિચારતી કે, હું અને આ સ્રીઓ એક ન્યાતની છતા મને કેમ કોઈ પગે લાગતું નથી ? એ પ્રમાણે દિવસે દિવસે એના મનમા દ્વેષ વધવા માંડયો પરતુ દ્વેષ સંતોષવા માટે એનાથી કાંઇ વળ્યું નહિ તેથી એણે વિચાર કર્યો કે, હુ એમને કોઇ રીતે દુઃખ દેઉં તો સારૂ ટહલુવો કરીને આચાર્યશ્રીનો એક જળઘરિયો હતો તે આચાર્યશ્રીને ત્યા જળ લાવવાનુ કામ કરતો હતો એક દિવસ આ જળઘરિયો યમુનાજીમાંથી જળની ગાગર ભરીને આવતો હતો તે વખતે, આ બ્રાહ્મણીએ તે ગાગર ઉપર અપવિત્ર પાણી રેડયું તેથી તે ગુસ્સે થયો તોપણ, એ બ્રાહ્મણીને કાંઈ ન કહેતાં તેણે આચાર્યશ્રીના આગળ ફરિયાદ કરી કે આપની જ્ઞાતિની બ્રાહ્મણીએ મારી ગાગર ઉપર જાણી જોઇને એના લોટાનુ પાણી રેડયું. ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે એની સાથે કાંઇ બોલતો નહિ, તુ ગાગર પવિત્ર કરી ફરી ભરી લાવ. ત્યારે તે જળઘરિયો સ્નાન કરી ગાગર માજી ફરીથી ભરી લાવ્યો પછી જ્યારે જ્યારે એ જળઘરિયો આ બાઈની દૃષ્ટિયે પડે ત્યારે ત્યારે રોજ તે એક ગાગર અભડાવતી તે જળઘરિયો રોજ આચાર્યશ્રીના આગળ ફરિયાદ કરતો ત્યારે આચાર્યશ્રી

તેને સહનશીલતા રાખવાનું જણાવતા અને તે જળધરિયે કાયર થઈ આચાર્યશ્રીને કહ્યુ કે, મારાથી આ બાઈ તરફથી થતુ દુખ સહન થતુ નથી અને આપની આજ્ઞા વગર મારાથી એને કાઈ કહી શકાતું નથી આચાર્યશ્રીએ કહ્યુ કે, જા એના ઘરની કોઈ ચીજ તું લેઈ આવ. ત્યારે જળધરિયાએ કહ્યું કે, મને દેખે છે એટલે મારા ઉપર માટી અને પાણી નાંખે છે તો, એ મને એના ઘરની વસ્તુ કેમ લેવા દે? ત્યારે આચાર્યશ્રીએ કહ્યું કે, તું એના ઘેર જા અને તે પોતાની મેળે તને કાઇક આપશે. તે પછી તે જળધરિયો યમુનાજીમાથી જળની ગાગર ભરીને આવતો હતો તેને પેલી બાઇએ દીઠો એટલે તે પોતનુ કરતી કરતી બહાર આવી ત્યારે જોયુ કે જળધરિયો આગળ નિકળી ગયેલો હતો તેથી તે તેની પાછળ ગઈ અને પોતાના હાથમાનુ પોતનુ (છાણુ માટી વાળુ પલાળેલું ચિંથરૂ) એની ગાગર ઉપર નાખ્યું. તે તેની ગાગર ઉપર પડયુ અને તેને ચોટી ગયું, ત્યારે તે જળધરિયાએ એ પોતનાની સાથેની ગાગર આચાર્યશ્રીને બતાવી અને કહ્યું કે, એ બાઈ નિત્ય આ પ્રમાણે મને હેરાન કરે છે. ત્યારે આચાર્યશ્રીએ કહ્યુ કે, એ પોતનાને ધોઇને સુકવી લાવ. જ્યારે તે જળધરિયો તેને ધોઈ લાવ્યો ત્યારે આચાર્યશ્રીએ એના કાકડા કરાવ્યા. પછી પાછલી રાત્રિયે રસોઇને માટે દેવતા સળગાવવાના કામમા એ કાકડાનો ઉપયોગ કરવામા આવ્યો એ પ્રમાણે એ બાઇના ચિંથરાનો ઉપયોગ સેવાના કામમા થતાની સાથે એ બાઇની બુદ્ધિ ફરી ગઇ તે સવારમા ઉઠી તે વખત એના મનમાં વિચાર આવ્યો કે, આચાર્યશ્રીનો મે કેટલો બધો અપરાધ કર્યો છે, પરતુ તેઓ કેવા કૃપાળુ છે કે એમણે મને કશું કહ્યુ પણ નથી આખુ ગામ એમનુ છે એ ધારે તો મને અહિંથી કાઢી મુકવાને સમર્થ છે, તેમ છતાં એ ઇશ્વરની માફક સર્વ સહન કરી રહ્યા છે. માટે મારે એમની પાસે જઇ અપરાધની ક્ષમા માગવી જોઇએ. એમ વિચાર કરી તે આચાર્યશ્રીની પાસે આવી અને તેણે કહ્યું કે, મહારાજ, મેં આપનો ઘણો અપરાધ કર્યો છે. મને ક્ષમા કરો, મેં આપનું સ્વરૂપ

જાણ્યું નહિ. આપ સાક્ષાત્ ઇશ્વર છો. જીવ સંસારરૂપી અંધ-કૂપમાં પડયો છે. આપ કૃપા કરી કાઢો તો બહાર નિકળે, માટે મારા ઉપર અનુગ્રહ કરી મને સેવક કરો ત્યારે આચાર્યશ્રીએ એનો સેવામાં અંગીકાર કર્યો.

આ વાર્તા દાખવે છે કે જ્યારે કોઈ પણ માણુસની કોઈ પણ વસ્તુનો જાણ્યે કે અજાણ્યે ભગવાનની સેવામા અંગીકાર થાય છે ત્યારે તે માણુસની બુદ્ધિમા વિપરીતતા હોય તો તે મટી જાય છે.

એક વખત ત્યાં (અડેલમાં) એમના જ્યેષ્ટ પુત્ર શ્રીગોપી-નાથજીએ એમને કહ્યુ કે આપે નવનીતપ્રિયાજીને આપણે ઘેર પધરાવ્યા છે, હવે શ્રીદ્વારકાનાથજીને પધરાવો તો ઘણું સારૂ આચાર્યશ્રીએ ઉત્તર આપ્યો કે શ્રીદ્વારકાનાથજીનો આભૂષણ વિગેરેનો વૈભવ ઘણો છે એ જોઇ તારૂં મન એમના ઉપર લોભાયુ છે કે કેમ? ત્યારે શ્રીગોપીનાથજીએ જવાબ આપ્યો

**દેવદ્રવ્ય.**

કે આપનો હોઇને શ્રીઠાકોરજીના દ્રવ્યમાં જે લોભ કરશે તનો મૂલ સહિત નાશ થશે. શ્રીઠાકોરજીનું દ્રવ્ય એ દેવદ્રવ્ય છે ત્યારે શ્રીઆચાર્યજીએ કહ્યુ કે અમારા કુલમાં અથવા અમારા વૈષ્ણવોમાં કોઇ શ્રીઠાકોરજીના દ્રવ્યમા લોભ કરશે તેનો નિશ્ચય નિર્મૂલ નાશ થશે. સેવકનો ધર્મ એ છે કે મહેનત મજુરી કરી જે મળી આવે તે શ્રીઠાકોરજીના આગળ ધરવુ, એ પ્રમાણે કરે ત્યારેજ સેવકનો ધર્મ રહે. જે માણુસ શ્રીઠાકોરજીને પૂજાવીને અથવા શ્રીઠાકોરજીનું નામ લેઇ દ્રવ્ય પ્રાપ્ત કરશે તેના સર્વ પુણ્યનો નાશ થશે.*

અડેલમાં શ્રીવિઠ્ઠલનાથજીના યજ્ઞોપવીતનો ઉત્સવ કર્યો.×

* સંતોષની વાત એ છે કે આચાર્યશ્રીની આ આજ્ઞા અત્યાર સુધી સર્વત્ર સેતન્માર્ગમા પાળવામા આવે છે મહારાજો શ્રીઠાકોરજીના દ્રવ્યનો કે સામગ્રીનો ઉપયોગ કરતા નથી. જે વૈષ્ણવોને ઘેર શ્રી ઠાકોરજી બિરાજતા હોય તે ઠાકોરજીને બીજે ઠેકાણે પધરાવે છે તે વખતે શ્રીઠાકોરજીની કટોરી, ઝારી વીગેરે દેવદ્રવ્ય શ્રીઠાકોરજીની સાથેજ આપવામાં આવે છે

× એ રીતે પૂર્વચરિત્ર અવચ્છેદ સમાપ્ત થાય છે

# પ્રકરણ ૧૬ મું.

## આચાર્યશ્રીનું ઉત્તરચરિત્ર, સંન્યસ્ત અને શ્રીહરિના ધામમાં પધારવું.

પ્રથમ આજ્ઞા.

ત્યાર પછી દ્વારકેશના દર્શન કરી જગન્નાથજીને પ્રસન્ન કરી, પાછા વળતા ગંગાસાગરના સંગમને વિષે શ્રી ભાગવત ઉપરની શ્રીસુબોધની નામની ટીકા તૃતીય સ્કંધ સુધીની પુરી થતા, આચાર્યશ્રીને શ્રીહરિના ધામમા પધારવાની પ્રથમ આજ્ઞા થઇ, ત્યારે આચાર્યશ્રીએ વિચાર કર્યો કે, શ્રીભાગવત એ ભક્તિપોષક ગ્રંથ છે અને એ આખા ગ્રથ ઉપર ટીકા લખવાની જરૂર હોવાથી તે લખવાની મને ભગવાને આજ્ઞા કરી છે. પરંતુ જ્યારે તેઓ મને પોતાના ધામમાં બોલાવે છે, ત્યારે ઘણા લાંબા વખત સુધી આ ભૂતળ ઉપર રહેવું ઠીક નથી, તેથી ૪ થી ૯ મા સ્કધ ઉપર ટીકા લખવાનું કામ છોડી દેઇ, ૧૦ મો સ્કંધ જે નિરોધ રૂપ છે અને ૧૧ મો સ્કધ જે મુક્તિરૂપ છે તે ઉપર ટીકા લખી નાંખવી જોઇએ, એમ ધારી આચાર્યશ્રીએ ૧૦ મા સ્કંધ ઉપર ટીકા લખવાનું કામ શરૂ કર્યું.

પછી આચાર્યશ્રી ગગાસાગરથી વ્રજમાં પધાર્યા. ત્યાં શ્રી ગોપીનાથજી આચાર્યશ્રીને દ્વારકા તરફથી આવી મળ્યા, અને એમણે આણેલું યાત્રિક ધન શ્રીગોવર્ધનનાથજીને અર્પણ કર્યું.

તે પછી આચાર્યશ્રીએ શ્રીગોપીનાથજીની સ્ત્રીને દીક્ષા આપી. તે પછી શ્રીગોપીજનવલ્લભભોગસમર્પણની શરૂઆત થઇ; એ ભોગ ગોપીજનવલ્લભભોગના નામથી ઓળખાય છે.

તે પછી વ્રજયાત્રા કરતા કરતા, આચાર્યશ્રી મથુરા પાસે

મધુવનમા પધાર્યા, ત્યારે શ્રીહરિની લીલામા
**દ્વિતીય આજ્ઞા.** પધારવાની આચાર્યશ્રીને બીજી આજ્ઞા થઈ.
તોપણ શ્રીસુબોધિનીનું કામ પુરૂ થયું નહોતું,
તેથી આચાર્યશ્રીએ શ્રીહરિની લીલામા પધારવાને વિલબ કર્યો.

પછી આચાર્યશ્રી આગ્રે પધાર્યા ત્યા દ્વિવેદી ઉત્તમ શ્લોક સાચોરાના ઉપર આચાર્યશ્રીએ અનુગ્રહ કર્યો

આગ્રેથી આચાર્યશ્રી કડે પધાર્યા.

પછી આચાર્યશ્રીએ અડેલમા વસી ભગવાનની આજ્ઞાથી
દશમ સ્કંધ સુબોધિની પુરી કરી એકાદશનો
**તૃતીય આજ્ઞા.** આરભ કર્યા પછી, તેમના માતુશ્રીને પૂર્વે
એ આજ્ઞાઓ થયેલી તેનું વૃત્તાત કહી બતાવ્યુ
ત્યાર પછી ભગવાનની લીલામાં પધારવાની આચાર્યશ્રીને ત્રીજી આજ્ઞા થઇ ત્યારે આચાર્યશ્રીએ સભા ભરી, પોતાના માતુશ્રીને ઉપદેશ કર્યો, અને સન્યાસની યાચના કરી પછી માતા તથ. સ્ત્રીનો શોક દૂર કરીને, આચાર્યશ્રીએ શ્રીગોપીનાથજીને સેવાનો અધિકાર સુપ્રત કર્યો તથા દામોદર વગેરે શિષ્યોને શિક્ષા આપી કે, તમારે શ્રીવિઠ્ઠલનાથજીના રક્ષણ અને શિક્ષણની સભાળ રાખવી તે પછી પોતાની સ્ત્રીને તથા પોતાના અતકરણને આચા-
ર્યશ્રીએ બોધ કર્યો તે બોધ अंतःकरणप्रबोध
**અંતઃકરણ પ્રબોધ.** નામના ગ્રથથી પ્રસિદ્ધ છે- પોતે જણાવે છે કે –

હે અતકરણ મારો બોધ સાવધાનતાથી શ્રવણ કર વાસ્ત-વિક દષ્ટિએ નિર્દોષપૂર્ણ ગુણ શ્રીકૃષ્ણ સિવાય અન્ય સેવ્ય નથી.

જો કોઇ ચાડાલી રાજાની માનીતી રાણી થયા બાદ તેનો અનાદર થાય તોએ તેની અસલની સ્થિતિની સરખામણીમા શી ન્યૂનતા આવે? તેજ પ્રમાણે આત્માનવેદન કયા બાદ કદાચ પ્રભુ અગીકાર ન કરે તો એ આનવેદિત જીવન કરતાં શું ક્ષતિ થાય?

પ્રભુ સત્ય સકલ્પવાળા છે એટલે તે કાઇ બીજી રીતે કરશે નહિ ( અર્થાત્ ઇપ્સિત પદાર્થનું દાન કર્યા વગર રહેશે નહિ ),

માટે તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. તેમની આજ્ઞાનો સ્વામીદ્રોહ ગણાય.

आज्ञा पूर्वं तु या जाता गंगासागरसंगमे ।
यापि पश्चान्मधुवने न कृतं तद्द्वयं मया ॥
देहदेशपरित्यागस्तृतीयो लोकगोचरः
पश्चात्तापः कथं तत्र सेवकोऽहं न चान्यथा ॥६॥

ભગવાનની બે વખત આજ્ઞા થઈ. એકવખત દેહ છોડવાની અને બીજી વખત દેશ છોડવાની એ બે આજ્ઞાઓનો સ્વીકાર ન કર્યો ત્યારે મને ત્રીજી આજ્ઞા ઘરનો પરિત્યાગ કરી પોતાની લીલામા પધારવાની થઈ પ્રથમની બે આજ્ઞાઓ ન માની તેમ છતા, પશ્ચાત્તાપ કરવાનુ કાંઈ કારણ નથી, કેમકે શ્રીભાગવત ઉપર ટીકા કરવાનુ કામ પણ ભગવાનેજ સોપ્યું હતું અને તે આજ્ઞા પણ પાળવી જોઈતી હતી, અને તેમ કરવામા પછીની આજ્ઞાઓ ન માની તેની કાંઈ અડચણ નથી. શ્રીકૃષ્ણ છે તે લૌકિક સ્વામીના જેવા નથી, કે એક વખત અંગીકાર કરી કાંઈ વાંક પડેથી પોતાના સેવકને છોડી દે. સર્વ પદાર્થ ભગવાનને ભક્તિપૂર્વક સમર્પીને તું કૃતાર્થ થયો છુ માટે સુખી થા મોટી થયેલી પુત્રીને પિતા સ્નેહને લીધે તેણીના પતિને ત્યા ન મોકલે તો તેથી પિતા કસૂરવાન્ છે અને તેના જમાઇની અપ્રીતિ મેળવે છે. તે પ્રમાણે આ કાયારૂપી પુત્રી ઉપરના પ્રેમથી તેનો ત્યાગ કરવામા પ્રમાદ કરવો નહિ કારણ કે તેથી પ્રભુ સંતોષ પામશે નહિ. દેહના સ્વામી પ્રભુ છે માટે પ્રભુની આજ્ઞા પાલન કરી તેનો ઉત્સર્ગ કરવામા વિલંબ કરવો જોઇએ નહિ દેહ કાંઈ સંસારનો નથી

હે અંતઃકરણ, મારી લૌકિક સ્થિતિ થાય તો તેનું પરિણામ શું થાય તે વિચાર કર. તું એમ સમજતું હોઉં કે શ્રીસુબોધિનીજી સમાપ્ત કરવા માટે ત્રીજી આજ્ઞાનો અનાદર કરવામા હરકત નથી તો તે તારી ભૂલ છે.

દુષ્કર અને અશક્ય કાર્યોમાં ભગવાનજ સર્વ પુરૂષાર્થોને સિદ્ધ કરનાર છે તેથી કોઈ પણ રીતે તું મોહને પ્રાપ્ત થતો આ.

એ રીતે શ્રીકૃષ્ણના દાસ શ્રીવલ્લભે પોતાના અંતઃકરણને ઉદ્દેશીને જે પરમ હિતકારી વચન કહ્યા છે તેને અભિપ્રાય સહિત એટલે શક્તિ અને તાત્પર્યનો નિર્ધાર થાય તેવી રીતે શ્રવણ કરીને ભક્ત નિશ્ચિતતાને પામશે.

તે પછી દામોદરદાસ[1] ઇત્યાદિએ સંન્યાસ લેઈ આચાર્યશ્રીની સાથે રહેવાની ઇચ્છા જણાવી, ત્યારે આચાર્યશ્રીએ દામો-

---

૧ આ દામોદરદાસનું નામ સઘળા વૈષ્ણવો જાણે છે. એ ઘણું કરીને જ્ઞાતે ક્ષત્રી હતા એમના પિતાનું નામ કપુરચંદ હતું તે કાકરવાડ ગામના મુખી હતા. કપુરચંદને પાંચ દીકરા હતા તેમાં દામોદરદાસ સહુથી ન્હાના હતા. એમની મા એમને ન્હાના મુકી મરી ગયાથી, એ ભોજાઇને હાથે ઉછર્યા હતા કાકરવાડ ગામ ભાગ્યા પછી એમના પિતા એક વૃદ્ધનગર (વર્ધા)માં જઇ રહ્યા હતા દામોદરદાસ આચાર્યશ્રી કરતા પાંચ વર્ષે મોટા હતા. આચાર્યશ્રીના પિતા દામોદરદાસના પિતાના પુરોહિત હતા આચાર્યશ્રીએ પ્રથમ પરિક્રમાની શરૂઆતમાં વિદ્યાનગર તરફ પ્રયાણ કર્યું ત્યારે એ આચાર્યશ્રીને શરણ થયા હતા. તે પછી આચાર્યશ્રી સ્વધામમાં પધાર્યા ત્યાં સુધી એ આચાર્યશ્રીની સાથે અથવા એમની સેવામાજ રહ્યા હતા.

શ્રીગોકુળમાં આચાર્યશ્રીએ પુષ્ટિમાર્ગની સ્થાપના કરી ત્યારે, પ્રથમ બ્રહ્મસંબંધ એમનેજ કરાવ્યો હતો. ચોરાશી વૈષ્ણવોની વાર્તાઓમાં એમની વાર્તા પહેલી છે.

આચાર્યશ્રી દામોદરદાસને વહાલમાં દમલા કહી બોલાવતા અને કહેતા કે આ માર્ગ મેં તારે માટે સ્થાપન કર્યો છે.

શ્રીવિઠ્ઠલનાથજી પણ દામોદરદાસનું ઘણું માન રાખતા અને માર્ગ અને ઉત્સવ સબંધી દરેક બાબતમાં એમને પુછી માહિતી મેળવતા.

શ્રી અક્કાજી ( આચાર્યજીના સ્ત્રી મહાલક્ષ્મીજી ) પણ આચાર્યશ્રી સ્વધામમાં પધાર્યા પછી દરેક વિષયમાં એમની સલાહ લેતાં.

દામોદરદાસના પિતાનું શ્રાદ્ધ શ્રીગુસાંઇજીએ કરાવ્યું હતું, અને દક્ષિણામાં સિદ્ધાંત રહસ્યના થોડા ભાગની ટીકા દામોદરદાસે સંભળાવી હતી. એમણે પોતાની જીંદગી એક નૈષ્ઠિક બ્રહ્મચારી અને અનન્ય ભક્ત તરીકેજ ગાળી હતી.

દરદાસને કહ્યુ કે–તમારે ભાગવતસ ન્યાસ છેજ તેથી મારા કાર્યને માટે તમારે ઉદ્ધવજીની માફક અહિંજ રહેવુ

પછી આચાર્યશ્રીએ संन्यासनिर्णय નામનો ગ્રંથ રચીને આમ મંડળને શ્રવણ કરાવતા ઉપદેશ કર્યો કે–મનુષ્યના કલ્યાણને માટે જ્ઞાન, કર્મ અને ભક્તિ એ ત્રણ માર્ગ છે. તેમાં જ્ઞાનમાર્ગમાં દૃઢ વૈરાગ્યની જરૂર છે તેવો વૈરાગ્ય કલિકાળમા હોતો નથી, તેથી તે માર્ગમાં રહેનાર સંન્યાસ ગ્રહણ કરે છે તો તેને અભિમાન અને પાખંડી પણ પ્રાપ્ત થાય છે. વળી જ્ઞાની ઘણા જન્મને અંતે સત્યલોક કે બ્રહ્મલોકને પ્રાપ્ત કરી શકે છે અને દરેક જન્મમાં સંન્યાસગ્રહણ થઈ શકવો મુશ્કેલ છે માટે આ કલિકાળમાં જ્ઞાનમાર્ગવાળાને સંન્યાસ ગ્રહણ કરવાની આચાર્યશ્રીએ ના પાડી છે.

કર્મમાર્ગવાળાને તો આ કલિયુગમા સંન્યાસ ધારણ કરવાની શાસ્ત્રોએજ ના પાડી છે, કેમકે સંન્યાસીના ધર્મો ઘણા મુશ્કેલ હોવાથી આ કાળમાં સાધી શકાતા નથી.

अग्निहोत्रं गवालंभं संन्यासं पलपैतृकम् ।
देवराच्च सुतोत्पत्तिः कलौ पंच विवर्जयेत् ॥

નિર્ણયસિંધુ: કલિવર્જ્ય પ્રકરણ.

અર્થ. અગ્નિહોત્ર, મધુપર્કમાં બળદનું આલભન ( વધ ), સંન્યાસ, માંસના પિંડવાળું શ્રાદ્ધ, અને દિયેરથી પુત્રોત્પત્તિ, એ પાંચ વસ્તુઓ કલિમાં વર્જવી

સંન્યાસીના ધર્મો શ્રીમદ્ભાગવતમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે નીચે પ્રમાણે કહ્યા છે:—

શાસ્ત્ર સંમત રીતે મારૂં યજન કરીને, પોતાનું સર્વસ્વ યજ્ઞ કરાવનાર બ્રાહ્મણને આપીને, અગ્નિનો પોતાના પ્રાણમાં સમાવેશ કરીને, કાંઈપણ અપેક્ષા નહિં રાખીને, સંન્યાસ ગ્રહણ કરવો. બ્રાહ્મણ સંન્યાસ લેવા તૈયાર થાય ત્યારે સ્ત્રીપુત્રાદિકમાં દેવતાઓ પ્રવેશ કરીને, તેને વિઘ્ન કરે છે. તેઓ એમ વિચારે

છે કે આ બ્રાહ્મણ સન્યાસ ગ્રહણ કરશે તો એ અમારાથી ઉપર જશે. એ પ્રમાણેનો દેવતાઓને મત્સર હોવાથી તેઓ વિઘ્ન કરે છે

સન્યાસીએ વસ્ત્ર પહેરવું નહિં, ને કદી પહેરે તો કૌપીન માત્ર જેટલા શરીરને ઢાંકવા માટે પહેરે. દંડ અને કમંડલુ સિવાય ત્યાગ કરેલા કોઇપણ પદાર્થનુ આપત્તિ સિવાય ગ્રહણ કરવું નહિ દૃષ્ટિથી પૃથ્વી ઉપર જોઇને પગ મુકવો, વસ્ત્રથી ગાળીને જળ પીવુ, સત્ય વાણીનો ઉચ્ચાર કરવો, અને મનમા કોઇનાથી ભય ન થાય તેવુ શુદ્ધ આચરણ કરવું. વાણીનુ મૌન રાખવુ, શરીરની ચેષ્ટાનો ત્યાગ કરવો, અને પ્રાણને નિયમમા રાખવા એ વાણી, દેહ અને ચિત્તના ત્રિદંડ છે એ ત્રણ દંડ સિવાય કેવળ વાસનો દંડજ રાખવાથી યતિ થવાતું નથી ચારે વર્ણમા પતિત વગેરેને છોડીને બાકીના સાત ઘરોમાં ભિક્ષા માગવી. તે ઘરો પ્રથમથી ધારેલાં હોવા ન જોઇએ; , અને તેટલામા જે મળે તેમા સંતોષ રાખવો. પછી બહાર જઈ આચમન લેઇને ભિક્ષામાં મળેલુ રાંધેલુ અન્ન અંચળામાં લઈ જળમાં બોળીને બહાર કાઢવુ એટલે તે પવિત્ર થાય છે; બાદ તે અન્નને ખાવુ.

મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયમાં સન્યાસીના ધર્મનું વિસ્તારથી વર્ણન કરવામા આવ્યું છે એ ધર્મ આ કલિયુગમા પાળી શકાય એવા નથી, માટે કર્મમાર્ગમાં પણ સન્યાસ ગ્રહણ કરવાની મના છે.

હવે ત્રીજો માર્ગ ભક્તિનો રહ્યો. આ માર્ગમા આરંભ દશામા સંન્યાસ ગ્રહણ કરવો બની શકે એમ નથી, કેમકે શ્રવણ અને કીર્તનમાં સત્સમાગમની અપેક્ષા રહે છે, અને સન્યાસીને એક ઠેકાણે રહેવાનું હોતું નથી, તેથી તેવો સત્સમાગમ મળવો મુશ્કેલ છે, એટલા માટે ભક્તિમાર્ગમાં આરંભ દશાવાળાને સંન્યાસ ગ્રહણ કરવાની જરૂર નથી.

[1]ભક્ત જ્યારે ભક્તિમાં લીન થઇ વ્યસન પર્યંત પહોંચે, અને ભગવત્પ્રાપ્તિને માટે તેને દુઃસહ વિરહ દશા પ્રાપ્ત થાય, તે

---

૧ અહીંથી સંન્યાસનિર્ણય ગ્રંથનો ભાવાર્થ શરૂ થાય છે.

વખતે તેને સંન્યાસ ગ્રહણ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. કાષાય વસ્ત્ર, દંડ, કમંડલુ વગેરે પોષ્ય વર્ગ પોતાને હેરાન ન કરે એટલાજ માટે છે તે કારણથી ભક્તિમાર્ગનો સંન્યાસી એ ચિન્હો ધારણ ન કરે તો પણ કાંઈ હરકત નથી. સાક્ષાત્કાર થવાને માટે જેવી રીતે રહેવું યોગ્ય લાગે તે પ્રમાણે ભક્તિમાર્ગના સંન્યાસીએ રહેવું જોઇએ

પશ્ચાત્તાપની નિવૃત્તિ માટે પરિત્યાગનો વિચાર કરાય છે. તે પરિત્યાગ વિશેષે કરીને ભક્તિ અને જ્ઞાન એમ બે માર્ગમા કહેલા છે, હમણા કલિકાલને પ્રાપ્ત થઇને કર્મમાર્ગમાં તે કરવા યોગ્ય નથી; ભક્તિમાર્ગમા પ્રથમ કરવા યોગ્ય છે કે નહિં તેનો વિચાર કરીએ છીએ ૨

શ્રવણાદિકની સારી રીતે સિદ્ધિ થવા સારૂ સંન્યાસ કરવો એમ હોય તો તે પક્ષ ઘટતો નથી, કેમકે શ્રવણાદિક તો સહાયતા અને સંગથી સિદ્ધ થાય છે, તે સિવાય સિદ્ધ થતા નથી; સહાયતા અને સંગ એ બને સાધનો શ્રવણાદિકને માટે રાખવાની જરૂર છે, તે કારણથી સાધનદશા અથવા આરંભદશામા સંન્યાસ થઇ શકતો નથી.-૩

ભક્તિમાર્ગીય આરંભદશામા સહાય અને જ્ઞાનમાર્ગમા સંગ એમ વિભાગથી આચાર્યશ્રી કહેતા હોય એમ પ્રતીતિ થાય છે શ્રવણ બંનેને ઇષ્ટ છે ભક્તિમાર્ગીય સાધનાવસ્થાને અને જ્ઞાન માર્ગને વાસ્તે આ સામાન્ય હેતુ આપ્યો

સંન્યાસ ગ્રહણ કરવાથી હું સર્વ વર્ણોનો ગુરૂ થયો એવું અભિમાન થાય, તેથી બીજાની પાસે શ્રવણ કરવામાં ગ્લાનિ પેદા થાય, તેથી શ્રવણાદિકના ધર્મને અને સંન્યાસના ધર્મને પરસ્પર વિરોધ છે, એ કારણથી શ્રવણાદિક સિદ્ધિને માટે સંન્યાસ ગ્રહણ કરવાનો પક્ષ સ્વીકારી શકતો નથી કદાચિત્ ભગવદ્ભક્તિ કરવામાં ગૃહાદિ બાધક છે, તેથી સાધન કરવાને માટે પરિત્યાગ કરવો એમ પક્ષ હોય તો ત્યાગ કર્યા પછી પણ તેવાઓની સાથેજ સંગે થાય છે; અને કાળના દોષથી પોતે પણ વિષયાસક્ત થવાથી પાખંડી થાય છે. ૪–૫.

જેઓનો દેહ વિષયાક્રાન્ત હોય છે તેઓને હંમેશ ભગવાનનો આવેશ રહેતો નથી, તેથી આ કાળમા ભક્તિમાર્ગમા સાધનનિમિત્ત ત્યાગ સુખ આપનાર નથી ૬

વિષયો અનેક પ્રકારના છે, તે મનદ્વારા જુદી જુદી ઇન્દ્રિયોને તેમના તરફ ખેચે છે કોઇને સારૂ ભોજન કરવા તરફ પ્રીતિ હોય છે, કોઇને ગાયન ઉપર, કોઇને પૈસા ઉપર, કોઇને સ્ત્રી ઉપર, કોઇને સુગંધી પદાર્થો ઉપર કે ગાડી ઘોડા ઉપર પ્રીતિ હોય છે એ પ્રીતિ ઇન્દ્રિયોને ભગવાન્ તરફ વળવા દેતી નથી માટે આચાર્યશ્રી કહે છે કે જેઓના દેહ વિષયોથી ભેદાયા હોય છે તેમને ભગવાનનો આવેગ પ્રાપ્ત થતા નથી અને કોઈ વખત થાય તો તે ટકી શકતો નથી

ભગવાનના વિરહનો અનુભવ કરવા માટે તો ત્યાગ વખણાય છે અને કાષાય વસ્ત્ર વગેરે તે ત્યાગનો વેષ માત્ર છે, તે પોતાના સંબંધી વિગેરેનું બંધન થાય નહિં તેને માટે છે, બીજુ કાંઈ તેમા કારણ નથી

કૌડિન્યરૂષિ અને ગોપીજનો એ બંને ત્યાગની બાબતમા ગુરૂ છે, તેમ તેમણે જે સાધન કરેલા છે તેજ સાધન છે, એટલે ભાવનાવડે સિદ્ધ કરેલો ભાવ એજ સાધન છે બીજુ સાધન અહીં સ્વીકારાતું નથી ભક્તિમાર્ગમા પ્રભુમા મનનું પરોવાવુ એજ સાધન માનેલુ છે અમુક રીતે ભિક્ષા માગવી વિગેરે સાધનો માનેલા નથી ૮

પોતાની સ્ત્રી શિલાએ ધારણ કરેલો અનંતજીનો દોરો પોતે અગ્નિમા નાખી દીધો તેથી પોતે શ્રી અનંતજીનો અપરાધ કર્યો છે એ વાત જાણતા કૌડિન્ય રૂષિના મનમા અનંતજીના દર્શન કરી એ અપરાધને માટે એમની ક્ષમા માગવાનો પ્રબળ વિચાર થયો અને એ વિચાર ઉપરજ એમના અંતઃકરણ વિગેરેના તમામ વ્યાપાર સંકીર્ણ થતા એમને પોતાના દેહનુ તેમજ પોતે શુ કરે છે તેનુ ભાન રહ્યુ નહિ, શ્રીઅનંતજીના દર્શન ક્યા થશે એજ વિચાર એમના મન ઉપર રાજ્ય ચલાવવા લાગ્યો અને એ કારણથી એ વૃક્ષ, પશુ, પક્ષી વગેરેને અનંતજી ક્યા મળશે એમ પુછવા લાગ્યા જ્યારે કોઇના તરફથી સંતોષકારક જવાબ ન મળ્યો ત્યારે એ બેભાન થઈ પૃથ્વીપર પડ્યા, જ્યારે શુદ્ધિ આવી ત્યારે અનંતજીનુજ ધ્યાન કરવા લાગ્યા એ પ્રમાણે શ્રીઅનંતજીનો વિરહ એમનાથી સહન થઇ શક્યો નહિ, ત્યારે અનંતજી એમના આગળ બ્રાહ્મણરૂપે પ્રગટ થઇ એમને પાતાળમા લેઈ જઈને, પોતાના આત્માના સાક્ષાત્ દર્શન કરાવ્યા

કૌડિન્ય ઋષિનો દાખલો આપી આચાર્યશ્રીની કહેવાની મતલબ એ જણાય છે કે, જ્યારે ભક્તજનને પ્રભુના પ્રત્યક્ષ દર્શનની ઉત્કટ ઇચ્છા થાય છે અને એ ઇચ્છા પરિપૂર્ણ થવામા ઢીલ થાય છે ત્યારે ભક્તજનના દેહેન્દ્રિયો વગેરેના સર્વ વ્યાપાર પ્રભુ પરત્વે થઇ માત્ર પ્રભુનીજ ભાવના મનમા રહે છે પ્રભુ ન મળવાથી તેના મનને અતિશય વિરહ-ક્લેશ થાય છે ત્યારેજ પ્રભુ સાક્ષાત્ પ્રગટ થઇ તેને (ભક્તજનને) દર્શન આપે છે.

વિરહને લીધે જે અવસ્થા કૌડિન્ય ઋષિની થઇ હતી તેવીજ અવસ્થા ગોપીઓની થઇ હતી ગોપીઓને ભગવાનના સાક્ષાત્ દર્શન થતા બધ થતા ત્યારે એ પ્રભુના સ્વરૂપનુ અંતઃકરણમા ધ્યાન ધરતા અને એમના દર્શનની અપેક્ષાથી વિરહ દશાના ક્લેશ ભોગવતા. એમ કરવાથીજ એ પ્રભુના સાક્ષાત્ દર્શન પ્રાપ્ત કરતા. આચાર્યશ્રી કહે છે કે, જ્યારે ભગવાન્ ભક્તજનને પોતાના દર્શનને માટે અત્યત ક્લેશયુક્ત જુએ છે ત્યારે હૃદયમાથી બહાર આવી સાક્ષાત્ પોતાના સ્વરૂપના દર્શનનુ દાન કરે છે

કૌડિન્ય ઋષિ કરતા ગોપીજનો ઘણીજ ઊંચી ભૂમિકા ઉપર હતા, કેમકે કૌડિન્ય ઋષિના વૈરાગ્યનુ કારણ અપરાધની ક્ષમા હતુ, પણ ગોપીજનો માત્ર સ્નેહથી પ્રભુનુ સ્મરણ કરતા પ્રભુ અતર્ધાન થઇ ગયા ત્યારે વિરહ દશામા માત્ર શ્રી પ્રભુનીજ ભાવનાનુ પોષણ કરી ગોપીઓ ભગવન્મય થઇ ગઇ ત્યારે પ્રભુએ પ્રત્યક્ષ દર્શન દીધા

ભગવાને કુરૂક્ષેત્રમા એમને અધ્યાત્મ શિક્ષા આપી તેથી એ બ્રહ્મ રૂપ થઈ ગયા અને પોતાના વાસનાત્મક લિંગ શરીર છોડી દીધા આચાર્યશ્રી સુબોધિની ટીકામા લખે છે કે, ગોપીકાઓના લિંગ શરીરને સ્થાને ભગવાન્ આધિદૈવિક સહજ શક્તિ પોતેજ થયા, એટલે ગોપીજનોના જીવકોશમા ભગવાનનો આનંદાંશ વ્યાપ્ત થયો એ પ્રમાણે તમામ પ્રકારની વાસનાઓવાળા પોતાના લિંગશરીર છોડી દીધા પછી ભગવાનની આધિદૈવિક સહજ શક્તિ તે સ્થાનેથી ખસે નહિ એને માટે એ નીચે પ્રમાણે બોલ્યા

> आहुश्च ते नलिन नाभपदारविंदं योगेश्वरैर्हृदि विचिंत्यमगाधबोधैः ।
> ससारकूपपतितोत्तरणावलंब गेहं जुषामपिमनस्युदियात्सदा नः ॥

અર્થ—ગોપીઓ બોલી કે—હે પદ્મનાભ, અગાધ બોધવાળા યોગેશ્વરોએ હૃદયમા ચિંતવવા યોગ્ય અને સંસાર રૂપી કૂવામા પડેલાઓનો ઉદ્ધાર થવા માટે અવલંબન રૂપ તમારૂ ચરણારવિંદ અમે ઘરને સેવીએ તો પણ અમારા મનમાં સર્વદા પ્રકટ રહેજો.

એ પ્રમાણે ગોપીજનોનુ બોલવુ સાભળી ભગવાન જે એમના ગુરૂ અને પતિ રૂપ હતા તેમણે એમના ઉપર અનુગ્રહ કર્યો.

વિકળપણું અને અસ્વસ્થપણુ એ ભક્તની વિરહ દશાની પ્રકૃતિ છે તે કાંઈ લૌકિક નથી સર્વ ઠેકાણે ભગવાન્ વ્યાપ્ત છે એવું જ્ઞાન અને ભગવાનના ગુણો વગરની ભક્તને બાધ કરનાર થાય છે. ૯

સન્યાસથી પ્રબળ થયેલા જ્ઞાનથી સત્ય લોકમાં સ્થિતિ થાય છે, અને જે પુરૂષમા ભાવના રૂપ સાધન છે તેને ફળ પણ તેવુજ થાય છે. ૧૦

તેવા સન્યાસીઓ સત્યલોક વિગેરેમાજ રહે છે તેમા સશય નથી. ભક્તિ માર્ગમા જેમ કાષ્ટમા સર્વ અગ્નિ વ્યાપ્ત છે તોપણ તે અગ્નિ મથનથી બહાર પ્રકટ થઇને પાછો કાષ્ટમા પ્રવેશ કરે ત્યારે કાષ્ટપણુ મટીને કાષ્ટ અગ્નિરૂપ થાય છે તેવી રીતે સર્વત્ર વ્યાપ્ત આત્મા ભાવનાવડે ભક્તના અત.કરણમાથીજ બહાર પ્રકટ થઇને પાછો ભક્તના અત કરણમા પ્રવેશ કરે ત્યારે સર્વ બધન નાશ પામે છે ( જુઓ નિરોધ લક્ષણનો શ્લોક ૭ મા ). તે સિવાય સર્વ બધનનો નાશ થતો નથી પ્રભુનો સગ નહિ હોવાથી તેવા ભાવવાળાઓનું જીવન રહે નહિં, પણ તે જીવન રાખવા માટે પ્રભુના ગુણો તેઓને ઉપયોગી થાય છે ૧૧–૧૨

સન્યાસથી ફળ માત્ર પ્રભુજ છે, માટે આ ફળરૂપ ભક્તિ માર્ગીય સન્યાસમા ભગવાન્ બાધ કરતા ગણાતા નથી ભગવાને પણ એવા વિરહી ભગવદીયને સ્વસ્થતા ઉત્પન્ન કરે એવા વચન કહેવાં યોગ્ય નથી, નહિં તો ભગવાનની દયાળુતામા વિરોધ આવે વિરહ દશાની પરાકાષ્ટા થતી અટકે નહિ તેને માટે ભગવાન્ સ્વાસ્થ્ય વાક્ય આવી વિરહ દશામાં ભક્ત પ્રત્યે કહેતા નથી ૧૩

આ ભક્તિ માર્ગીય પરિત્યાગ દુર્લભ છે તે પ્રેમવડે સિદ્ધ થાય છે. તે સિવાય સિદ્ધ થતો નથી

એ પ્રમાણે આચાર્યશ્રીએ ભક્તિમાર્ગીય સન્યાસનુ વિવેચન કર્યુ હવે જ્ઞાન-માર્ગીય સન્યાસનુ વિવેચન કરે છે

જ્ઞાન માર્ગને વિષે જ્ઞાનનું છેલ્લું અગ સિદ્ધ થવાને માટે વિવિદિષા સન્યાસ તેમજ વિદ્વત્સન્યાસ નિરૂપણ કરેલા છે, પણ તેઓની સિદ્ધિ સેકડો જન્મ વડે થાય છે, તુરત થતી નથી

જ્ઞાનને સાધનની અપેક્ષા રહે છે. જનક આદિ નિષ્કામ પુરૂષો પણ યજ્ઞ કરતા એવુ શાસ્ત્રમાં લખેલું છે, તેમજ યજ્ઞાદિકથી ચિત્ત શુદ્ધિ થઈ જ્ઞાન થાય છે એમ પણ લખેલુ છે, તેથી સાધનોવડે જ્ઞાન સિદ્ધ થાય છે એમ માનેલું છે, માટે કલિયુગમાં વિવિદિષાસન્યાસ પશ્ચાતાપને માટે છે. વિદ્વત્ સંન્યાસ પણ થઈ શકે તેમ નથી, તેમાં પાખડીપણું થાય છે, તેથી આજના સમયમા કલિયુગના દોષો પ્રબલ હોવાથી જ્ઞાન માર્ગમા સન્યાસ કરવો નહિ એમ સર્વ વિદ્વાનોએ નિર્ણય કરેલો છે. જ્ઞાન માર્ગીય સન્યાસમા જે દોષ કહેલા છે, તેજ દોષ ભક્તિ માર્ગમા પણ વ્યાપ્ત થાય ત્યારે કેમ કરવુ ? ૧૩–૧૪–૧૫–૧૬–૧૭

ભક્તિ માર્ગના ત્યાગનો પ્રારભ કરવામા નાશ થતો નથી, કેમકે ભક્તિમાર્ગના ત્યાગનો જેણે પ્રારભ કર્યો તેનો નાશ થયો એવો દાખલો કાંઇ પણ મળતો નથી અને સ્વસ્થતાના કારણનો પરિત્યાગ થાય છે તે કોનાથી અથવા શા કારણથી ? અર્થાત તે બાધ સભવેજ નહિ ૧૮

આ ભક્તિ માર્ગીય ત્યાગમાં હરિ ( ભગવાન્ ) બાધ કરવાને સમર્થ નથી તો બીજા તો ક્યાથીજ બાધ કરી શકે ? જો એમ ન હોય તો માતાઓ કદી પણ બાળકોનું સ્તનપાન વડે પોષણ ન કરે. ૧૯

માર્કંડેય પુરાણમા “ માયા જ્ઞાનિઓને પણ મોહ કરે છે ” એમ કહ્યું છે તે ઉપરથી તે ભક્તને મોહ કરશે એમ ધારવુ નહિ કારણ કે ભગવાન્ આત્માને આપનાર છે અને પ્રિય છે. એ શા માટે મોહ કરાવશે ? ૨૦

ઉપર કહેલા પ્રકાર વડે પરિત્યાગ કરવો, તે સિવાય સંન્યાસ લેનાર સ્વાર્થથી ભ્રષ્ટ થાય છે એવી મારી નિશ્ચયવાળી મતિ છે. ૨૧

એ પ્રમાણે શ્રીકૃષ્ણના પ્રસાદથી આચાર્યશ્રી કહે છે કે મે નિશ્ચય કર્યો છે કે આ વખતમા જ્ઞાનમાર્ગીય સન્યાસ નહિં ધારણ કરવો પણ માત્ર ફળરૂપ ભક્તિમાર્ગીય સન્યાસ સાધન દશામા નહિં ધારણ કરતાં વિરહદશામા ધારણ કરવો. એ પ્રકારે

ભક્તિમાર્ગમા સન્યાસનો સ્વીકાર કરવાનો અમોએ નિશ્ચય કર્યો છે. તેથી વિરૂદ્ધ આચરણ કરનાર પુરૂષ પતિત થશે ૨૨

એ પ્રમાણે બોધ કર્યા પછી ભગવદનુગ્રહિત માધવેન્દ્રયતિને ત્યા બોલાવ્યા. તેમની પ્રશસા કરીને આચાર્યશ્રીએ તેમને પોતાની પાસે રાખ્યા. તેમના મુખથી સન્યાસધર્મ સર્વને સભળાવ્યા પછી, માધવ ઉપાધ્યાયને આચાર્યશ્રીએ બોલાવ્યા, અને પૂછ્યું કે ભાગવત સન્યાસ પદ્ધતિ ક્યા છે? ત્યારે તેમણે કહ્યું કે તે વલ્લભદીક્ષિત (આચાર્યશ્રીના પિતામહ) ની કરેલી તમાગ ઘરમાં છે પછી ગોપીનાથજીએ જે પદ્ધતિનું પુસ્તક આણી આપ્યુ તે પદ્ધતિ પ્રમાણે, પૂર્વાગઉત્તરાગવિશિષ્ઠ માધવઉપાધ્યાયે આચાર્યશ્રીને સન્યાસ કરાવ્યો. અને માધવેન્દ્રયતિએ પ્રૈશ્યોચ્ચાર કર્યા અને આચાર્યશ્રીને પૂર્ણાનદ એવુ નામ ધારણ કરાવ્યુ. પછી આચાર્યશ્રી કુટીચક આશ્રમને ધારણ કરીને કાષાયવસ્ત્ર, ત્રિદડ, શિખાસૂત્ર અને યજ્ઞોપવીત સહિત, સ્નાનસધ્યા ભગવત્ પૂજાદિ કર્મ કરતા અને પોતાને ઘેર ભિક્ષા કરી, સન્યાસાચારમાં નિષ્ઠા રાખી, પોતાની કોટડીમા છ દહાડા સુધી રહ્યા અને સન્યાસીના ધર્મનું આચરણ કર્યું ત્યાર પછી બહૂદક આશ્રમને ગ્રહણ કરી ઘર છોડી દેઈને, ગગાના તીરને વિષે વસ્યા પોતાના સબધી ઓને ત્યા ભિક્ષા કરતા આઠ દિવસ રહ્યા. ત્યાર પછી હસાશ્રમ ગ્રહણ કરીને કાશી પ્રત્યે ચાલ્યા ત્યા વાટમા વૈષ્ણવ બ્રાહ્મણના સાત ઘરથી સાથવો અથવા ફ્લાદિ લાવી ભગવાનને નિવેદન કરી તથા ભૂતબલિના વિભાગ કરી તથા જલથી સિંચન કરીને આચાર્યશ્રી ભોજન કરવા લાગ્યા

**સન્યાસ ગ્રહણ.**

આવેલા વૈષ્ણવ સમાજને આગળ પાછળ કરતા, પ્રાપ્ત થયેલા ભગવદુત્સવ વૈષ્ણવદ્વારા કરાવતા, સેવકોએ કરેલી પૂજા દેવ અને રાજવિભૂતિથી સ્વીકાર કરતા, શખ ઘટાદિનાદ પુરસ્સર, આચાર્યશ્રી અઢાર દિવસમાં કાશી આવ્યા. ત્યાં હનુમાન

ઘાટ ઉપર સાત દહાડા પરમહંસાશ્રમમાં સ્થિતિ કરી, પછી કૌપીન આચ્છાદન માત્ર ધારણ કરીને, જળમા પ્રવેશ કરવાને તત્પર થયા તે વખતે શ્રીગોપીનાથાદિ ત્યાં આવ્યા, અને તેમણે પૂછ્યુ કે અમારે શું કરવું ? તે વખતે આચાર્યશ્રીએ ખડીથી શિલા ઉપર નીચેના સાડાત્રણ શ્લોક લખ્યા.

यदा बहिर्मुखा यूयं भविष्यथ कथंचन ॥
શિક્ષા તदा कालप्रवाहस्था देहचित्ताद्योऽप्युत ॥ १ ॥
શ્લોક. सर्वथा भक्षयिष्यंति युष्मानिति मतिर्मम ॥
न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् ॥ २ ॥
भावस्तत्राप्यस्मदीयः सर्वस्वश्चैहिकश्च सः ॥
परलोकश्च तेनायं सर्वभावेन सर्वथा ॥ ३ ॥
सेव्यः स एव गोपीशो विधास्यत्यखिलं हि नः ॥

અર્થ—જ્યારે કોઇપણ પ્રકારે તમે ( ભગવાનમાં ચિત્ત ન રાખતા ઇતર વિષયોમા ચિત્ત રાખતા ) બહિર્મુખ થશો ત્યારે કાળના પ્રવાહમાં રહેલાં દેહ અને ચિત્તાદિ પણ સર્વ પ્રકારે તમને ભક્ષણ કરી જશે એવો મારો મત છે.

પ્રભુ શ્રીકૃષ્ણ લૌકિક નથી અને તે લૌકિકને માનતા નથી. માટે શ્રીકૃષ્ણને વિષેજ આપણો પ્રેમ હોવો જોઇએ. આ લોક સબંધી સર્વસ્વ તેજ શ્રીકૃષ્ણ છે અને પરલોક પણ તેજ છે, તે કારણથી સર્વભાવવડે કરીને તે ગોપીના ઇશ, શ્રીકૃષ્ણ સેવન કરવા યોગ્ય છે, અને તમારૂ ઐહિક અને પારલૌકિક સર્વ પદાર્થ તેજ આપશે

આ શ્લોક આચાર્યશ્રીએ લખ્યા, તે પછી ત્યાં શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો, અને શ્રીકૃષ્ણે નીચેનો દોઢ શ્લોક કહ્યો.

શ્રીકૃષ્ણનો मयि चेदस्ति विश्वासः श्रीगोपीजनवल्लभे ॥
પ્રાદુર્ભાવ. तदा कृतार्था यूयं हि शोचनीयं न कर्हिचित् ॥ १ ॥
मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थितिः ॥

અર્થ—હું જે ગોપીજનવલ્લભ છું તેને વિષે જો તમને વિશ્વાસ હશે તો તમે કૃતાર્થ છો, અને કોઇપણ પ્રકારે શોક કરવાને યોગ્ય નથી. અન્યથા રૂપ ત્યાગ કરીને પોતાના સ્વરૂપમાં સ્થિતિ કરવી તેનું નામ મુક્તિ.

એ પ્રમાણે શ્રીગોપીનાથજી, વિઠ્ઠલનાથજી, ભક્ત, અને વૈષ્ણવોને શિક્ષા આપી આચાર્યશ્રીએ શ્રીગંગા

ભગવાનના ધામમાં જીમાં પ્રવેશ કર્યો, અને નાભિમાત્ર જળમાં,

પધારવું. નેત્ર બીડીને પરમાનંદવિગ્રહ પુરૂષોત્તમનું પોતાથી અભિન્ન ચિંતવન કરી વિક્રમ સંવત

૧૫૮૭ ના અષાઢ સુદ ૩ ને રવિવારે મધ્યાન્હ સમયે, જ્વાળાપુંજ માર્ગથી વ્યાપી વૈકુંઠમાં આચાર્યશ્રી પધાર્યા. તે વખતે આકાશમાં વાજીંત્ર વાગ્યાં અને પુષ્પની વૃષ્ટિ થઇ

એક પાશ્ચાત્ય વિદ્વાન પોતાના "હિન્દુ ધર્મો" નામના ઇંગ્રેજી પુસ્તકમાં આ પ્રસંગ સંબંધી નીચે પ્રમાણે લખે છે —

"આ ભૂતળ ઉપર પોતાનો જીવન-હેતુ પુરો કર્યા પછી, એમ કહેવાય છે કે, હનુમાન ઘાટ આગળ એમણે (આચાર્યશ્રીએ) ગંગાજીમાં પ્રવેશ કર્યો, અને જળમાં નીચા નમતા એ અદૃશ્ય થઇ ગયા. (તે વખતે) એ જગો ઉપર એક તેજનો પુંજ ઉત્પન્ન થયો, અને હજારો માણુસના દેખતાં (તે તેજના પુંજદ્વારા) વૈકુંઠમાં પધાર્યા, અને આકાશમાં અદૃશ્ય થયા."

એતન્માર્ગીય ગ્રંથોમાં લખ્યું છે કે, જે તેજના પુંજદ્વારા આચાર્યશ્રી પ્રભુના ધામમાં પધાર્યા તે તેજનો પુંજ એક મહાન સ્થંભની માફક ગંગાજીના જળની સપાટીથી આકાશના શિરોબિંદુ સુધી લગભગ ત્રણ કલાક સુધી દેખાયો એ જોઇને કાશીનગરની હિંદુ મુસલમાન સર્વ પ્રજા આશ્ચર્ય સહિત શોકને પ્રાપ્ત થઈ.

એવી રીતે શ્રીમહાચાર્ય ચરણના સ્વધામમાં પધારવાની લીલાને આસુરવ્યામોહલીલા કહે છે.

---

# પ્રકરણ ૧૭ મું.

## આચાર્યશ્રી રચિત ગ્રંથ–સાહિત્ય.

શ્રીમદાચાર્ય–ચરણ રચિત ગ્રંથો ક્યા અને કેટલા તેનો અંતિમ નિર્ણય થયો છે એ કહેવું મુશ્કેલ છે, કારણકે જ્યાંસૂધી શ્રીમાનના સુભગ વંશજો તથા ઇતર વૈષ્ણવ ગૃહસ્થોના પુસ્તક–ભંડારોમાં અપ્રસિદ્ધ રહેલાં ગ્રંથ–રત્નોની સપ્રમાણ અને સંપૂર્ણ શોધ અને કસોટી થયાં નથી ત્યાંસૂધી થયેલા નિર્ણય છેવટ તરીકેના સ્વીકારી શકાય નહિ. આ બાબતમાં નિસ્બત ધરાવનાર વ્યક્તિઓમાં જે ઔદાસિન્ય દૃષ્ટિસગોચર થાય છે તે દૂર કરાવી, શ્રીમદાચાર્ય–ચરણ પ્રતિના દૃઢ ભક્તિ–ભાવથી પ્રેરાઈ, શ્રીમદ્–રચિત સકળ સાહિત્યની સપ્રમાણ પ્રતો સંપાદન કરી તે સર્વ કોઈને સુલભતાથી પ્રાપ્ત થાય તેવી રીતે પ્રકટ કરવા સકળ વૈષ્ણવ–સમાજને કટિબદ્ધ થવા નમ્ર પરંતુ આગ્રહપૂર્વક વિજ્ઞપ્તિ છે.[1]

શ્રીમદાચાર્ય–ચરણ રચિત ગ્રંથોના વિષય સંબંધી એક કવિ સંક્ષેપમાં જણાવે છે કે —

**શ્રીમદાચાર્ય–ચરણ રચિત ગ્રંથોનો વિષય.**

मायामत खंडन करी नांख्यो
निगम स्मृति सत्य करी भाख्यो ।
भक्ति मुक्ति सब पूरन काम
पुष्टिमार्ग प्रकाशित नाम ॥

---

૧. આ સંબંધમાં નડીઆદ નિવાસી વૈષ્ણવ–બંધુ રા. ત્રિભુવનદાસ પીતાંબરદાસ શાહની શ્રીવલ્લભીય ગ્રંથ–પ્રકાશક ફંડદ્વારા ગ્રંથ–રત્નો ભાષાંતર સાથે પ્રસિદ્ધ કરવાની અત્યંત આદરણીય અને અનુકરણીય પ્રવૃત્તિની નોંધ લેતાં ઘણી ખુશાલી થાય છે. પ્રકાશક.

ઇતર કવિ આ સાહિત્યની સફળતા સબંધી જણાવે છે કે—

**गयो तिमिर अज्ञान निशाको श्रीवल्लभ उयो मार्तंड ।**
**दृढकर थाप्यो कृष्ण भक्ति पथ दूर कीये कलिके पाखंड ॥**

શ્રીમદાચાર્ય–રચિત ગ્રંથોના બે વિભાગ પડી શકે—(૧) સ્વ–રચિત સ્વતંત્ર ગ્રંથો અને (૨) ભાષ્ય ગ્રંથો. ભાષ્યગ્રંથોમાં બ્રહ્મસૂત્રાદિ મૂલગ્રંથો ઉપરના ભાષ્યો ઉપરાંત સ્વરચિત ગ્રંથો ઉપરની ટીકાઓ તથા વિવરણનો સમાવેશ થાય છે.

**ગ્રંથ–સંખ્યાનો નિર્ણય.**

યદુનાથ વિજયમાં આચાર્યશ્રીએ ૮૪ ગ્રંથો રચ્યાનું જણાવેલું છે. આધુનિક પંડિતો આ સંખ્યા સંબંધી શંકા ઉઠાવે છે પરંતુ યાદ રાખવાનું એ છે કે શ્રીમદ્ યદુનાથજી શ્રીમદાચાર્ય–ચરણના પૌત્ર છે એટલે આચાર્યશ્રીના સમયના સામીપ્યમાં લખાયેલ હકીકત તદ્દન બીન આધારવાળી હોય તે સંભવીત નથી.

ભારત માર્તંડ, "તત્વાર્થ–દીપ–નિબંધ" ઉપરની પોતાની "સત્સ્નેહભાજન" નામની અપૂર્ણ ટીકાની ભૂમિકામાં જણાવે છે કે શ્રીમદાચાર્યે ૩૫ ગ્રંથો રચ્યા છે. જ્યાંસુધી સર્વ ગ્રંથો પ્રાપ્ત ન થાય ત્યાંસુધી નિઃશંક સંખ્યા ૩૧ ની સ્વીકારવાનું પ્રાપ્ત થાય છે.[1]

દરેક ગ્રંથ કઈ સાલમાં રચાયે. તે હજુ સપ્રમાણ રીતે નક્કી થયેલું નથી, એટલે ગ્રંથાદિમાંના આંતર પુરાવા તથા ઇતિર લભ્ય આધાર ઉપરથી ગ્રંથરચનાનો જ અનુક્રમ પ્રતીત થયો તે નીચે દર્શાવેલ છે તે ઉપરથી જણાય છે કે શ્રીમદાચાર્યે અનુકૂળતા અને આવશ્યક્તાને અનુસરી ભાષ્ય તથા સ્વતંત્ર ગ્રંથો રચ્યા છે.

---

૧ આ સંબંધી વિશેષ પ્રકાશ કોઇ વૈષ્ણવબંધુ આપશે તો તેનો યોગ્ય ઉપયોગ હવે પછીની આવૃત્તિ વખતે આભાર સાથે કરવા તજવીજ થશે. પ્રકાશક.

સ્વતંત્ર ગ્રંથોની સંખ્યા ૨૫ છે તેમાંના પહેલા ૧૬ ગ્રંથોનો
સમુદાય "षोडश ग्रंथ" તરીકે પ્રસિદ્ધ છે.

(अ) સ્વતંત્ર ગ્રંથો તે ગ્રંથો નીચે પ્રમાણે છે:—

(१) यमुनाष्टक.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ વિઠ્ઠલનાથજી (શ્રી ગુસાંઇજી) ની, શ્રીમદ્ હારરાયજી તથા શ્રીમદ્ પુરૂષોત્તમજીની ટીકાઓ ઉપલબ્ધ થાય છે, બીજી જાણવામાં નથી

(२) बालबोध.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ પુરૂષોત્તમજીની તથા શ્રીમદ્ દેવકીનંદનજીની ટીકાઓ ઉપલબ્ધ છે.

(३) सिद्धांतमुक्तावलि.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ વિઠ્ઠલનાથજીની વિવૃત્તિ તથા તે વિવૃત્તિ ઉપર શ્રીમદ્ કલ્યાણરાયજીની ટીપ્પણી છે તે ઉપરાંત શ્રી પુરૂષોત્તમજીની "प्रकाश" નામની ટીકા તથા શ્રીમદ્ ગોકુલનાથજીની, શ્રીમદ્ વલ્લભની, શ્રીમદ્ વ્રજનાથજીની, શ્રી દ્વારકેશજીની, શ્રીમદ્ હરિરાયજીની તથા શ્રીલાલૂ ભટ્ટજીની ટીકાઓ તથા ટીપ્પણીઓ મળી એકંદર નવ ટીકાઓ છે. તે સર્વ ટીકાઓ પ્રસિદ્ધ થયેલી નથી.

(४) पुष्टिप्रवाह मर्यादा भेद.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ પુરૂષોત્તમજીની ટીકા છે, અને તે ઉપરાંત શ્રીમદ્ રઘુનાથજીની તથા શ્રીમદ્ કલ્યાણરાયજીની ટીકાઓ હોય એમ સાંભળવામાં છે.

(५) सिद्धांत रहस्य.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ પુરૂષોત્તમજીની તથા શ્રીમદ્ ગોકુલનાથજીની ટીકાઓ ઉપલબ્ધ છે.

(६) नवरत्न.

આ ગ્રંથ ઉપર નીચે પ્રમાણે પાંચ ટીકાઓ છે:—

(૧) શ્રીમદ્ વિઠ્ઠલનાથજી કૃત " નવરત્નપ્રકાશ.
(૨) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત સદર (૧) ઉપર વિવરણ.
(૩) શ્રીમદ્ મુરલીધરજીની ટીકા.
(૪) શ્રીમદ્ વલ્લભજીની ટીકા.
(૫) શ્રીમદ્ લાલૂ ભટ્ટજીની ટીકા
સદર પૈકી ન (૩) થી (૫) જોવામા આવેલી નથી

**(૭) વિવેક ધૈર્યાશ્રય.**

આ ગ્રંથ ઉપર નીચે પ્રમાણે ટીકાઓ છે
(૧) શ્રીમદ્ પુરૂષોત્તમજીની ટીકા.
(૨) શ્રીમદ્ આચાર્ય ગોપેશ્વરજીની[1] ટીકા.
(૩) શ્રીમદ્ વ્રજરાયજીની ટીકા

**(૮) કૃષ્ણાશ્રય.**

આ ગ્રંથ ઉપર (૧) શ્રીમદ્ પુરૂષોત્તમજીની ટીકા તથા (૨) શ્રીમદ્ કલ્યાણરાયજીની વિવૃત્તિ છે

**(૯) ચતુઃશ્લોકી.**

આ ગ્રંથ ઉપર (૧) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત તથા (૨) શ્રીમદ્ હરિરાયજી કૃત ટીકાઓ છે.

**(૧૦) ભક્તિવર્ધિની.**

આ ગ્રંથ ઉપર (૧) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત તથા (૨) શ્રીમદ્ ગોકુલનાથજી કૃત ટીકાઓ છે

**(૧૧) જલભેદ.**

આ ગ્રંથ ઉપર (૧) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત (૨) શ્રીમદ્ કલ્યાણરાયજી કૃત (૩) શ્રીમદ્ વલ્લભ કૃત અને (૪) શ્રીમદ્ બાળકૃષ્ણ કૃત એમ ચાર ટીકાઓ છે.

---

૧ શ્રી ગુસાંઇજીના સાતમા લાલજી શ્રીમદ્ ઘનશ્યામજીના બીજા પુત્ર ( જન્મ સંવત્ ૧૬૬૩ ભાદ્રપદ કૃષ્ણ ૫ )

(૧૨) पंचपद्यानि.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ પુરૂષોત્તમજી તથા શ્રીમદ્ હરિરાયજીની ટીકાઓ ઉપલબ્ધ છે

(૧૩) सेवाफल.

આ ગ્રંથ ઉપર બાર ટીકાઓ છે એમ કહેવાય છે તેમાંથી નીચે જણાવેલી ઉપલબ્ધ છે—

(૧) શ્રીમહાચાર્યચરણ સ્વતઃ રચિત सेवाफलविवरण.
(૨) શ્રીમદ્ કલ્યાણરાયજી કૃત ટીકા.
(૩) શ્રીમદ્ ચાચા ગોપેશજી કૃત ટીકા.
(૪) શ્રીમદ્ દેવકીનંદનજી કૃત ટીકા.
(૫) શ્રીમદ્ હરિરાયજી કૃત ટીકા.
(૬) શ્રીમદ્ વલ્લભજી કૃત ટીકા
(૭) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત ટીકા.
(૮) શ્રીમદ્ લાલૂ ભટ્ટજી કૃત ટીકા.
(૯) શ્રીમદ્ જયગોપાળ ભટ્ટજી કૃત ટીકા.
(૧૦) શ્રીમદ્ મહેશ લક્ષ્મણ ભટ્ટજી કૃત ટીકા.
(૧૧) શ્રીમદ્ વિવરણ ટીપ્પણકાર કૃત ટીકા.

(૧૪) निरोध लक्षण.

આ ગ્રંથ ઉપર ૭ ટીકાઓ નીચે મુજબ છેઃ—

(૧) શ્રીમદ્ ચાચા ગોપેશજી કૃત
(૨) શ્રીમદ્ કાકા વલ્લભજી કૃત.
(૩) શ્રીમદ્ હરિરાયજી કૃત.
(૪) શ્રીમદ વલ્લભજી કૃત
(૫) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત
(૬) શ્રીમદ્ વ્રજરાયજી કૃત.

(૧૫) अंतःकरण प्रबोध.

આ ગ્રંથ ઉપર ત્રણ ટીકાઓ નીચે પ્રમાણે છેઃ—

(૧) શ્રીમદ્ ગોકુળનાથજી કૃત.

(૨) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત.

(૩) શ્રીમદ્ હરિરાયજી કૃત

*(૧૬) **संन्यास निर्णय.**

આ ગ્રંથ ઉપર બે ટીકાઓ પ્રસિદ્ધ છે તે —

(૧) શ્રીમદ્ પુરૂષોત્તમજી કૃત અને (૨) શ્રીમદ ગોકુળનાથજી કૃત.

તે ઉપરાંત બીજી છ ટીકાઓ નીચે પ્રમાણેની હોવાનુ સાંભળ્યું છે.

(૧) શ્રીમદ રઘુનાથજી કૃત

(૨) શ્રીમદ ગોકુલોત્સવ કૃત

(૩) શ્રીમદ ચાચા ગોપેશ્વરજી કૃત.

(૪) શ્રીમદ ગોપેશ્વરજી કૃત

(૫) શ્રીમદ કાકા વલ્લભજી કૃત

(૬) શ્રીમદ ચાચા ગોપેશજી કૃત

(૧૭) **संन्यासविधि.**

હવે નીચે જણાવેલા સ્વતંત્ર ગ્રંથોનો અનુક્રમ નક્કી કરવાનું વિશેષ મુશ્કેલ છે

(૧૮) **मधुराष्टक.**

(૧૯) **श्री परिवृढाष्टक.**

આ ગ્રંથ ઉપર શ્રીમદ ગોપેશ્વરની ટીકા છે

(૨૦) **त्रिविधनामावलि,**

(૨૧) **पुरुषोत्तम सहस्र नामानि.**

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ રઘુનાથજીની ' **नाम चंद्रिका** " ટીકા ઉપલબ્ધ છે.

---

* આઠ (૧૪), (૧૫) તથા (૧૬) વાળા ગ્રંથો શ્રીમદ્ ભાગવતના દશમસ્કંધ ઉપરની "શ્રી સુબોધિનીજી" ટીકા સમાપ્ત કરવાના તથા એકાદશ સ્કંધ ઉપર આરંભ કરવાના અરસામા લખેલા જણાય છે, તેમા પણ "સંન્યાસ નિર્ણય" સંન્યાસ ગ્રહણ કરવાના અરસામા લખેલો છે

(૨૨) न्यासादेश.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ વિઠ્ઠલનાથજી તથા શ્રીમદ્ પુરૂષોત્તમજીની ટીકાઓ છે.

(૨૩) पत्रावलंबन.

આ ગ્રંથ ઉપર શ્રીમદ્ પુરૂષોત્તમજીની તથા કાશીસ્થ શ્રીમદ્ ગિરિધરજીની ટીકાઓ છે.

આ ગ્રંથ કાશીમાં થયેલા વાદના અંતે રચેલો જણાય છે (જુઓ પાછળ પૃષ્ટ ૩૩૫–૯

(૨૪) तत्त्वार्थ दीप निबंध.[1]

આ ગ્રંથ ઉપર શ્રીમદાચાર્યે સ્વતઃ "प्रकाश" નામની ટીકા કરેલી છે તેમજ શ્રીમદ્ પુરૂષોત્તમજીએ "आवरण भंग" નામની ટીકા કરેલી છે.

(૨૫) शिक्षा श्लोकाः

આ ગ્રંથ શ્રીમદાચાર્ય ચરણની છેલ્લી કૃતિ છે. આસુર વ્યામોહ લીલા કરવા ગંગાજીમાં પ્રવેશ કરતાં પહેલાં શ્રી ગોપીનાથજી વગેરેની વિજ્ઞાપ્તિનો સ્વીકાર કરી શ્રીમદાચાર્યે ૩ા શ્લોક શિલા ઉપર ખડીથી પોતાની છેલ્લી શિક્ષા તરીકે લખ્યા હતા. બાકીના ૧ા શ્લોકની પૂર્તિ ભગવાન્ શ્રીકૃષ્ણચન્દ્રે પ્રાદુર્ભૂત થઇ કરી હતી.

---

૧ આ ગ્રંથ ક્યારે થયો તે સંબંધી તે ગ્રંથના "શાસ્ત્રાર્થ પ્રકરણ" ના પાંચમા શ્લોકની ટીકા ઉપરથી અનુમાન થાય છે. તેમાં લખ્યું છે કેઃ—

चकारान्मीमांसाद्वय भाष्य प्रकरणानि भागवतटीका च गृहिता.

"प्रकरणानि" પદથી ઉપર જણાવેલા "ષોડશ ગ્રંથો" તથા બીજા ન્હાના ન્હાના ગ્રંથો સૂચિત છે. એટલે જ્યારે "तत्त्वार्थ दीप निबंध" રચવાનું હાથ ધર્યું તે સમયે "પૂર્વ મીમાંસા" અને "ઉત્તર મીમાંસા" ઉપરનાં એમ બે ભાષ્ય તથા પ્રકરણ ગ્રંથો રચાઈ ગયા હતા અને શ્રીમદ્ ભાગવત ઉપર ટીકાનું કામ ગ્રહણ કરવામાં આવેલું હતું.

આ ગ્રંથની તિથિ તેથી સંવત ૧૫૮૭ ના આષાઢ શુકલ પક્ષ તૃતિયા રવિવાર ઠરે છે.

શ્રીમદાચાર્યચરણના ભાષ્ય ગ્રંથો નીચે જણાવ્યા પ્રમાણે છે.—

ભાષ્ય ગ્રંથો

(૧) पूर्व मीमांसा भाष्यः આને जैमिनि सूत्र भाष्य પણ કહે છે. આગળ જણાવી ગયા મુજબ આ ગ્રંથ સહુથી પ્રથમ રચેલો જણાય છે. આ ગ્રંથ શ્રીમદાચાર્યચરણે રચ્યાનો વિશેષ પુરાવો શ્રીમદ્ ભાગવત દ્વિતીય સ્કંધ "સુબોધિની"જી ઉપરથી મળે છે. આ ભાષ્ય આખુ મળી આવતું નથી પર તેમાની કેટલીએક કારિકાઓ કે જે "पूर्व मीमांसा कारिका" નામના ગ્રંથ તરીકે પ્રસિદ્ધ છે તે તથા ભાષ્યનો થોડો ભાગ મળી આવે છે. શ્રીમદ્ પુરૂષોત્તમજી "શ્રી સુબોધિનીજી" ઉપરની ટીકામાં જણાવે છે કે ભાષ્ય ઉત્સન્ન થયેલુ છે, અને તેથીજ તેમણે पूर्व मीमांसा कारिका ઉપરજ ટીકા રચી સંતોષ માનેલો હોવો જોઇએ.

(૨) उत्तर मीमांसा भाष्य તેને ब्रह्म सूत्राणुभाष्य અથવા સંક્ષેપમાં अणु भाष्य કહે છે

આ ભાષ્ય तत्वार्थ दीप निबंध પૂર્વે પરંતુ "પત્રાવલંબન" પછી થયેલુ જણાય છે.

આ ભાષ્ય ઉપર શ્રીમદ્ પુરૂષોત્તમજીએ "भाष्य प्रकाश" નામની ટીકા કરેલી છે. તે ઉપરાંત (૧) શ્રીમદ્ ગિરિધરજી કૃત (૨) શ્રીમદ્ મુરલીધરજી કૃત (૩) શ્રી લાલુભટ્ટજી કૃત (૩) ડાકોર નિવાસી શ્રી ઇચ્છારામજી કૃત તથા (૪) वेदांत चांद्रिका નામની ટીકાઓ છે.

સદર ભાષ્ય જોતાં અધ્યાય ૩ પાદ ૨ ના સૂત્ર ૩૪

પર્યંતનો ભાગ શ્રીમદાચાર્યરચિત જણાય છે. શેષ ભાગ શ્રીમદ્ વિઠ્ઠલનાથજી ( શ્રીગુસાંઈજી ) કૃત છે.

પૂર્વ મીમાસા ઉપર बृहद्भाष्य શ્રીમદાચાર્યે રચ્યું હોય તે સભવીત નથી.

(૩) " श्रीमद् भागवत " ઉપરની " श्रीसुबोधिनीजी " ટીકા.

આ ટીકા અપૂર્ણ છે અને તેનું કારણ "अंत.करण प्रबोध" ઉપરથી પ્રતીત થાય છે.

આ ટીકા પ્રથમ, દ્વિતીય, તૃતીય સ્કધો, તથા ચતુર્થ સ્કધના સાત અધ્યાય તથા દશમ–સ્કધ તથા એકાદશ સ્કધના ચાર અધ્યાય ઉપર છે. બાકીના ભાગ ઉપર નથી.

" श्रीमद्भागवतदशमस्कंधानुक्रमणिका " અને " श्रुतिगीता " (કે જે કેટલી એક ટીપોમા સ્વતત્ર ગ્રથો તરીકે દર્શાવવામા આવેલા છે તે) નો શ્રી"સુબોધિની"જીમાં સમાવેશ થાય છે. શ્રીસુબોધિનીજી ટીકામાં " વેદ સ્તુતિ " ના અતે ટીકાના ટૂક સારના લખેલા શ્લોકોનો સમુદાય " શ્રુતિ–ગીતા " સજ્ઞાથી પ્રસિદ્ધ છે.

આ ટીકા રચતી વખતે લહીયાનું કામ માધવભટ્ટ કાશ્મેરીએ કર્યાનું સુવિદિત છે

(૪) श्रीमद् भागवत ઉપર सूक्ष्मटीका.

શ્રીમદ્ પુરૂષોત્તમજી " અતઃકરણ પ્રબોધ " ની ટીકામાં જણાવે છે કે આ ટીકા શ્રીમદાચાર્ય ચરણની હયાતીમાજ તિરોહિત થઈ હતી. હાલ તેના વિકીર્ણ પત્ર ક્વચિત્ મળી આવે છે.

આગળ જણાવી ગયેલા ૨૯ ગ્રથો ( तत्त्वार्थदीप ઉપરની प्रकाश નામની ટીકા તથા सेवाफल विवरण શંકાસ્પદ ગ્રંથો ને જુદાં ગણતાં ૩૧ ગ્રંથો ) શ્રીમદાચાર્ય ચરણરચિત નિઃશંક છે.

નીચે જણાવેલ ગ્રંથો પોતાના રચેલા કહેવાય છે, પરંતુ તે સંબંધી વિદ્વદ્વર્ગમાં શંકા છે.

(१) "भगवत्पीठिका."

કેટલાએકનું ધારવું છે કે આ ગ્રંથના કર્તા શ્રીમદ્ વિઠ્ઠલનાથજી (શ્રીગુસાંઈજી) છે, અને ઈતર એમ ધારે છે કે શ્રીમદ્ ગોકુલનાથજી છે.

(२) सुदर्शन

ભારતમાર્તંડ ગટ્ટૂલાલજી આ ગ્રંથ શ્રીમદાચાર્ય રચિત હોવા સંબંધી શંકા ધરાવે છે તેના કર્તા શ્રીમદ્ વિઠ્ઠલનાથજી હોય એ સંભવીત છે

(३) ममोत्तमश्लोकव्याख्या.

આ ગ્રંથ સંબંધી (૨) ના સંબંધની શંકા લાગૂ પડે છે તેના કર્તા શ્રીમદ્ વિઠ્ઠલનાથજી હોવાનું સંભવીત છે પરંતુ તેના ઉપર શ્રીમદ્ પુરૂષોત્તમજીની ટીકા છે તો તે પ્રાપ્ત થાય તો કદાચ છેવટનો નિર્ણય કરવાનું સુલભ થાય.

(४) गायत्री भाष्य.

શ્રીમદ્ વલ્લભાચાર્યના નામનુ ભાષ્ય છે પરંતુ તે શ્રીમદ્ ગોકુલનાથજીનું બનાવેલુ જણાય છે.

ગ્રંથોની ભાષા. શૈલી ઈત્યાદિ.

શ્રીમદાચાર્યે સર્વ ગ્રંથો સંસ્કૃત ભાષામાંજ રચેલા છે. કોઈપણ ગ્રંથ પ્રાકૃત અથવા પ્રાંતિક ભાષામાં રચેલો નથી. પ્રકરણ ગ્રંથો પદ્યમાં "અનુષ્ટુપ્" વૃત્તથી લખ્યા છે તેજ પ્રમાણે तत्त्वार्थ दीप निबंध પણ પદ્યમા લખ્યો છે. બાકી ભાષ્ય ગ્રંથો ગદ્યમાં લખ્યાંછે; ક્વચિત ક્વચિત ટીકા સારાદિ પદ્યમાં નિરૂપિત કીધાં છે.

શ્રીમદાચાર્યની ભાષા સરલ પરંતુ અતિસંક્ષેપમાં મહાન અર્થ–ગર્ભ ધારિણી છે, એમ હોવા છતા પણ સાક્ષેપ્યની ખાતર કોઈપણ સ્થળે યાથાર્થ્યનો ભોગ આપેલો દૃષ્ટિગોચર થતો નથી. તેમની કૃતિ એવી સુઘટિત પૂર્ણતાવાળી છે કે તેમાં એક અક્ષર કે માત્રાનો વધારો કે ઘટાડો કરવામા આવે તો તે તરત જણાઈ આવે

તેમની ગ્રંથ–રચના યોગ્ય પ્રમાણ અને અનુપમ સૌંદર્યવાળી છે.

ભાષ્ય–ગ્રંથોનો હેતુ મૂળ ગ્રંથ–કર્તાનો અર્થ રાગદ્વેષથી મુક્ત રહી, નિર્મલ, અપ્રતિહત, સત્યાન્વેષી, અને તલ–સ્પર્શી મનોદૃષ્ટિથી ગ્રહણ કરી, વ્યવચ્છેદશાલી બુદ્ધિથી ક્ષેપકભાગો દૂર કરી, ન્યૂનતાઓનું અવધારણ કરી, પૂર્વાપર સંબંધ લક્ષ્યમાં રાખી, નિર્ણિત કરી, તેને વાસ્તવિક રૂપમાં પ્રકટ કરવાનો છે. આ કસોટીએ કસતાં આચાર્યશ્રી રચિત ભાષ્યો ઈતર ભાષ્યો અને ટીકાઓ કરતા સર્વોત્તમ પદ પ્રાપ્ત કરે છે.

બાકી વાચસ્પતિ શ્રીમદ્ વલ્લભાચાર્યજી શ્રીકૃષ્ણાસ્ય છે; શ્રીકૃષ્ણની–રસાત્મક પરમકાષ્ટાપન્ન પુષ્ટિ–માર્ગીય પુરૂષોત્તમની–રસ-મયી વાક્‌ના અધિષ્ઠાતા છે એટલે વિશેષ વિવેચન શું કરીએ ? એટલુંજ કહી વિરામીએ છીએ કે શ્રીમદ્‌ની અક્ષર ગ્રંથ–પ્રસાદી શ્રોતા અને વક્તાને તાપત્રયહારી છે.

---

# પ્રકરણ ૧૮ મું.

## સમાલોચના અને ઉપસંહાર.

વૈશ્વાનરાચાર્ય શ્રીમાન્ આચાર્યશ્રીની શારીરિક સંપત્તિ સંબંધી હકીકત મેળવવાના મુખ્ય સાધનો

**આચાર્યશ્રીની તેઓશ્રીની અસલ છબી[1] અને તેમના શારીરિક સંપત્તિ.** સંબંધી રચેલાં પદો છે.

---

૧ શ્રીમદાચાર્યની છબીની હકીકત નીચે પ્રમાણે છે—

દિલ્હીના શાહ સિકંદર લોદીને આચાર્યશ્રીની કીર્તિની પરિમળના પ્રતાપે એમના દર્શન કરવાને અનુરાગ થયો, તેથી તેણે પોતાના ચતુર મુસવ્વર (ચિત્રકાર) હોનહારને વ્રજમંડળમાં જઈ આચાર્યશ્રીની છબી બનાવી લાવવાને હુકમ આપ્યો તે છબી આચાર્યશ્રીની કૃપાથી બનાવી શક્યો તે ચિત્રનું વર્ણન નીચેની કડીઓમાંથી મળે છે—

पाय अनवसर समयकों, श्रीजमुना तट धाम ।
कहत भागवतकी कथा, श्रीसुबोधिनी नाम ॥
तहां भट माधोदासजू, हाजर रहत हमेश ।
श्रीसुबोधिनी लिखत हैं, शिघ्र सुशुद्ध विशेष ॥
कृष्णदास मेघन जहा, हाजर ह्वै कर जोर ।
तीन दिवस ठाडे रह्यो, पुरुषोत्तमके जोर ॥
दामोदर हरषानि जहां करत दंडवत् आय ।
ग्रीषम ऋतुके समयमें, ऐसो समयसु पाय ॥

આ છબીની સાલ વિષે નીચે પ્રમાણેનો લેખ છે

पनरासै सडसठ लखो, सवतको अनुमान ।
सम्प्रदाय कल्पद्रुमसु, पुस्तक माहीं प्रमान ॥

આ ઉપરથી તે છબી આચાર્યશ્રીના ૩૨ મા વર્ષની હોવી જોઇએ. આ છબી ત્યાર પછી કળાકૌશલ્યપ્રિય મોગલ બાદશાહોના સ્વાધીનમાં આવી, અને પેઢીગત શાહજહાનના સમય સુધી તેમનાજ સ્વાધીનમાં રહી પછી કીશનગઢરાજ્યના મૂળ પુરૂષ રૂપસિંહજીને પોતાની રણ-શૂરતા માટે બાદશાહે બક્ષીસ આપી અને ત્યારથી તે છબી તેમના વંશજોની પાસે આજસૂધી કીશનગઢમાં મહારાજાના મહેલના મંદિરમાં પૂજાય છે. (વધુ માટે જુઓ નાગર સમુચ્ચય)

प्रकटे कृष्णानन द्विजरूप
श्रीवल्लभ मंगल रूपनिधान ।–વિષ્ણુદાસ
सुंदर नयन विशाल कमलरंग ।
मुख मृदु बोलत वचन अनुप ।
अंबुज नेन विशाला ।
ललित सुभगनिधिशोभितभाला ।
गुणनिधि श्यामशरीरा ।
भुजदंड प्रबल अखंड पद्युग ।
अंबुज नख जग जोहतो ।
अरविंदमुख अलिवृंद गुंजित
अलक घन मन मोहनो ।

એ ઉપરથી એમ પ્રતીત થાય છે કે એમનું શરીર મધ્યમ કદનું, શ્યામ રંગનું, ઘાટીલું અને મજબુત બાંધાનું હતું. તેમની છબી ઉપરથી જોનારને એક શાંત, સાત્વિક, નિરભિમાની, તત્ત્વચિંતક, પ્રતાપી વ્યક્તિનું ભાન આપો આપ થાય છે.

એમણે પગે ચાલી થંડી અને ગરમી, ભૂખ અને તરસ વગેરે વેઠી અખિલ આર્યાવર્તની ત્રણવાર યાત્રા કરી તેજ તેમના નિરંતર જળવાઇ રહેલા આરોગ્યનો ચોક્કસ પુરાવો છે પર્યટન દરમ્યાન મ્હોટે ભાગે નિશ્છાય એવા શમી વૃક્ષની નીચે દિવસો અને મહીનાઓ સૂધી ખુલ્લામાં शय्या भूमि तलं કરી નિવાસ કરતા હતા તેજ તેઓશ્રીનું અંગ કેટલુ સહિષ્ણુ, દૃઢ અને કસાયલું હતું તેનો પૂરતો ખ્યાલ આપે છે.

**આચાર્યશ્રીની વાણી.** વાચસ્પતિની વાણી સંબંધી એક ભક્તકવિ યથાર્થ કવે છે કેઃ—

कोटि अमृतसम हस मृदु बोलत सबके होत कल्यान ।
परम उदार चतुर चिंतामणि देत अभयप्रद दान ॥

**આચાર્યશ્રીની વિદ્વત્તા.**

આચાર્યશ્રીના પાંડિત્ય સંબંધી વિશેષ જણાવવાની જરૂર રહેતી નથી. તેઓશ્રીએ રચિત અક્ષર ગ્રંથ સાહિત્ય તેનો હમ્મેશ માટેનો પૂરતો પુરાવો છે.[1]

**ઋજુ સાત્વિક જીવન.**

આચાર્યશ્રી મુક્ત-સંગ હતા એટલે તેઓ ગમે તે પ્રકારના ઠાઠમાઠથી રહેત તોપણ તેમને કોઈપણ પ્રકારની બાધા થવાની નહોતી, પરંતુ તેઓ यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः । એ ન્યાયે લોક-સંગ્રહ માટે પોતાની રહેણી કરણી પોતાના ઉપદેશના દૃષ્ટાંત રૂપ અનુકરણીય રાખતા હતા દ્રવ્યની અને વિષયની લાલસા, આડંબરવાળો વૈભવ અને ડોળ મનુષ્યને ઈશ્વરથી વિમુખ કરી વિષયાસક્ત બનાવે છે તેથી પોતે કોઈપણ પ્રકારનો વૈભવ કે આડંબર મન, વાણી, કર્મ કે વસ્ત્રાદિમાં કદી રાખતાજ નહિ. પોષાકમાં માત્ર ધોતી ઉપરણો ધારણ કરતા અને પગરખાં તરીકે લાકડાની સાદી અને સસ્તી પાવડીઓ પહેરતા દક્ષિણ હિંદુસ્થાનના સમ્રાટ્ મહારાજા કૃષ્ણ દેવ જેવા અનેક સંપત્તિવાન્ પોતાના સેવકો હોવા છતાં તેમણે કદી લેશ-પણ દ્રવ્યની કે વૈભવની પરવાહ કરી નથી. કોઈ વખત કોઈકના આગ્રહને માન આપી દ્રવ્યનો સ્વીકાર કરવાની ફરજ પડતી હતી ત્યારે તેનો પ્રભુ પ્રીત્યર્થ વ્યય કરી દેતા હતા. ગાડી ઘોડા ફેરવવાનું અને મ્હોટા મહેલો બંધાવી રાજાઓની નકલ કરી એશઆરામમાં રહેવાનું તે નાપસંદ કરતા હતા.

સેવાનો પણ ઠાઠ નહોતો રાખતા. સેવા કરવાની રીત પણ સાદી અને સરળ હતી. શૃંગારમા ઠાકોરજીને ગુંજા અને મયૂર ચંદ્રિકા ધરાવતા. મુસાફરી દરમ્યાન ઠાકોરજીને એક ત્રાંબાના સંપુટમા પધરાવી માથે ધરી ચાલતા હતા. ખોરાકમા પણ ધાન્ય, ફળ, ફુલ જે અનાયાસે મળતાં તેજ પ્રભુને ધરાવી પોતે

---

૧ વધુ માટે જુઓ આગલું પ્રકરણ ૧૭ મું.

ખાતા. અડેલ અને ચરણાદ્રિમાં પર્ણકુટિ જેવાંજ મકાનોમાં પરમસંતોષથી રહેતા હતા. સંસાર વ્યવહારમાં પણ મુક્તસંગની માફક વર્તતા. ધાર્મિક જીવન સત્યાવલંબી, નિરાડંબર, સરળ સાદુ તથા પરોપકારી અને પ્રભુ પરાયણ જોઇએ. તેવું જીવન પોતે રાખતા હતા અને તે જીવન ધર્માચાર્યોને તો શું પણ પોતાનો અભ્યુદય ઈચ્છનાર સહુ કોઇને અનુકરણીય છે.

**નિત્ય નિયમ.**

પ્રાત.કાળમા ઉઠી મુખ પ્રક્ષાલન કરી આચાર્યશ્રી તરત પ્રભુનું ધ્યાન ધરતા, તે પછી સ્નાનાદિક દેહ કૃત્ય કરી નિત્યકર્મથી પરવારી શાસ્ત્રાવલોકન કરતા. બાદ સેવા કરી ઠાકોરજીને ભોગ સમર્પણ કરી ભોજન કરતા. દરમ્યાન કોઈ શરણે આવતું તો તે બ્રહ્મસંબંધ કરાવતા ભોજન કર્યા પછી તથા ઉત્થાપન અને ભોગ સમયે કથા વાર્તા અને ઉપદેશ કરતા તથા વૈષ્ણવોના સેવા, અભ્યાસ અને વર્તનનું બહુ કાળજીથી નિરીક્ષણ કરતા અને તેઓ જો આડે માર્ગે જતા હોય તો અટકાવવા તથા માર્ગમાં મુશ્કેલીઓ નડે તો તેમની મુશ્કેલીઓ દૂર કરવા પોતે સાહાય્ય આપતા. રાત્રિએ પણ કથામૃત યા ઉપદેશ–સુધાનું વૈષ્ણવોને પાન કરાવતા. એ રીતે પ્રાત.કાળથી શયન પર્યંત આચાર્યશ્રી ભગવત્સંબંધી વિચાર, ભગવત્સંબંધી બોધ અને ભગવત્સંબંધી કાર્ય કરતા હતા એમની કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયોના સર્વ વ્યાપાર પ્રભુ સંબંધીજ હતા. પ્રભુના કાર્ય સંબંધી સીધી રીતે નિસ્બત નહિ ધરાવનાર લૌકિક કાર્યોમાં આચાર્યશ્રી કદી ગુંથાતા નહિ. પર્યટનમાં પણ સ્હેજસાજ ફેરફાર સાથે ઉપરનોજ ક્રમ ચાલુ રાખતા.

આવું જીવન ગાળનારને એકાંતવાસ ઉપર પ્રીતિ હોય તે સ્વાભાવિક છે, અને તેથી તેમના સ્થાયી–નિવાસનાં સ્થાન ગાઢ વસ્તીવાળાં કાશી જગન્નાથાદિ જેવાં સ્થળોને બદલે અડેલ અને ચરણાદ્રિ જેવા અલ્પ બસ્તીવાળાં અને એકાંત સ્થળો હતાં. તેમના નિકટના પરિચયમાં ચાર સમર્થ ભક્ત જનો હતા જેમને વૈષ્ણવ–

વૃંદ તેમના "સખા" ના માનપ્રદ પદથી સંબોધે છે. તેમનાં નામઃ(૧) સૂરદાસ. (૨) પરમાનંદદાસ. (૩) કુંભનદાસ ગોરવા અને (૪) કૃષ્ણુદાસ અધિકારી. આચાર્યશ્રીના બોધના સચોટ દૃષ્ટાંત રૂપ તેમનાં જીવન હતાં.

**આચાર્યશ્રીનો ગૃહસંસાર.**

આચાર્યશ્રીનો ગૃહસ્થાશ્રમ પણ અનુકરણીય હતો. સમાવર્તન કરી ગૃહસ્થાશ્રમ સ્વીકાર્યા બાદ પણ અહંતામમતાત્મક સંસારથી આચાર્યશ્રી લેપાયા નહોતા જળમાં રહેનાર કમળપત્ર જળમાં રહેવા છતાં જળથી ભીંજાતું નથી, અને જીભ ઘી તેલ વગેરે ચીકટવાળા પદાર્થો ખાય છે તેમ છતા ચીકટી રહેતી નથી, તેમજ આચાર્યશ્રી લોક વ્યવહારમાં રહ્યા છતાં તેથી લેપાયા નહિં, એ એમના ધાર્મિક જીવનનો મહાન વિજય છે. આચાર્યશ્રીનો ગૃહવ્યવહાર સરળતાથી ચાલતો હતો એમ જણાય છે. પોતાનું મન હરિસેવા અને હરિના ઉપદેશમાજ ગુંથાયેલું રહેતું, તે જોઈ એમનાં માતુશ્રી, સ્ત્રી, પુત્રો વગેરે સર્વ પરિજનો એજ કાર્યમાં સહાયભૂત થતા અને પ્રભુનેજ પોતાનું સર્વસ્વ ગણુતાં પોતાના કાકા, ભાઈ, બહેનો વગેરેનો આચાર્યશ્રી પ્રસંગોપાત સારો સત્કાર કરતા અને પોતે તેમના તરફ માયાથી વર્તતા.

**સતત્ પ્રયાણ.**

આચાર્યશ્રી પર્યટન કરવાનું બહુ પસંદ કરતા હતા ગૃહસ્થાશ્રમ દરમ્યાન પણ પ્રયાણ કરવાનું ચાલુ રાખ્યું હતું આખી જીંદગીમા ભાગ્યેજ કોઈક વખત છ માસ કરતાં વધારે મુદત સુધી આચાર્યશ્રી એકજ સ્થાનમાં બિરાજ્યા હતા. જ્યારે જ્યારે લાંબા વખત સુધી એકજ સ્થાનમાં રહેવાનું થતું ત્યારે ગ્રંથ રચનામાં અને ઉપદેશમાંજ એમણે પોતાનો વખત ગાળ્યો હતો

શ્રીમદાચાર્ય સતત્ પ્રયાણ કરતા હતા તેનો હેતુ ઉદ્દર—

નિર્વાહ કે દ્રવ્ય કે કીર્તિની પ્રાપ્તિનો નહોતો.

**પર્યટનનો હેતુ.** જ્યારે મુદ્રણકળા, વર્તમાનપત્રો અને એવી સામગ્રી હતા નહિ ત્યારે વિદ્વત્સમાગમનું સાધન પર્યટન સિવાય બીજું હતું નહિ તેથી તે સાધનનો નિ:સંકોચ ઉપયોગ કરી, વિદ્વાનોનો સમાગમ કરવા તથા તેમને પોતાના સિદ્ધાંત જણાવી તેની ખાત્રી કરી આપવા અને એ રીતે સત્ય જ્ઞાનનો પ્રસાર કરવા રૂપ લોકકલ્યાણ તેમના પર્યટનથી સધાતું. તે સાથે પર્યટન તેમને માનવ સમાજની જુદી જુદી કક્ષાની વ્યક્તિઓ સાથે સંસર્ગમાં આણતું અને તેથી તેઓની સ્થિતિનું અપરોક્ષ જ્ઞાન પોતે મેળવતા, અને તે સ્થિતિની ખામીઓ અને દોષોનું નિરીક્ષણ કરી તે સુધારવાને યોગ્ય ઉપાય અને ઉપદેશ યોજી શકતા આથી કરીને તેઓનો ઉપદેશ માત્ર પુસ્તક પંડીતનો અથવા વર્તમાન–સ્થિતિની ઉપેક્ષા કરી કોટડીમાં બેસનાર સાક્ષરનો નહોતો પરંતુ તે વિશાળ અને તલસ્પર્શી અનુભવ મેળવનાર સર્વ ભૂતમાત્રના પરમ હિતચિંતકનો છે અને તેથી તે પરમ આદરણીય છે. બાકી તીર્થ યાત્રા તો ગૌણ હેતુ હતો કારણ કે તીર્થસ્થાન તેમને પાવન કરી તેમને ઋણી બનાવવાને બદલે તેમના પૂનિત ચરણારવિંદથી માહાત્મ્ય–યુક્ત બની સ્વતઃ ઋણી થાય છે. યુધિષ્ઠિર રાજા વિદુરજીને કહે છે તેમઃ—

**भवद्विधा भागवतास्तीर्थभूताः स्वयं विभो ।**
**तीर्थीकुर्वंति तीर्थानि स्वांतस्थेन गदाभृता ॥**

શ્રીમદ્ ભાગવત સ્કં. ૧ અ. ૧૩ શ્લો. ૯.

ત્રીસ બત્રીસ વર્ષની મોટી વયે ગૃહસ્થાશ્રમ માંડ્યા છતાં તે આશ્રમ પર વર્ષની વય પહેલાં છોડી

**સંન્યાસ ગ્રહણ.** દીધો અને અહંતામમતોત્પાદક સંસર્ગનો ત્યાગ કરી, ભક્તિ–માર્ગીય સંન્યાસ ગ્રહણ કરી પ્રભુની નિત્ય લીલામાં પ્રવેશ કર્યો.

આ ભૂતલ ઉપરની લીલાની સમાપ્તિ પહેલાં બેએક કલાક ઉપર આચાર્યશ્રીએ પોતાના પુત્રો, આસમંડળ અને વૈષ્ણવોને અને તદ્દ્વારા એમના વંશજો અને તે પછી થનારી પ્રજાઓને જે છેલ્લી શિક્ષા આપી છે તે ઘણી ધ્યાનમાં રાખવા લાયક છે એ શિક્ષામાં[1] આચાર્યશ્રીએ સ્પષ્ટ રીતે કહ્યું છે કે,

**આચાર્યશ્રીની છેલ્લી શિક્ષા.**

"ભગવાન્ લૌકિક પ્રભુ નથી, કે લૌકિક સમૃદ્ધિ અને લૌકિક વિષયોથી રીઝે, માટે ભગવાનનેજ આપણું સર્વસ્વ ધારી એમનું સર્વભાવથી હંમેશ સેવન, ભજન, કીર્ત્તન વગેરે કરવું" આ શબ્દો નિર્મળ અને ભગવન્મય થયેલા અંતઃકરણમાંથી નિકળ્યા હતા એમ કોણ નહિં કહે?

આ દુનિયાં છોડતી વખતે લૌકિકમાં ગુંથાયેલું મન પાછળ રહેલાંએ મિલકતની શી રીતે વ્યવસ્થા કરવી, મકાનો અને સમૃદ્ધિ શી રીતે વહેંચવી, કેમ ચાલવાથી આબરૂ અને સમૃદ્ધિનું રક્ષણ અને પોષણ થશે વિગેરે શિક્ષા આપે, પણ આચાર્યશ્રીએ પોતાના સ્ત્રી, પુત્રો, વૈષ્ણવો વગેરે બધાને એકજ શિક્ષા આપેલી છે

**લૌકિક મન.**

લૌકિક મન પોતાની લૌકિક દોલતનો મ્હોટો ભાગ પોતાના પુત્ર સ્ત્રી, વગેરેને આપે છે, અને બીજાને જુજ આપે છે. આચાર્યશ્રી જેને પોતાનું સર્વસ્વ ગણતા અને જે એમની ખરી લૌકિક અને અલૌકિક દોલત હતી તે (ભક્તિ) બધી એમણે સર્વ મનુષ્યોને, ન્યાત જાત કે સગા સંબંધીના તફાવત વગર આપી છે.

**આચાર્યશ્રીનું સર્વસ્વ.**

---

[1] વધુ માટે જુઓ પાછળ પૃષ્ટ ૩૭૭.

લૌકિક વસિયતનામાના ખરાપણાની ખાત્રી માટે જેમ સરકારી દફતરે નોંધણી થાય છે તેમ શ્રીમહાપ્રભુજીનું અલૌકિક વસિયતનામું તો સર્વાધીશ શ્રીકૃષ્ણે મંજુર કરી મંજુરીના શેરાના દાખલા તરીકે નીચે દોઢ શ્લોક ઉમેર્યો છે. આવી અલૌકિક રીતે વારસામાં મૂકેલી સંપત્તિ એમના તમામ અનુયાયી અને વૈષ્ણવોએ આનંદ અને આદરની સાથે સ્વીકારવી જોઇએ.

**આચાર્યશ્રીનું વસિયતનામું. શિક્ષાશ્લોક.**

આચાર્યશ્રીના મનમા ગરીબ અને શ્રીમાન્ સરખાજ હતા. શ્રીનાથજીનું મંદિર પૂર્ણમલ્લ ક્ષત્રિયે થોડું બંધાવ્યું તે પછી એની પાસે જોઇતા પૈસા રહ્યા નહિ, તેથી એને દ્રવ્યને માટે દૂર દેશાવર જવું પડયુ. તે દરમિયાન એ માંદર પુરૂં કરાવવાની આચાર્યશ્રી પાસે રાજસી લોકોએ પરવાનગી માગ્યા છતાં આચાર્યશ્રીએ પૂર્ણમલ્લને પૂછયા સિવાય પરવાનગી આપવાની ના પાડી.

**સમદૃષ્ટિ.**

કથન અને આચરણ એ બેની વચ્ચેનો સંબંધ જળવાઇ રહેવો એ ઘણુંજ મુશ્કેલ કામ છે. ઘણા લોકો કાંઇક બોલે છે અને કાંઇક ચાલે છે. આ દોષમાંથી મહાત્મા પુરૂષોજ મુક્ત હોય છે. આચાર્યશ્રીનાં કથન અને આચરણની વચ્ચે લેશ પણ ભેદ નહોતો એજ એમના જીવનનું સૌંદર્ય છે.

**કહેણી રહેણી.**

સિદ્ધાંતમુક્તાવલિ વગેરે ગ્રંથો દ્વારા આચાર્યશ્રીએ એકજ ઇશ્વરના સેવન, ભજન, કીર્તન વિગેરેનો બોધ કરેલો છે, અને એ બોધ પ્રમાણે એ હંમેશ શ્રીકૃષ્ણની સેવા સંતોષમાં રહી કરતા હતા. આ બાબતમાં નિબંધમાં જણાવે છે કેઃ—

**આચાર્યશ્રીનો કૃષ્ણ સેવાનો બોધ.**

**श्रीकृष्णं पूजयेद्भक्त्या यथालब्धोपचारकैः ।**

**ભાવાર્થઃ**—જે વખતે જે ઉપચારો મળી શકે તે વડે શ્રીકૃષ્ણની પૂજા કરવી

અજ્ઞાન લોકની શ્રદ્ધાનો ભગ નહિ કરવાને માટે જુદ જુદા થીર્થોમાં જુદા જુદા દેવોનાં દર્શન કરવા આચાર્યશ્રી જતા, પણ સર્વ સ્થળે એ દેવોને શ્રીકૃષ્ણના અગ રૂપ ગણી શ્રીકૃષ્ણની એકલાની ભક્તિ કરતા અને એમની એકલાનીજ ભક્તિનો ઉપદેશ આપતા.

તીર્થથી મુક્તિ માનેલી છે, પણ તે ભગવત્કૃપા હોય તોજ મળે એમ આચાર્યશ્રીનો મત હતો.

**બ્રહ્મસબંધ અને બીજી ક્રિયાઓ.**

દેશ, કાળ વિગેરે ફરી જવાથી વૈદિક કર્મકાડની ક્રિયાઓ શુદ્ધ રીતે બની શકે એવી નહોતી તેથી આચાર્યશ્રી કર્મકાડ વિષે ઉદાસીનતા રાખવાનો બોધ આપતા આચાર્યશ્રીએ પશુવધ સિવાયનો એક વખત સોમયાગ કર્યો, તોપણુ પોતાના કોઈ સેવકને એવા યાગ કરવાની ભલામણ કરતા નહિ- શ્રીસુબોધિનીજીમાં ગિરિરાજ પૂજોત્સવ પ્રસગગાં આચાર્યશ્રીએ કહ્યું છે કે, કૃષ્ણે પશુવધ બધ કર્યો છે.

શ્રીમદાચાર્યે પોતાના ઉપદેશનું રહસ્ય સક્ષેપમાં પોતે દર્શાવેલ ભાવના તથા આચારમાં સમાવિષ્ટ છે.

ત્રિવિધ ભાવના નીચે મુજબ છે

**આચાર્ય ઉપદિષ્ટ ભાવના અને આચાર.**

૧ શુદ્ધાદ્વૈત ભાવના રાખવી. આ ભાવનાનું વર્ણન પૂર્વ પ્રકરણોમાં તેમજ અન્ય સ્થળે કરવામાં આવ્યું છે. એ ભાવના શ્રીકૃષ્ણ ભગવાને કહેલા નીચેના શ્લોકમાં સમાયેલી છે

**मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।**
**मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥**

ગી. અ. ૭. શ્લો. ૭.

અર્થ—હે ધનજય મારાં કરતાં વધારે મ્હોટું કે જુદું કાંઈ છેજ નહિ. સઘળુ મારામાંજ ગુથાયેલું છે, જેમ દોરાવડે મણકા પરોવેલા છે તે પ્રમાણે

એ ભાવના ધ્યાનમા રાખી પ્રાણીમાત્ર તરફ દયા અને પરોપકારવૃત્તિથી વર્તવુ

૨. જેટલે દરજ્જે કામ, ક્રોધ, લોભ, મોહરૂપી સસારમાં ચિત્ત ગુથાય છે તેટલે દરજ્જે તે ભગવાનથી વિમુખ થાય છે, માટે લૌકિક વિષયોમા ચિત્ત રાખવુ નહિં, અથવા જરૂર પડે તો માત્ર લોક સગ્રહને માટેજ રાખવુ.

૩. ભગવાનને વિષે પ્રેમ અને આસક્તિ રાખવી, અને ભગવાનની સેવાનું અને એમનાજ સ્મરણ, ભજન, કીર્ત્તનવગેરેનું વ્યસન કરવું.

ત્રિવિધ આચાર નીચે મુજબ છે—

૧ સત્સગ કરવો એટલું જેનું મન પ્રભુ તરફ વળ્યું હોય તેનોજ સગ કરવો.

જેનું મન નિરંતર પ્રભુમાંજ રહે છે તેને બીજા સત્સંગની જરૂર નથી. પરંતુ જેને એવો અભ્યાસ નથી તેને એવા સત્સંગની જરૂર છે, એટલાજ માટે આવી અવસ્થામાં જે હોય તેને સંન્યાસ ધારણ કરવાની આચાર્યશ્રીએ ના પાડી છે.

૨ શ્રીકૃષ્ણ ભગવાન્ સિવાય બીજા દેવ દેવીઓનો આશ્રય કરવો નહિ, અને બાધા આખડી રાખવી નહિ.

પ્રભુ સર્વ કલ્યાણકારી ગુણોના નિધિ છે, તેથી એમનાજ વિચારમાં જ્યાં સુધી મન રહે ત્યાં સુધી વારંવાર રાખવું. તેમ કરવાથીજ ભક્તજનના અંતઃકરણમાં છુપાઇ રહેલા કાલિય નાગરૂપી કામ, ક્રોધ, મોહ વગેરેના મસ્તક ઉપર ભગવાન્ નૃત્ય કરી તેમને દબાવી દે છે. એટલાજ માટે પ્રભુમાં ચિત્ત રાખવાની આચાર્યશ્રીએ આજ્ઞા કરી છે.

૩ અસમર્પિત વસ્તુનો ઉપભોગ કે ઉપયોગ કરવો નહિ.

આચાર્યશ્રીનું જીવન-કાર્ય.

આચાર્યશ્રીનું જીવનકાર્ય, સંક્ષેપમાં કહેતાં, અજ્ઞાન દૂર કરી અનિષ્ટ સિદ્ધાંતોનું ખંડન અને શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું મંડન કરી સર્વ-સુસાધ્ય અને સદ્યો-મુક્તિપ્રદ ભક્તિમાર્ગનું સ્થાપન સંબંધીનું છે. કયા કયા માર્ગો આ કલિયુગમાં સાધી શકાય એવા છે તે આચાર્યોએ બતાવવું જોઇએ અને તે કામ આચાર્યશ્રીએ બહુજ સુંદર અને સંપૂર્ણ રીતે સિદ્ધ કર્યું છે.

ભક્તિ એજ આ યુગનો સનાતન સંપ્રદાય છે.

આચાર્યશ્રીએ ભક્તિ એજ આ યુગનો સનાતન સંપ્રદાય છે એમ સર્વ રીતે પ્રાતપાદન કરેલું છે, અને તે માર્ગે ચાલનારનું કર્તવ્ય-રહસ્ય સૂત્રરૂપે જણાવતા કહે છે કે:—

सर्वदा सर्वभावेन
भजनीयो व्रजाधिपः ।
स्वस्यायमेव धर्मोऽहिनान्यः क्वापि कदाचन ॥

સર્વ કાળ, સર્વાત્મભાવથી નિઃસાધન જનની અધિક રક્ષા કરવાવાળા ભગવાનજ અવશ્ય ભજવા લાયક છે, કારણકે ભક્તોનો માત્ર તેજ ધર્મ છે એ સવાય ઇતર ધર્મ કોઈ પણ સ્થળે અથવા કોઈ પણ સમયે નથી.

આવો ભક્તિમાર્ગ અમુક અમુક દેશકાળ અને પ્રજા માટે જ વિહિત છે એમ નથી; પરંતુ જગતના સર્વ દેશોની સર્વ આર્ય અનાર્ય પ્રજાઓ માટે સર્વ કાળમાં તેનાં દ્વાર અહર્નિશ ખુલ્લાં છે. તે માર્ગે નિઃસાધન દશામાં પણ પ્રયાણ કરનારનું પ્રયાણ પ્રભુ સ્વેચ્છાથી, સ્વબળથી, અને સ્વકૃપાથી સુતર અને સુગમ કરી આપી છેવટે પ્રયાણ કરનારને કૃતાર્થ કરે છે.

આચાર્યશ્રીના ૮૪ વૈષ્ણવો મુખ્ય હતા તેમા પણ હાલ જેમનો સ્પર્શ કરવામાં તો શું પરતુ જેમનું નામ લેવામા એ વૈષ્ણવો હરખાઈ છે તેવા આર્યખાન પઠાણ જેવા મુસલમાનો પણ હતા તે હકીકત આ માર્ગની સર્વદેશીયતાની અચૂક શાખ પૂરે છે

**આચાર્યશ્રીનો પ્રભાવ.**

આચાર્યશ્રીના જીવનમા જે જે આશ્ચર્યજનક બનાવો બનેલા જોવામાં આવે છે તે સર્વમા ભક્તિનોજ પ્રભાવ અથવા ભગવદ્બલજ છે, કારણ કે ભક્તને કંઇ દુર્લભ નથી ભગવાન્ ભક્તાધીન છે, તેથી ભક્તજન પ્રભુબળસપન્ન છે.

વિદ્યાનગરના સાર્વભૌમ કૃષ્ણદેવ રાજાની સભામા વિદ્યા અને જ્ઞાનથી વિભૂષિત અનેક આચાર્યો, પડિતો, શાસ્ત્રીઓ, તત્ત્વવેત્તાઓ વગેરે ધર્મ સબધી વાદ કરવા ભેગા થયા હતા, તેમની વચ્ચે તેર કે ચૌદ વર્ષની બાળ વયમાં વાદને માટે હાજર થવુ, વૈષ્ણવમાર્ગીયો પ્રથમ હાર્યા હતા અને સ્માર્તાચાર્યને કનકાભિષેક કરવાનું નક્કી થયું હતું તેવા વખતમાં વાદને માટે માગણી કરવી, એ વાદમા જીતેલાનો પરાજય કરવો, અને હારેલાનો વિજય કરાવવો; સ્માર્તાચાર્યના કનકાભિષેકને બદલે પોતાનો કનકાભિષેક થવાનો પ્રસગ લાવવો, કૃષ્ણદેવ રાજા અને મહિસુર, વેત્રવતી વગેરેના રાજાઓએ આપવા માંડેલી સમૃદ્ધિ લેવાની ના પાડવી, ગંગાસાગર, ગોવા, હેમગોપાલ વગેરે ગાઢ અરણ્યમાના સ્થાનોની મુલાકાત લેવી અને ત્યાં મુકામ કરી રહેવું, વ્યાસાશ્રમ અને એવાજ અગમ્ય સ્થળોએ જવુ; ઘટ સરસ્વતી અને ચેટક યોગી વગેરેની સિદ્ધિઓની દરકાર કરવી નહિ, રૂસ્તમઅલીએ મુંઝવણ ધંધલી કરવું નહિ, અને હાથવડે આલેખેલા યત્રને દિલ્હીના દરવાજે પોતાના સેવકો પાસે ચોડાવવો, હુમાયુ બાદશાહ પાસેથી ગોપાળપુર અને ગોકુળનો પટો મેળવવો, અને એવા બીજા સર્વ બનાવોમાં ભગવદ્ધર્મની પ્રતિભા (બળ) શિવાય બીજુ કાંઇજ નહોતું.

**મહાપ્રભુજીનું પદ.** બાર વર્ષની વય દરમ્યાન વેદવેદાંગાદિમા નિષ્ણાત થઇ વિદ્યાનગરના મહારાજાની બ્રહ્મ-સભામા ઇતર મતોનુ ખંડન કરી બ્રહ્મવાદ સ્થાપન કરી દિગ્વિજય કરનાર, અખિલ ભરતખંડની નિષ્કંચન વૃત્તિથી ત્રણુ વખત પગે ચાલી અને છાયા વગરના શમી વૃક્ષની નીચે મુકામ કરી પરિક્રમા કરનાર, પરિક્રમા દરમ્યાન અનેક જીવોનો ઉદ્ધાર કરનાર, અનેકને ઉન્માર્ગેથી વાળી સન્માર્ગે પ્રેરનાર, પરિક્રમા દરમ્યાન ૮૪ સ્થળોએ શ્રીમદ્ ભાગવતનુ પારાયણુ કરનાર, ભગવદાજ્ઞાથી ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરી આ યુગના આચાર્યો, ભક્તો અને મુમુક્ષુઓને સરળ, નિરાડંબર, અને આદર્શ-રૂપ જીવનયાત્રાનો અમૂલ્ય વારસો આપનાર, સાક્ષાત્ભગવદાજ્ઞાના અધિકારી થઇ ભક્તિ-સંપ્રદાયનું સ્થાપન કરી તેની શાંતિ અને આનંદમય પરિમળ દશ દિગન્તમા પ્રસારનાર, વાણીના પતિ, વૈશ્વાનરાચાર્ય, ભગવદ્મુખાવતાર અખંડભૂમંડલાચાર્ય શ્રીમાન વલ્લભાચાર્યજીને “ મહાપ્રભુજી ” સિવાય કયુ ઇતર પદ ઘટે ?

**चिंतासंतानहंतारो यत्पादांबुजरेणवः ।**
**स्वीयानां तान्निजाचार्यान्प्रणमामि मुहुर्मुहुः ॥**

